# શ્રીવીરપ્રભુની અંતિમ દેશના



પ્રવચનકાર
પૂ. શ્રી વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મ.

# શ્રી જૈન પ્રવચન

[સાપ્તાહિક]

જગત્તારક શ્રી જિનેશ્વર દેવોએ ફરમાવેલાં તત્ત્વોનું પૂ. પરમ શાસનપ્રભાવક વ્યાખ્યાનવાચસ્પતિ આચાર્યદેવ શ્રીમદ્ વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ કરેલા સુરોચક વિવેચનનું આ સાપ્તાહિક દર રવિવારે પ્રગટ થાય છે.

હિંદમાં........ રૂ. ૩–૧૨—૦
હિંદ બહાર..... રૂ. ૫—૮—૦

[ટપાલ ખર્ચ સાથે]

શ્રી જૈન પ્રવચન કાર્યાલય
રતનપોળ · અમદાવાદ

णमोत्थु णं समणस्स भगवओ महावीरस्स

# શ્રી વીરવિભુની અંતિમ દેશના

[ શ્રી પુણ્યપાલ મંડલેશને આવેલાં આઠ સ્વપ્નોના
શ્રી વીરવિભુએ કહેલા ફલાદેશથી સહિત ]

: ચાર પ્રવચનો :



: પ્રવચનકાર :

પૂ. સકલાગમરહસ્યવેદી, પરમ ગીતાર્થ, સ્વ. આચાર્યદેવ શ્રીમદ્ વિજયદાનસૂરીશ્વરજી મ.ના પટ્ટપ્રભાકર પૂ. સિદ્ધાન્તમહોદધિ આચાર્યદેવ શ્રીમદ્ વિજયપ્રેમસૂરીશ્વરજી મ. ના પટ્ટાલંકાર પૂ. પરમ શાસનપ્રભાવક, સમર્થ વિદ્વાન, વ્યાખ્યાનવાચસ્પતિ આચાર્યદેવ

**શ્રીમદ્ વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજ.**



: પ્રકાશક :

શ્રી વીરશાસન કાર્યાલય

રતનપોળ : : : : અમદાવાદ



વીર સં. ૨૪૬૫ ] મૂલ્ય સવા રૂપીઓ [ વિ. સં. ૧૯૯૫

# નિવેદન



અનેક ગુણગણાલંકૃત પૂ. બાલબ્રહ્મચારી, પરમ શાસનપ્રભાવક પરમારાધ્ય વ્યાખ્યાનવાચસ્પતિ આચાર્યવર્ય શ્રીમદ્ **વિજયરામચંદ્રસૂરીશ્વરજી** મહારાજાનાં અતિ મનનીય ને બોધક રસિકતાભર્યાં વ્યાખ્યાનોનું સારભૂત અવતરણ પ્રગટ કરવાનો અમારો પ્રયાસ ચાલુ છે. તેમાં પૂ. પ્રવચનકાર મહાત્માશ્રીના વાસ્તવિક આશયથી વિરૂદ્ધ આશયને પેદા કરનારી જે કાંઈ ઉક્તિ અમારા પ્રમાદાદિથી મૂકાઈ જતી હોય, તદર્થે અમે તે પરમ તારકની ક્ષમાના પ્રાર્થી છીએ. તેમજ વાંચકો પ્રત્યે પણ નિવેદન છે કે-તેમને જે કાંઈ શંકાસ્પદ ભાસે, તેનો અમારી પાસેથી ખૂલાસો મેળવે: અમારા પ્રમાદને નામે કૃપા કરી પૂ. પ્રવચનકાર મહાત્માશ્રીને ન વગોવે.

સમ્પાદક: "શ્રી જૈન પ્રવચન"
રતનપોળ: અમદાવાદ.

# ભેટ અને અશુદ્ધિઓ વિષે સૂચન

"શ્રી વીરવિભુની અન્તિમ દેશના" નામના આ ગ્રંથરત્નને વાંચકોની સમક્ષ રજૂ કરતાં અમને અત્યન્ત આનંદ થાય છે.

શ્રી વીરશાસન કાર્યાલય તરફથી શ્રી વીરસમાજના સંરક્ષક મહાનુભાવોને અને આજીવન સભ્યોને તેમજ શ્રી વીરશાસન સાપ્તાહિકના ગ્રાહકોને, દરવર્ષે કમથી કમ એક પુસ્તક ભેટ અપાય છે.

શ્રી વીરશાસન કાર્યાલય તો ગ્રાહકો આદિને જેમ બને તેમ વધુ લાભ આપવાને ઈચ્છે છે. છેલ્લાં કેટલાંક વર્ષોથી તો ભેટ પુસ્તક તરીકે વિશાલ કદનો ગ્રન્થ અપાય છે. એ પ્રતાપ જામનગરનિવાસી શેઠ શાન્તિદાસ ખેતસીભાઈની ઉદાર આર્થિક સહાયનો જ છે, એમ કહ્યા વિના ચાલે નહિ.

આ વર્ષે અમે બે ગ્રંથો ભેટ આપવાનું નક્કી કર્યું છે.

વિચાર તો આ વર્ષે શ્રી જૈન રામાયણનો છઠ્ઠો ભાગ ભેટ પુસ્તક તરીકે આપવાનો હતો, પરન્તુ શ્રી જૈન પ્રવચનમાં તેટલું અવતરણ પ્રગટ થયેલું નથી. આથી ચાલુ વર્ષ માટે આ ગ્રંથ ભેટ આપવાનું ઠરાવ્યું. દરવર્ષે અમે જે ગ્રંથ ભેટ આપીએ છીએ, તેના કરતાં આ વર્ષે આ ગ્રંથ કદમાં નાનો થતો હતો, એટલે સંયોગોની અનુકૂળતા આવી મળવાના કારણે "આરાધનાનો માર્ગ" એ નામનો એક બીજો પણ ગ્રન્થ ભેટ આપવાનું અમે નક્કી કર્યું.

આ ગ્રન્થ ઘણી જ ઝડપે છપાવવામાં આવ્યો છે તેમજ છપાતાં પહેલાં પૂ. પ્રવચનકાર મહાત્માને બતાવી દેવા જેટલો અવકાશ અમે પ્રાપ્ત કરી શકયા નથી, એ ઘણું જ દુઃખદ છે.

ઉતાવળથી છપાવતાં આ ગ્રન્થમાં કેટલીક અશુદ્ધિઓ રહી જવા પામી છે. કેટલેક સ્થળોએ ટાઈપો ભાગી જવાના પરિણામે પણ અશુદ્ધિઓ થઈ જવા પામી છે. ઉપલક દૃષ્ટિએ નજર કરતાં કેટલીક ભૂલો અમારા ધ્યાનમાં આવી જવા પામી છે, એટલે તેનો નિર્દેશ અહીં કરીએ છીએ.

પૃ. ૧ની બીજી લીટીમાં '**શુક્લા**'ની જગ્યાએ '**કૃષ્ણા**' જોઇએ. પૃ. ૧૯ ની સોલમી લીટીમાં '**नामघेया-दनथौ**' છપાયું છે. ત્યાં '**नामधेया-दनर्थौ**' જોઇએ. પૃ. ૨૫ની સાતમી લીટીમાં '**તેમનામાં**' છે તે જગ્યાએ '**તેમના**' જોઇએ. પૃ. ૨૮ની ત્રેવીસમી લીટીમાં '**પુણ્યાનુબંધી**' છપાયું છે તેને બદલે '**પાપાનુબંધી**' જોઇએ. પૃ. ૩૭ની એકવીસમી લીટીમાં '**બને, પણ તે ક્યાં સુધી?**' એમ છપાયું છે, પણ-'**ન બને, પણ તે ક્યાં સુધી?**' એમ જોઇએ. પૃ ૩૮ ની બારમી લીટીમાં '**તરનારો**' છપાયું છે તેને બદલે '**તારનારો**' જોઇએ. પૃ. ૭૨ની સાતમી લીટીમાં '**उपदशो**' છે ત્યાં '**उपदेशो**' જોઈએ. આ ઉપરાન્ત કેટલેક સ્થલે '**ધુણાક્ષર ન્યાય**' છપાયું છે, જ્યારે '**ઘુણાક્ષર ન્યાય**' એમ જોઇએ. આવી જે કોઈ ભૂલો રહી ગઈ હોય, તે સુધારીને વાંચવાની વિનંતિ છે.

'આરાધનાનો માર્ગ' એ પુસ્તક છપાવું શરૂ થઈ ગયું છે અને તે પણ થોડા જ સમયમાં પ્રગટ થઈ જશે.

—**પ્રકાશક**

  

પરમ શાસનપ્રભાવક પાંચાલદેશોદ્ધારક ન્યાયાંભોનિધિ
પૂ. શ્રી વિજયાનંદસૂરીશ્વરજી (આત્મારામજી)
મહારાજના પટ્ટપ્રભાવક સદ્ધર્મસંરક્ષક પૂજ્યપાદ આચાર્યદેવ
શ્રીમદ્ વિજયકમલસૂરીશ્વરજી મહારાજના પટ્ટપ્રભાવક



પૂજ્યપાદ શાસનમાન્ય સકલાગમરહસ્યવેદી પરમ
ગીતાર્થ સ્વ. આચાર્યદેવ શ્રીમદ્

## વિજયદાનસૂરીશ્વરજી મહારાજ

શ્રી વીરવિજય પ્રેસ, રતનપોળ—અમદાવાદ.

પૂજ્ય શાસનમાન્ય સકલાગમરહસ્યવેદી પરમ ગીતાર્થ

સ્વ. આચાર્યદેવ શ્રીમદ્ વિજયદાનસૂરીશ્વરજી મ. ના

: : : પટ્ટ-પ્રભાકર : : :



પૂજ્યવર્ય સિદ્ધાન્તમહોદધિ આચાર્યદેવ શ્રીમદ્

## વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજ

શ્રી વીરવિજય પ્રેસ. રતનપોળ-અમદાવાદ

ॐ अर्हं नमः

# આમુખ :

આ સંસારમાં જે કોઈ જીવ ઇચ્છા કરવાનું સામર્થ્ય ધરાવે છે, તેની ઇચ્છાઓ કેટલી? એ ઇચ્છાઓને કોઈ માપ નથી. એ ઇચ્છાઓની કોઈ ગણના નથી. એ ઇચ્છાઓને કોઈ સીમા નથી. એ માપ વિનાની, ગણના વિનાની, સીમા વિનાની ઇચ્છાઓ જગતના જીવોને સંતાપે છે. પોતાની ઇચ્છાઓને પૂર્ણ કરવાને માટે જગતના જીવો આપત્તિઓની સામે ધસ્યે જાય છે. આપત્તિઓ વેઠવા છતાં ઇચ્છાઓ સફલ નથી થતી તો ભારે નિરાશા અનુભવે છે અને ઇચ્છાઓ સફલ થાય છે તો નવી ઇચ્છાઓ જન્મે છે એટલે નવું દુઃખ ઉત્પન્ન થાય છે. આ સંસારમાં એક પણ જીવ એવો નથી, કે જેની સઘળી જ ઇચ્છાઓ ફળી હોય. એવો પણ જીવ શોધ્યો નહિ જડે, કે જેની અમૂક ઇચ્છાઓ ફલવતી બની હોવાના કારણે તે ઇચ્છારહિત બન્યો હોય. વિશ્વના સઘળા જ જીવો પોતપોતાની ઇચ્છાઓ સફલ બને, એ માટે અવિરતપણે માનસિક, વાચિક અને કાયિક પ્રયત્નો કરી રહ્યા છે. છતાં જ્યાં જોઇએ ત્યાં ઇચ્છાનુ તાંડવ અસ્ખલિતપણે ચાલી રહેલું દેખાય છે. જગતમાં વિદ્વાન અને બુદ્ધિમાન ગણાતા માણસોના અન્તરમાં પણ ઇચ્છાઓનુ તાંડવ ચાલુ છે અને અજ્ઞાન તથા મૂર્ખ ગણાતા મનુષ્યોના અન્તરમાં પણ ઇચ્છાઓનું તાંડવ ચાલુ છે.

આનું કારણ શું?

આના નિવારણનો ઉપાય કયો?

આ પ્રશ્નો વિચારણીય છે. આવા પ્રશ્નોનો જેઓ સુવિવેક પૂર્વક વિચાર કરતા નથી, તેઓ આ વિશ્વમાં ગમે તેવા વિદ્વાન અને બુદ્ધિમાન ગણાતા હોય, પરન્તુ વસ્તુતઃ તો તેઓ અબુધ અને બુદ્ધિહીન છે. જન્મે ત્યાંથી આરંભીને મરે ત્યાં સુધી ઇચ્છાઓ જ કર્યા કરવી પડે, કરેલી ઇચ્છાઓમાંની સેંકડો, હજારો કે લાખો અગર તેથી ય વધુ ઇચ્છાઓ વાંઝણી જ રહે, એક સમયે તીવ્ર ઇચ્છાથી પ્રાપ્ત કરેલી વસ્તુનો પણ બીજા સમયે વિયોગ સાધવાની ઇચ્છા થાય, જેમ જેમ ઇચ્છા ફળતી જાય તેમ તેમ ઇચ્છા ઘટવાને બદલે વધ્યે જ જાય અને તે છતાં પણ જે માણસ ન તો એનું કારણ શોધવાને પ્રયત્નશીલ બને કે ન તો એવી દશાના નિવારણનો ઉપાય વિચારવા અને આચરવા તત્પર બને, તે માણસને વિદ્વાન અને બુદ્ધિમાન માનવાને તો તે જ તૈયાર થાય, કે જે સ્વયં અબુધ અને બુદ્ધિહીન હોય.

સૌથી પહેલાં વિચારવા જેવી કોઈ વસ્તુ હોય, તો તે એ જ છે કે–ઇચ્છાઓ જન્મે છે કયાંથી? ભલે ઇચ્છાઓનું કોઈ માપ ન હોય, ભલે ઇચ્છાઓની કોઈ ગણના ન હોય, ભલે ઇચ્છાઓની કોઈ સીમા ન હોય, પરન્તુ સઘળી જ ઇચ્છાઓનું એક જન્મસ્થાન છે. ઇચ્છાઓ બે પ્રકારની હોય છે: 'અમૂક વસ્તુ જોઈએ છે'–એવી અને 'અમૂક વસ્તુ નથી જોઈતી'–એવી! એવો પણ સમય હોય છે, કે જે સમયે આપણને અમૂક વસ્તુ પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય છે. એ જ રીતિએ એવો પણ સમય હોય છે, કે જે સમયે

આપણને અમૂક વસ્તુ ન ટળે ત્યાં સુધી ચેન પડતું નથી. આ રીતિએ આપણે જીવ માત્રની માપ, ગણના અને સીમા વિનાની પણ ઇચ્છાઓને બે વિભાગમાં વહેંચી શકીએ છીએ. આ બે પ્રકારની ઇચ્છાઓનું ઉદ્‌ભવસ્થાન કયું ? એ ઉદ્‌ભવ-સ્થાન છે–'દુઃખનો અભાવ અને સુખનો સદ્‌ભાવ' પ્રાપ્ત કરવાની ઇચ્છા. 'દુઃખ ટળે અને સુખ મળે'–એજ એક મૂળભૂત ઇચ્છા છે. આ એકજ ઇચ્છામાંથી માપ વિનાની, ગણના વિનાની અને સીમા વિનાની ઇચ્છાઓ જન્મે છે. વિશ્વના જીવ માત્રની માનસિક, વાચિક અને કાયિક પ્રવૃત્તિનું કોઇ ધ્યેય હોય, તો તે એજ છે કે–'મારૂં દુઃખ ટળે અને મને સુખ મળે.' આથી એ વસ્તુ નિર્વિવાદપણે સિદ્ધ થઇ જાય છે કે–જગતના જીવ માત્રની હરકોઇ ઇચ્છાનું મૂળ એકજ ઇચ્છા છે અને તે એજ કે–'મારૂં દુઃખ ટળે અને મને સુખ મળે.' કારણ કે–જગતના જીવોની પ્રવૃત્તિનો ઉદ્‌ભવ ઇચ્છાપૂર્તિની અભિલાષામાંથીજ સંભવિત છે.

આ રીતિએ વિચારતાં એ વાત પણ સુનિશ્ચિત થઇ જાય છે કે–જ્યાં સુધી દુઃખની હયાતિ છે અને સુખમાં કમીના છે, ત્યાં સુધી ઇચ્છા માત્રનો અભાવ એ સંભવિત વસ્તુ નથી. દુઃખનો સર્વથા અભાવ અને સુખનો સંપૂર્ણ સદ્‌-ભાવ પ્રાપ્ત થાય, એટલું જ નહિ, પણ એવું સુખ કોઇ પણ કાળે નથી તો ઘટવાનું કે નથી તો વિનાશ પામવાનું એવું નિશ્ચિત હોય, તો જ ઇચ્છાનો સર્વથા અભાવ થાય: કારણ કે–ઇચ્છાને ઉદ્‌ભવવાને પછી કોઇ સ્થાન રહેતું નથી. બાકી જ્યાં સુધી દુઃખનો સદ્‌ભાવ અને સુખની અપૂર્ણતા કે વિના-શકતા વિદ્યમાન છે, ત્યાં સુધી ઇચ્છા માત્રનો અભાવ એ

સંભવિત વસ્તુ નથી. જો કે–રાગ અને દ્વેષનો સમૂલ ક્ષય થયા બાદ ઈચ્છા રહેતી જ નથી, પરંતુ તે વખતે તો દુઃખાભાવ અને સુખમયતા સુનિયત થઈ ગયેલ હોય છે.

'દુઃખ ટળે અને સુખ મળે, તો ઈચ્છાઓને ઉદ્દ્ભવવાનું કારણ રહે નહિ.'–આ વાતને કોણ જાણતું નથી? કારણ કે–સૌ કોઈ દુઃખને ટાળવાનો અને સુખને મેળવવાનો અવિરતપણે પ્રયત્ન કરી રહેલ છે. આ વાત સાવ ખોટી નથી, પરન્તુ એની સાથે વિચારવા જેવી વાત એ પણ છે કે–સંસારમાં કોઈ એવી વસ્તુ જ નથી, કે જે પ્રયત્નથી સાધ્ય ન હોય. યોગ્ય દિશાએ આવશ્યક પ્રયત્ન કરવામાં આવે અને ધારેલી વસ્તુ મળે નહિ, એ અસંભવિત છે. સૌ કોઈ દુઃખને ટાળવાના અને સુખને મેળવવાના ઈરાદાથી પ્રયત્ન તો કર્યે જ જાય છે. શક્ય પ્રયત્ન કરવામાં કોઈ કચાશ રાખતું જ નથી, એ વાત તો એવી પ્રત્યક્ષ છે કે–કોઈ પણ માણસ કોઈ પણ સંયોગોમાં તેનો ઇનકાર કરી શકે નહિ. આ જ કારણે એ વસ્તુ વિચારણીય થઈ પડે છે કે–આટઆટલો અવિરત પ્રયત્ન કરવા છતાં પણ દુનિયામાં દુઃખ સુન્દર પ્રકારે હયાતિ ભોગવે છે અને સુખને માટે દુનિયાના જીવો એકયા બીજી રીતિએ તરફડયા કરે છે, તેનું કારણ શું? આટઆટલો અવિરત પ્રયત્ન ચાલુ છતાં પ્રયત્ન કરવાનું જ ચાલુ રહે છે, વારંવાર પાછા પડવું પડે છે અને હતાશ થવું પડે છે, ઈચ્છાઓનું મૂળ નાબૂદ થતું નથી, તેનું કારણ શું?

ધારણા કયારે ફળે નહિ? કાં તો પ્રયત્નમાં ઉણપ હોય, કાં તો પ્રયત્નની દિશા ભૂલભરેલી હોય અને કાં તો ધારણા જ એવી હોય, કે જે કદિ પણ ફળવી સંભવિત ન હોય. આ

ત્રણ કારણોએ ધારણા ફળે નહિ. આ ત્રણમાંથી કયા કારણે –'દુ:ખ ટળે અને સુખ મળે'–એ ધારણા ફળતી નથી ? પ્રયત્નમાં ઉણપ છે, પ્રયત્નની દિશામાં ભૂલ છે કે ધારણા જ 'આકાશ–કુસુમ' જેવી અસંભવિત વસ્તુની છે ?–આ વસ્તુ વિચારવી એય પરમ આવશ્યક છે.

સૌથી પહેલાં ધારણાનું સ્વરૂપ વિચારવું જોઈએ કે-તે કોઈ કાળે પાર પડવી એ સંભવિત છે કે નહિ ? જે ધારણા સ્વરૂપે જ એવી હોય કે–તે કોઈ કાળે પાર પડવી સંભવિત ન હોય, તે ધારણાને તો તત્કાલ તજી દેવી જોઈએ : કારણ કે–એવી ધારણાથી કરેલો પ્રયત્ન, એ તો સમય અને શક્તિના દુર્વ્યય રૂપ હોવાની સાથે એકાન્ત દુ:ખનો જ ઉત્પાદક હોય તે સ્વાભાવિક છે. 'દુ:ખ ટળે અને સુખ મળે ?'– એવી ધારણા શું આ કોટિની છે ? 'દુ:ખ ટળે અને સુખ મળે'–એ ભાવના શું ક્યારે ય ફળે એવી નથી ?

'દુ:ખ ટળે અને સુખ મળે'-એ ધારણા, આકાશ–કુસુમ મેળવવાની ધારણા જેવી અસંભવિત વસ્તુની ધારણા નથી, કે જેથી ક્યારે ય તે ફળવી અસંભવિત ગણાય : કારણ કે–આપણે દુ:ખનો આંશિક અભાવ અને સુખનો આંશિક સદ્ભાવ અનુભવીએ છીએ. દુ:ખનો સર્વથા અભાવ અને સુખનો એકાન્ત સદ્ભાવ સંભવિત જ ન હોત, તો આપણે માટે દુ:ખનો આંશિક અભાવ અને સુખનો આંશિક સદ્ભાવ અનુભવવો એ પણ સંભવિત જ ન હોત. આપણે તો અનેક આત્માઓને દુ:ખના આંશિક અભાવવાળા અને સુખના આંશિક સદ્ભાવને અનુભવતા તેઓની ચેષ્ટાઓ આદિ દ્વારા પ્રત્યક્ષપણે જોઈએ છીએ, એટલે આપણી ધારણા એવી તો

નથી જ, કે જે કોઈ પણ કાળે કોઈને ય માટે ફળે નહિ!

જ્યારે આપણી ધારણા કોઈને ય ક્યારે ય ફળે નહિ એવી નથી, એવું નિશ્ચિત થાય છે તો આપણે માટે તે કેમ ફળતી નથી, એ વિચારવાનું જ રહ્યું. હવે એ નિશ્ચિત જ થાય છે કે-કાં તો પ્રયત્નમાં ખામી અને કાં તો પ્રયત્નની દિશામાં ખામી. પ્રયત્નમાં ખામી નથી એ ય સુનિશ્ચિત છે, કારણ કે-દુનિયાના જીવો દુઃખ ટળે અને સુખ મળે એ જ એક હેતુથી અવિરતપણે શક્ય પ્રયત્નો કરી રહેલા નજરે દેખાય છે. ધારણા ફળવી અસંભવિત નથી અને પ્રયત્નમાં ઊણપ નથી, તો પછી ધારણા નહિ ફળવાનું કારણ એક જ હોવાનું નિયત થાય છે કે-પ્રયત્નની દિશામાં જ કોઈ ભૂલ છે અને એ એક માત્ર દિશાભૂલ જ દુઃખનો અભાવ અને સુખનો સદ્‌ભાવ સાધવામાં વિઘ્નકર છે.

વિદ્વાન અને બુદ્ધિમાન માણસે આ દિશાભૂલ શોધી કાઢવી જોઈએ. દિશાભૂલ શોધીને સાધ્યને બાધક દિશાએ ગતિમાન થતા અટકી જવું જોઈએ અને સાધ્યની સાધક દિશાએ અપ્રમત્તપણે ગતિશીલ બનવું જોઈએ. વર્તમાનમાં આપણે-'દુઃખ ટળે અને સુખ મળે'-એ માટે કયી દિશાએ પ્રયત્ન કરી રહ્યા છીએ? આપણે માન્યું છે કે-આપણે આધીન અમૂક સામગ્રી નથી, તેથી આપણને દુઃખ અનુભવવું પડે છે અને સુખ આપણાથી દૂર રહે છે. આપણે જે સામગ્રીને ચાહીએ છીએ, તે સામગ્રી આપણને પ્રાપ્ત થઈ જાય અને આપણે જે સામગ્રીને નાપસંદ કરીએ છીએ, તે સામગ્રી આપણાથી દૂર થઈ જાય, એટલે આપણું દુઃખ ટળે અને આપણને સુખ મળે, એમ આપણે માનીએ છીએ. આ માન્યતા કયાં સુધી યથાર્થ છે? આ માન્યતા વાસ્તવિક છે કે

ભ્રમ માત્ર છે, એ વસ્તુનો વિચાર કરવો જોઈએ. આપણી આ માન્યતાના વિચારમાંથી આપણે આપણી દિશાભૂલને પકડી પાડવા સમર્થ બનીશું. આપણે જે દિશાએ વર્તમાનમાં ગતિમાન છીએ, તે દિશા દુઃખનાશક અને સુખપ્રાપક નથી, એટલું નિશ્ચિત થઈ ગયા બાદ, આપણને નવી દિશા સહેલાઈથી સુઝશે અને સહજ રીતિએ રૂચિકર નિવડશે.

વર્તમાનમાં આપણે જડ વસ્તુઓના અગર તો જડસંયુક્ત ચેતન વસ્તુઓના ઐચ્છિક યોગમાં સુખ માનીએ છીએ. આપણી ઈચ્છા મુજબ જડ વસ્તુઓનો અગર તો જડથી સંયુક્ત ચેતન વસ્તુઓનો જેટલા પ્રમાણમાં આપણે યોગ સાધી શકીએ છીએ, તેટલા પ્રમાણમાં આપણે સુખ અનુભવીએ છીએ અને જેટલા પ્રમાણમાં તેવો યોગ સાધી શકતા નથી, તેટલા પ્રમાણમાં દુઃખ અનુભવીએ છીએ. આ કારણે, દુઃખના દ્વેષી અને સુખના અર્થી એવા જગતના જીવો, જે કાંઈ પરિશ્રમ કરે છે, તે જડ અગર જડસંયુક્ત ચેતન વસ્તુઓનો ઐચ્છિક યોગ સાધવાને માટે જ કરે છે. આ પ્રકારનો પરિશ્રમ દુઃખનો સર્વ કાલ માટેનો સર્વથા અભાવ સાધવાને અને સુખનો સર્વ કાલ માટેનો એકાન્ત સદ્ભાવ સાધવાને સમર્થ છે?

જગતના કોઈ પણ જીવને દુઃખનો એક અંશ પણ ઈષ્ટ નથી, એટલે જગતના જીવોને જે સુખ જોઈ એ છે તે દુઃખના અંશ માત્રથી પણ રહિત જોઈએ છે, એ નિર્વિવાદ વાત છે. એવું દુઃખના અંશ માત્રથી પણ વિહીન સુખ અપૂર્ણ નથી જોઈતું પણ સંપૂર્ણ જોઈએ છે: કારણ કે–અપૂર્ણતા શેષ સુખને મેળવવાની ઈચ્છા દ્વારા દુઃખને જન્માવે છે. દુઃખથી સર્વથા રહિત અને સંપૂર્ણ એવું પણ સુખ શાશ્વત

કાળ ટકી રહેનારૂં જોઈએ છે. કોઈ જ કાલે ન તો અપૂર્ણ બને કે કોઈ જ કાલે ન તો વિનાશ પામે એવું જોઇએ છે. આવું એકાન્તિક, આત્યન્તિક અને સંપૂર્ણ સુખ શું જડ અગર તો જડસંયુક્ત ચેતન વસ્તુઓના ઐચ્છિક પણ યોગ દ્વારા પ્રાપ્ત થવું એ શક્ય છે? નહિ જ !

જડ અગર તો જડસંયુક્ત ચેતન વસ્તુઓ એવી છે જ નહિ, કે જે ઈચ્છા અને પરિશ્રમ માત્રથી પ્રાપ્ત થાય. પરિશ્રમ ઘણો કરનારાને પણ આપણે પેટ ભરવા માટે પૂરતું અનાજ પ્રાપ્ત નહિ કરતા અને નિર્વસ્ત્ર જેવી દશા ભોગવતા જોઈએ છીએ, જ્યારે કેટલાકોને કાં તો જન્મે ત્યારથી વિના પરિશ્રમે અગર તો અલ્પ પરિશ્રમે વાહન આદિનું પણ સુખ ભોગવતા આપણે નજરે નિહાળીએ છીએ. ત્યારે જડ અગર તો જડસંયુક્ત ચેતન વસ્તુઓનો ઐચ્છિક યોગ કેવલ પરિશ્રમને આધીન નથી. એમાં ભાગ્યની અપેક્ષા અવશ્ય રહે છે. ભાગ્યવાન વિના પરિશ્રમે અગર તો નહિવત્ પરિશ્રમે સાહ્યબી પામે છે અને નિર્ભાગી રાત–દિવસ કાળી મજુરી કરવા છતાં પણ ભૂખ, વસ્ત્રરાહિત્ય અને તિરસ્કાર આદિના દુઃખમાં ડૂબેલો રહે છે. કેટલીક વાર તો સો મેળવવાને માટે નિર્ભાગિએ કરેલો પ્રયાસ, તેની પાસેના પચાસને પણ ખોવડાવનારો બને છે. સ્ત્રી મેળવવા જતાં સ્ત્રી મળવી તો દૂર રહી, પણ પૈસા અને આબરૂ ગુમાવી બેહાલ બની જનારાઓનાં ઉદાહરણો આ જગતમાં જોઇએ તેટલાં મળી આવે તેમ છે. ભાગ્યયોગે મળેલી વસ્તુઓ પણ ટકે ક્યાં સુધી ? ભાગ્ય હોય ત્યાં સુધી ! ભાગ્ય જતાંની સાથે જ ભાગ્યયોગે પ્રાપ્ત વસ્તુઓનો વિયોગ થઇ જ જવાનો. એવું પણ ભાગ્ય હોય છે, કે જેના યોગે

પ્રાપ્ત વસ્તુઓનો આજીવન યોગ બન્યો રહે, પણ તેથી શું ? આપણું મૃત્યુ તો નિયત જ છે અને મૃત્યુ પછી એ જડ અગર તો જડસંયુક્ત ચેતન વસ્તુઓ આપણી સાથે આવતી નથી. એ અહીં રહે છે અને આપણે ચાલ્યા જવું પડે છે. આપણો જન્મ અને આપણું મૃત્યુ, એ પણ ભાગ્યાધીન વસ્તુઓ છે. ભાગ્યયોગે મર્યાદિત સમય માટેનો ઐચ્છિક વસ્તુઓનો યોગ પ્રાપ્ત થાય છે, પરંતુ તેય સઘળી જ ઐચ્છિક વસ્તુઓનો યોગ હોતો નથી. તેમાં અપૂર્ણતા તો રહે છે જ. દુનિયાના મોટામાં મોટા સમ્રાટ્‌ને પણ સઘળી જ ઐચ્છિક વસ્તુઓનો યોગ પ્રાપ્ત થતો નથી. આમ જડ અગર તો જડસંયુક્ત ચેતન વસ્તુઓનો ઐચ્છિક યોગ સાધવાને માટે ગમે તેટલો પરિશ્રમ કરવામાં આવે, તો પણ તે દ્વારા જગતના જીવો ઇચ્છે છે તેવું દુઃખથી સર્વથા રહિત, શાશ્વત અને સંપૂર્ણ સુખ પ્રાપ્ત થવું એ શકય જ નથી.

દુઃખરહિત, સંપૂર્ણ અને શાશ્વત સુખ જોઈએ છે, તો તેનું સાધન પણ તેવા સામર્થ્યવાળું અને શાશ્વત કાળ એક-સરખી દશામાં ટકી રહેનારૂં જોઈએ. એ સાધન દ્વારા સુખ પામનાર આપણે પણ એવી દશા પ્રાપ્ત કરવી જોઈએ, કે જેથી આપણો અને સુખના તેવા સાધનનો યોગ શાશ્વતકાલ પર્યંત બન્યો રહે. આ માટે આપણે સૌથી પહેલાં ભાગ્યની આધીનતા ટાળવાનો પ્રયત્ન કરવો જોઈએ. ભાગ્યના સિદ્ધા-ન્તને માનનારો આત્માને તો શાશ્વતકાલીન રહેવાના સ્વરૂપ-વાળો માન્યા વિના રહી શકે નહિ. એવા શાશ્વતકાલીન સ્વ-રૂપવાળો પણ આત્મા જે જન્મ–મરણાદિ અનુભવે છે, તે ભાગ્યના કારણે જ છે. વસ્તુતઃ તો ભાગ્ય એટલે કર્મ જ

દુઃખનું મૂળ છે. એ કર્મ જડ છે, પણ આત્મા તેના લોહાગ્નિ સમાન યોગમાં ફસાએલો છે. એ સંયોગ ટળે તો દુઃખ નિયમા ટળે અને જ્યાં દુઃખ નહિ ત્યાં સુખ જ હોય તે સ્વાભાવિક છે. એ સુખ સંપૂર્ણ અને શાશ્વતકાલીન હોય તે પણ સ્વાભાવિક છે: કારણ કે—અપૂર્ણતા અને વિનાશકતા તો ભાગ્યને આભારી છે.

આ રીતિએ આપણે એ વાતમાં સુનિશ્ચિત થઇ જઇએ છીએ કે—આત્માની સાથેનો જડનો લોહાગ્નિ સમાન યોગ એ જ દુઃખની જડ છે. એ ન હોય તો દુઃખ સંભવે જ નહિ. આમ હોવાના કારણે જડ અગર તો જડસંયુક્ત ચેતન વસ્તુઓને મેળવવાનો પરિશ્રમ કરવો, એ દિશાભૂલ નથી તો બીજું છે પણ શું? જડના લોહાગ્નિ સમાન સંયોગનો વિયોગ સાધવાને પરિશ્રમશીલ બનવું, એ જ દુઃખનાશ અને સુખપ્રાપ્તિનો માર્ગ હોવા છતાં પણ, જગતના જીવો જડના યોગમાં જ સુખની કલ્પના કરી બેઠા છે. સુખના અર્થિઓએ એ કલ્પનાને ફેરવવી જોઇએ અને આત્માની સાથેના જડના લોહાગ્નિવત્ યોગનો વિયોગ સાધવાને જ તત્પર બનવું જોઇએ.

દુનિયામાં પુરૂષાર્થો ચાર ગણાય છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. અર્થ પુરૂષાર્થની સાધના, એ લક્ષ્મી આદિ જડ વસ્તુઓનો યોગ મેળવવાની સાધના છે. કામપુરૂષાર્થની સાધના, એ જડ અને જડસંયુક્ત ચેતન વસ્તુઓનો ઐચ્છિક યોગ મેળવવાની સાધના છે. આ બન્ને ય સાધનાઓ અનર્થને ઉપજાવનારી છે: કારણ કે—તે સાધનાઓ દુઃખની જડને જ દૃઢિભૂત બનાવે છે. આથી સાધવા યોગ્ય કોઇ પુરૂષાર્થ હોય તો તે મોક્ષ છે. મોક્ષ એટલે? આત્માની સાથેના લોહાગ્નિવત્ જડના યોગનો સર્વથા વિયોગ. જડ અને ચેતનના લોહાગ્નિ-

વત્ યોગનો સર્વથા વિયોગ એ જ મોક્ષ છે. આવો મોક્ષ સાધવાનું જે કારણ છે, તેને ધર્મ તરીકે ઓળખવામાં આવે છે. ધર્મપુરૂષાર્થની જે કાંઈ ઉપાદેયતા છે, તે મોક્ષસાધકતાને અંગે જ છે, એટલે ધર્મના નામે કોઈ એવા ધર્મના ઉપાસક ન બની જવાય તેની કાળજી રાખવી જોઈએ, કે જે ધર્મ આત્માની સાથેના અનાદિકાલીન લોહાગ્નિ સમાન જડના યોગનો વિયોગ સાધવામાં જ વિક્ષેપ રૂપ નિવડે. આ કારણે ધર્મના વિષયમાં બેદરકારી અગર તો સ્વચ્છન્દતા સેવવી, એ હાનિકર છે. ધર્મના વિષયમાં તો આપણા જેવાએ યોગ્યની આજ્ઞાને સમર્પિત થઇ જવું, એ જ હિતાવહ છે.

આવા યોગ્ય કોણ ગણાય? જે આત્માઓ વીતરાગતા અને સર્વજ્ઞતાને પામ્યા હોય, તે આત્માઓની આજ્ઞાને સમર્પિત બનવું જોઈએ અને એ તારકોની આજ્ઞાના અભ્યાસ તથા પાલન આદિ માટે, એ તારકોની આજ્ઞામાં વર્તી નિર્ગ્રન્થપણે સ્વયં તરવા સાથે અન્યોને પણ તારવાની યોગ્યતા પામેલા ગીતાર્થ મહાત્માઓની આજ્ઞાને વશવર્તી બનવું જોઇએ. આ પ્રકારે સમર્પિતભાવને પામનારા આત્માઓ ક્રમે કરીને રાગ અને દ્વેષથી સર્વથા રહિત આત્મદશાને પામે છે, કે જે દશા પ્રાપ્ત થયા બાદ ઈચ્છાનો જન્મ જ અશક્ય બની જાય છે. પછી તો એવા આત્માઓ શેષ આયુષ્ય પૂર્ણ થતાંની સાથે જ સંપૂર્ણ મુક્તાવસ્થાને પ્રાપ્ત કરે છે.

આપણે જો દુ:ખરહિત, સંપૂર્ણ અને શાશ્વત સુખ પ્રાપ્ત કરવું હોય, કહેવા દ્યો કે–આપણને એવું સુખ જ પામવાની ઈચ્છા છે, તો આપણે કોઇ પણ માર્ગે પ્રયત્ન નહિ કરતાં, મુક્તિમાર્ગે જ

પ્રયત્નશીલ બનવું, એ જ એક આપણી ઈચ્છાને પરિપૂર્ણ બનાવવાનો વાસ્તવિક ઉપાય છે.

આ મુક્તિમાર્ગના આદિ પ્રકાશક આત્માઓને શ્રી તીર્થંકરદેવો તરીકે ઓળખવામાં આવે છે. એ આત્માઓની તથાભવ્યતા એવી ઉંચી કોટિની હોય છે, કે જેના યોગે ઈતર આવશ્યક સામગ્રીઓના સદ્ભાવમાં તે તારકોના આત્માઓ પરોપકારરસિકતાદિ ગુણોના યોગે ઉત્તમ પુરૂષો તરીકે પંકાય છે. સમ્યક્ત્વપ્રાપ્તિ પૂર્વે પણ એ તારકોના આત્માઓ તથાભવ્યત્વાદિ ભાવથી પરાર્થવ્યસનિતા આદિ ઉત્તમતાઓને ધરનારા હોય છે. તે તારકોનું સમ્યક્ત્વ પણ ભગવદ્ભાવનિવર્તક હોવાના કારણે 'વરબોધિ' તરીકે પણ ઓળખાય છે. તેઓને મોક્ષપ્રાપ્તિ જે ભવમાં થવાની હોય છે, તેનાથી ત્રીજા ભવે તે તારકોના આત્માઓ સારા ય વિશ્વના જીવોને મુક્તિમાર્ગ પમાડવાની અભિલાષાથી ઉત્કટપણે ઓત-પ્રોત બની જાય છે અને તે દ્વારા શ્રી તીર્થંકરનામકર્મની નિકાચના કરે છે. તે તારકો અન્તિમ ભવમાં વીતરાગતા પામ્યા બાદ ઘણા જ અલ્પ કાલમાં કેવલજ્ઞાન પામે છે અને તેની સાથે જ પૂર્વે નિકાચિત કરેલા શ્રી તીર્થંકરનામકર્મનો વિપાકોદય શરૂ થઈ જાય છે. આ વિપાકોદયના યોગે તે તારકો અનેકવિધ અનુપમ જગત્તારક સામગ્રીઓથી સંપન્ન બને છે અને દેશના દ્વારા જગતના જીવોના નિસ્તારને સાધે છે. સામાન્ય રીતિએ પ્રથમ દેશના સમયે તીર્થની સ્થાપના થાય છે અને એથી એ તારકોને શ્રી તીર્થંકરદેવો તરીકે પીછાનાય છે.

છેલ્લે છેલ્લે આ ભરતક્ષેત્રમાં આવા તીર્થપતિ તરીકે ભગવાન શ્રી મહાવીરદેવ થયા છે.

પૂજ્યવર્ય સિદ્ધાન્તમહોદધિ આચાર્યદેવ શ્રીમદ્
વિજયપ્રેમસૂરીશ્વર મહારાજના પટ્ટ-પ્રભાકર



પૂજ્યપાદ પરમ શાસનપ્રભાવક વ્યાખ્યાનવાચસ્પતિ
સમર્થ વિદ્વાન આચાર્યદેવ શ્રીમદ્

# વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજ

ધી વીરવિજય પ્રેસ, રતનપોળ-અમદાવાદ.

ભગવાન શ્રી મહાવીરદેવે છેલ્લે છેલ્લે 'અપાપાપુરી' નામની નગરીમાં, દેવતાઓએ રચેલા સુરમ્ય સમવસરણમાં વિરાજીને અન્તિમ ધર્મદેશના દીધી છે. એ અન્તિમ દેશનાનું પરમ ઉપકારી, કલિકાલસર્વજ્ઞ, આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ પણ, પોતાના રચેલા શ્રી ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિત્ર નામના મહાકાવ્યના દશમા પર્વના તેરમા સર્ગમાં, પ્રસંગ પામીને ટૂંકમાં નિરૂપણ કરેલું છે.

ભગવાન શ્રી મહાવીરદેવની એ અન્તિમ દેશનામાં શ્રી પુણ્યપાલ નામના મણ્ડલેશ પણ હાજર હતા. એ શ્રી પુણ્યપાલ મણ્ડલેશને આગલી રાતના આઠ સ્વપ્નો આવ્યાં હતાં. એ આઠ સ્વપ્નોમાં શ્રી પુણ્યપાલ મણ્ડલેશે હાથી, વાંદરો, ક્ષીરવૃક્ષ, કાગડો, સિંહ, કમળ, બીજ અને કુંભ—એ આઠ વસ્તુઓને ભિન્ન ભિન્ન અવસ્થામાં જોઈ હતી. હાથીઓ આદિ આઠેયની અવસ્થા જોતાં મણ્ડલેશ શ્રી પુણ્યપાલ ભયભીત બન્યા હતા. આથી, ભગવાન શ્રી મહાવીરદેવ જેવા દેશના આપીને વિરામ પામ્યા, કે તરત જ શ્રી પુણ્યપાલ મણ્ડલેશે પોતાને રાત્રિના આવેલાં આઠ સ્વપ્નોનો ફલાદેશ કહેવાનો ભગવાનને વિનંતિ કરી અને ભગવાને ફલાદેશ કહ્યો.

આ બે વસ્તુઓને અવલંબીને અપાએલાં ચાર પ્રવચનોનાં સારભૂત અવતરણોનો આ પુસ્તકમાં સંગ્રહ કરાયો છે. પૂજ્યપાદ સિદ્ધાન્તમહોદધિ, આચાર્યદેવ શ્રીમદ્ વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજાએ વિ. સં. ૧૯૯૨માં મુંબઈ પધારી લાલબાગના ઉપાશ્રયમાં ચાતુર્માસાર્થે સ્થિરતા કરી હતી. તેઓશ્રીના પટ્ટપ્રભાકર, પૂ. પરમ શાસનપ્રભાવક, વ્યાખ્યાનવાચસ્પતિ, આચાર્યદેવ શ્રીમદ્ વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજે આ

પ્રવચનો આપેલાં. ભગવાન શ્રી મહાવીરપરમાત્મા દીપોત્સવીની રાત્રિએ નિર્વાણ પામ્યા હોવાથી, દીપોત્સવી પર્વને અંગે આશ્વિન કૃષ્ણા ત્રયોદશી, પ્રથમા ચતુર્દશી, દ્વિતીયા ચતુર્દશી અને અમાવાસ્યા એ ચાર દિવસોએ આ પ્રવચનો અપાયાં હતાં.

આ ચાર પ્રવચનોમાં શરૂઆતમાં ભગવાન શ્રી મહાવીરપરમાત્માની અન્તિમ દેશના ઉપર વર્ણન છે અને પાછળના ભાગમાં આઠ સ્વપ્નોના ફ્લાદેશ ઉપર વર્ણન છે. ભગવાન શ્રી મહાવીરપરમાત્માએ અન્તિમ દેશનામાં ફરમાવેલી હકીકત ઉપરના વિવેચન કરતાં પણ, શ્રી પુણ્યપાલ મણ્ડલેશને આવેલાં આઠ સ્વપ્નોના ભગવાને કહેલા ફ્લાદેશ ઉપર વર્ણન કરવું, એ વધુ કઠિન કાર્ય છે. સાધુતા પ્રત્યે દ્વેષ ધરાવનારાઓના ફાળે આ વિવેચન કરવાનું આવે, તો તેઓ આનો ભયંકરમાં ભયંકર દુરૂપયોગ કર્યા વિના રહે નહિ અને સાધુતાના પ્રેમી પણ અજ્ઞાનથી ઘેરાએલાના ફાળે આ વિવેચન કરવાનું આવે, તો તેઓ અર્થનો કારમો અનર્થ કર્યા વિના પણ રહે નહિ. તેઓ બન્ને પ્રાયઃ એવી રીતિએ જ આ વર્ણનને વાંચે અને વિસ્તારે, કે જેથી સુસાધુઓ પ્રત્યે સાચો રાગ જન્મે નહિ અને સાધુતા પ્રત્યે જે કાંઈ રાગ હોય તે ઘટે અગર નાશ પામે. અથવા તો એવું બને કે—એ વર્ણનને સાંભળનારાઓને સાચા સાધુઓ કુસાધુઓ જેવા અને કુસાધુઓ સાચા સાધુઓ રૂપ લાગી જાય.

પરંતુ પૂ. આચાર્યદેવ શ્રીમદ્ વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજ જેવા આ કાલના અજોડ ધર્મદેશકે આ પ્રવચનો આપેલાં છે, એટલે તેવો કોઈ જ અનર્થ થવા પામ્યો નથી. સાધુતા પ્રત્યેનો રાગ, સુસાધુઓ પ્રત્યેની ભક્તિ અને કુસાધુઓના પરિત્યાગની ભાવના જન્મે, ખીલે અને વધે એ જ

પદ્ધતિથી આ પ્રવચનો અપાએલાં છે. કુસાધુઓના સ્વરૂપને નિર્ભીકપણે વર્ણવતાં, સુસાધુઓની હયાતિનો અને તે તારકો પ્રત્યે ભક્તિભાવ કેળવવાનો ઉપદેશ આપવાનું જેમ તેઓશ્રી ચૂકયા નથી, તેમ સાધુતાના વૈરિઓ તરફથી આજે થઈ રહેલી કલ્પિત અને ભયંકર નિન્દા આદિનો ખ્યાલ આપવાનું પણ તેઓશ્રીએ બરાબર ધ્યાનમાં રાખ્યું છે. આ ચાર પ્રવ-ચનોમાં સર્વત્ર એ વસ્તુ જણાઈ આવ્યા વિના રહેતી નથી.

આ ગ્રન્થરત્નને વાંચનાર સૌ કોઈ ધ્યાન પૂર્વક વાંચે અને તેના ભાવને સમજવા પ્રયત્ન કરે, એ આવશ્યક છે. આવા ગ્રન્થો પ્રત્યે કુસાધુઓની દૃષ્ટિ કેટલી કડવી હોય તે વિચારકો સમજી શકે તેમ છે. કુસાધુઓના મનોરથો તો એવા એવા પણ હોય છે કે–આપણે બધાએ એક થઈ જઈ ને લાગ જોઈ સુસાધુ-ઓને ઉખેડી નાખવા. એવાઓને આવા ગ્રન્થો પ્રતિ તીવ્ર રોષ હોય તે અતિ સ્વાભાવિક છે. એકાન્ત હિતદૃષ્ટિએ કુસાધુઓને માટે જ કહેવાએલી યથાર્થ વાતો વાંચીને જેઓ ઉકળી જાય છે અને–' અમારી નિન્દા કરે છે. '–એવું માની અવસરે એવું બોલી પણ નાખે છે, તેઓ તો પોતાના તેવા વર્તન દ્વારા જ પોતાના કુસાધુપણાનું પ્રદર્શન કરાવે છે. સુસાધુઓને તો તેવું કાંઈ લાગવાનો સંભવ જ નથી : કારણ કે–તે મહાત્માઓ તો આવા પ્રકાશનને પણ પરમાવશ્યક માનનારા હોય છે.

આ ચાર પ્રવચનોમાં પૂ. પ્રવચનકાર મહાત્માએ મુક્તિ-માર્ગની આરાધના કરવામાં ઉજમાલ બનવાનો મનનીય સદુપદેશ આપ્યો છે. મુક્તિમાર્ગની આરાધના વિના દુઃખનો સર્વથા અભાવ શક્ય નથી. ઉપકારી મહાપુરૂષો ફરમાવે છે

કે–દુઃખરહિત, સંપૂર્ણ અને શાશ્વત સુખ મેળવવાનો એક માત્ર અમોઘ ઉપાય મુક્તિમાર્ગની આરાધના કરવી એ છે. સૌ કોઈ એ આરાધનામાં પ્રવૃત્ત થાઓ અને સર્વથા દુઃખમુક્ત બની સાચા સુખને પામો, એ જ પુણ્યાભિલાષાની સાથે આ 'આમુખ' પૂર્ણ કરાય છે.

—પ્રકાશક.

  

# શ્રી વીરવિભુની અન્તિમ દેશના

## અ ૦ નુ ૦ ક્ર ૦ મ ૦ ણિ ૦ કા

પ્રવચનક્રમ

શિર્ષકક્રમ

[ પહેલું પ્રવચન

## [બીજું પ્રવચન]

## [ ત્રીજું પ્રવચન ]

## [ ચોથું પ્રવચન ]

# —આભાર-દર્શન

જામનગરનિવાસી શેઠ શ્રી શાન્તિદાસ ખેતશીભાઈએ પ્રસ્તુત પુસ્તકના પ્રકાશનમાં આર્થિક સહાય આપી છે, તે બદલ અમો તેઓના ઋણી છીએ. શ્રી જૈનશાસનમાં સમ્યગ્જ્ઞાનના પ્રચારનો મહિમા પણ ખૂબ જ વર્ણવાયો છે અને શ્રીમન્તો જો ધારે તો શેઠ શ્રી શાન્તિદાસભાઈની માફક આ રીતિએ પોતાની લક્ષ્મીનો સુન્દર વ્યય કરી શકે. શેઠ શ્રી શાન્તિદાસભાઈની આ વૃત્તિ ખૂબ જ વિસ્તારને પામો, એજ એક શુભાભિલાષા.

—પ્રકાશક.

આ પુસ્તકના પ્રકાશનમાં આર્થિક સહાય કરનાર

જામનગરનિવાસી ધર્માનુરાગી ઉદાર આત્મા શ્રીયુત



# શેઠ શ્રી શાન્તિદાસ ખેતશીભાઈ

ધી વીરવિજય પ્રેસ. રતનપોળ—અમદાવાદ.

## પ્રવચન પહેલું :

આશ્વિન શુક્લા ત્રયોદશી : વિ. સં. ૧૯૯૨
તા. ૧૧ : નવેમ્બર : ૧૯૩૬, બુધ

### ભગવાન અપાપાપુરીમાં :

અનન્ત ઉપકારી અને અનન્ત જ્ઞાનના સ્વામી એવા શ્રી જિનેશ્વરદેવો, પોતાના નિર્વાણકાળને પણ જાણતા જ હોય છે. ક્યારે નિર્વાણ થવાનું છે, કયા સંયોગોમાં નિર્વાણ થવાનું છે અને ક્યાં નિર્વાણ થવાનું છે, એ વિગેરે કાંઈ પણ તે તારકોની જાણબહાર હોતું નથી. એવા ઉપકારિઓ જ્યાં જ્યાં જે જે કાળે વિચારવાનું નિર્માયું હોય છે, ત્યાં ત્યાં તે તે કાળે વિચરે છે. એ તારકોના યોગે જે જે કાળે અને જે જે સ્થળે ઉપકાર થવો નિર્માયો હોય છે, તે તે કાળે અને તે તે સ્થળે એ તારકો વિચરે છે : આથી જ વર્તમાન શાસનના નાયક, ચરમ તીર્થપતિ ભગવાન શ્રી મહાવીર પરમાત્માએ રાજગૃહી નગરીમાં ચૌદ ચોમાસાં કર્યાં છે. કોઈ કહે કે-'એક રાજગૃહીમાં ભગવાને ચૌદ ચોમાસાં કેમ કર્યાં ?'-તો એવું કહેનારને

આપણે એ જ કહેવું પડે કે–‘ એ પ્રશ્ન જ અસ્થાને છે. ભગવાન અનન્ત જ્ઞાનના ધણી છે. એ તો જ્ઞાનમાં જોયું હોય અને જૂએ તેમ વર્તે.’ એ જ રીતિએ ભગવાન શ્રી મહાવીર પરમાત્મા છેલ્લે છેલ્લે ‘અપાપાપુરી’ નામની નગરીમાં પધાર્યા છે. તે વખતે તે નગરીનું નામ ‘ અપાપાપુરી ’ હતું, ભગવાનના નિર્વાણ બાદ તે નગરીનું નામ ‘ પાપાપુરી ’ થયું અને પાછળથી અદ્યાપિ પર્યન્ત તે નગરી ‘ પાવાપુરી ’ના નામથી ઓળખાય છે.

## આયુષ્યપર્યન્તને જાણી દેશના :

ભગવાન શ્રી મહાવીર પરમાત્મા, અપાપાપુરી નામની નગરીમાં પધાર્યા બાદ, દેવતાઓએ ત્યાં ત્રણ કિલ્લાઓથી ભૂષિત રમ્ય સમવસરણ બનાવ્યું છે. પોતાના આયુષ્યના પર્યન્તને જાણીને, ભગવાને તે સમવસરણમાં વિરાજી અન્તિમ દેશના દીધી છે. ભગવાનની દેશનાને સાંભળનારો વર્ગ પણ નાનોસૂનો હોતો નથી. ઈન્દ્રો, દેવતાઓ અને રાજા વિગેરે મનુષ્યો પણ ભગવાનની દેશનાનું શ્રવણ કરવાને આવે છે. તિર્યંચો વિગેરે પણ ભગવાનની દેશનાને સાંભળે છે. સામાન્ય રીતિએ ભગવાનની ધર્મદેશના રોજ બે પ્રહરની હોય છે, પરન્તુ ભગવાન શ્રી મહાવીરદેવની અન્તિમ દેશના સોળ પ્રહરની હતી, એવી અતિપ્રસિદ્ધ પ્રસિદ્ધિ છે.

## દેશના એટલે ઉંચામાં ઉંચું સંગીત :

અહીં પણ કેટલાકને એવો પ્રશ્ન ઉઠવો એ સંભવિત છે કે–‘ એટલો કાળ સાંભળનારાઓ કેમ રહી શકે ? ’ પણ ખરી વાત તો એ છે કે–‘ ભગવાનની વાણીના અતિશયોને જે જાણતો હોય અને માનતો હોય, તેને આ જાતિનો પ્રશ્ન

ઉઠે જ નહિ.' ભગવાન શ્રી જિનેશ્વરદેવોની જગત્તારક દેશના એટલે અનુપમ પ્રકારનું એક સુન્દરમાં સુન્દર સંગીત, એમ કહીએ તો પણ ચાલી શકે : કારણ કે-ભગવાનની દેશના માલકોશ રાગમાં ચાલુ હોય છે, ભગવાનનો સૂર અત્યન્ત મધુર હોય છે અને દેવતા તેમાં દુંદુભિનો સુર પૂરે છે. આજે પણ સારા ગવૈયાઓ કલાકો સુધી સાંભળનારાઓને બેસાડી શકે છે, તો ભગવાનની દેશનાનું તો પૂછવું જ શું ? દેશના સાંભળનારા સૌને એમ લાગે કે-' ભગવાન મને કહી રહ્યા છે.' સૌ પોતપોતાની ભાષામાં ભગવાનની વાણીને સમજી શકે. બધાના સંદેહ એક સાથે છેદાયા કરે. આવો વાણીનો અતિશય જેને વરેલો હોય, તેવા તારકની દેશનાને સાંભળનારાઓ સોળ પ્રહર બેસી રહે, એમાં આશ્ચર્ય પામવા જેવું શું છે ? સંગીતમાં કાંઈ કમ તાકાત હોય છે ? મલ્હાર રાગ જો ગાતાં આવડે, તો એનો ગવૈયો ભર ઉનાળામાં વરસાદ વરસાવી શકે છે. દીપક રાગ જો ગાતાં આવડે, તો એનો ગવૈયો દીપકો પ્રગટાવી શકે છે. સંગીતમાં આવી આવી અનેકવિધ તાકાતો હોઈ શકે છે. ભગવાનની દેશના રૂપ સંગીત તો ઉચ્ચમાં ઉચ્ચ કોટિનું છે. ભગવાનની વાણીના અતિશયોને જે જાણે નહિ અને માને નહિ, તેને મુંઝવણ થાય એ બનવાજોગ છે : પણ ભગવાનની વાણીના અતિશયોને જે જાણતો હોય અને માનતો હોય, તેને એવી મુંઝવણ થાય જ નહિ કે-' સોળ પ્રહર સુધી સાંભળનારાઓ કેમ રહી શકે ?' એ સ્થળ એવું છે કે-ત્યાં ચંચળ પણ જીવો અચંચળ જેવા બની જાય છે. સ્વાભાવિક વૈરવૃત્તિ પણ એ સ્થળમાં ભૂલાઈ જાય છે. સમવસરણ જેવું સ્થળ અને ભગવાનની દેશના, આ

એનો યોગ કલાકો સુધી સાંભળનારાઓને રોકી રાખે, એમાં નવાઈ પામવા જેવું છે જ નહિ. આમ છતાં પણ કોઈ કોઈ જીવો જતા–આવતા હોય, તો એનો નિષેધ પણ નથી.

## અન્તિમ ધર્મદેશનાનું રહસ્ય ધર્મોપદેશકોએ પણ સમજીને હૃદયમાં જચાવવું જોઇએ :

ભગવાન શ્રી મહાવીર પરમાત્મા, પોતાના પાદવિહારથી આ પૃથ્વિતલને પાવન કરતા, છેલ્લે છેલ્લે અપાપાપુરી નામની નગરીમાં પધાર્યા છે. ત્યાં દેવતાઓએ ત્રણ વપ્રોથી ભૂષિત એવું રમ્ય સમવસરણ બનાવ્યું છે. પોતાના આયુષ્યના પર્યન્તને જાણીને, ભગવાને એ સમવસરણમાં વિરાજીને અન્તિમ દેશના દીધી છે. પ્રારંભમાં ઈન્દ્રે અને હસ્તિપાલ રાજાએ પ્રભુની પ્રાર્થના કરી છે. ઈન્દ્રે અને હસ્તિપાલ નામના નરેન્દ્રે પ્રભુની ગુણસ્તુતિગર્ભિત પ્રાર્થના કર્યા બાદ, પ્રભુએ અન્તિમ દેશના દેવાની શરૂઆત કરી છે. ભગવાન શ્રી મહાવીર પરમાત્માની તે અન્તિમ દેશનાનો સાર, જેની શાસ્ત્રકાર મહાત્માઓએ સુન્દર પ્રકારે નોંધ લીધી છે, તે ખાસ વિચારવા અને સમજવા જેવો છે. ધર્મદેશકની દેશનાનો મૂળભૂત ધ્વનિ શો હોવો જોઇએ, એ વસ્તુ પણ આમાંથી ફલિત થાય છે. ભગવાન શ્રી મહાવીર પરમાત્માએ આપેલી અન્તિમ ધર્મદેશનાનો જે સાર શાસ્ત્રકાર પરમર્ષિઓએ સંગૃહીત કર્યો છે, તેના રહસ્યને ધર્મદેશકો જો યથાર્થપણે સમજી જાય, તો ધર્મદેશનાનો સર્વત્ર એકધારો સૂર નીકળ્યા વિના રહે નહિ. ધર્મદેશકો જો યથાસ્થિતપણે વિચારે, તો સમજી જાય કે–'ધર્મદેશનાનું ધ્યેય આ જ હોવું જોઈએ.' આનાથી વિપરીત પ્રકારનો ઉપ-

દેશ જૈનમુનિનો હોય નહિ. સાચો જૈનમુનિ આનાથી વિપરીત વાતનું સમર્થન કરે નહિ અને આનાથી વિપરીત વાતનું જે સમર્થન કરે તે વસ્તુત: જૈનમુનિ નથી, પણ વેષધારી જ છે. આનાથી વિપરીત પ્રરૂપણા એ ઉત્સૂત્રપ્રરૂપણા છે. દરેક ધર્મદેશક વસ્તુને જૂદી જૂદી રીતિએ સમજાવે અને ઘટાવે એ બને : દરેક ધર્મદેશક પોતપોતાના ક્ષયોપશમાદિ મુજબ વસ્તુનું નિરૂપણ કરે એ બને : દરેક ધર્મદેશક ધર્મનાં જૂદાં જૂદાં અંગો વિષે આજ્ઞા મુજબ જરૂર હોય તે અંગને પ્રધાન બનાવીને ઉપદેશ આપે એ બને : પણ ધર્મદેશનાનો પ્રધાન ધ્વનિ તો આ જ પ્રકારનો નીકળવો જોઈએ. આનાથી વિપરીત વસ્તુને પુષ્ટ કરનારી દેશના, એ વસ્તુત: ધર્મદેશના જ નથી. આ વસ્તુ જેના હૈયામાં જચી જાય, તે જ ઉન્માર્ગથી બચી શકે અને સન્માર્ગમાં ટકી તથા વધી શકે. આ વસ્તુ જેના હૈયામાં હોય, તે સન્માર્ગનો સેવક બની રહી શકે અને શક્તિ-સામગ્રી મુજબ ઉન્માર્ગનો ઉચ્છેદક પણ બની શકે.

## લોક ફટાકડા ફોડવામાં રાજી-જૈન કર્મોને ફોડવામાં રાજી:

ભગવાન શ્રી મહાવીર પરમાત્માએ આપેલી અન્તિમ ધર્મદેશનાના સારનો શાસ્ત્રોમાં ઘણે સ્થળે સંગ્રહ કરવામાં આવ્યો છે. કલિકાલસર્વજ્ઞ આચાર્યભગવાન શ્રીમદ્ હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજાએ પણ, શ્રી 'ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિત્ર' નામના પોતે રચેલા મહાકાવ્યમાં પ્રસંગ પામીને, ભગવાન શ્રી મહાવીર પરમાત્માની એ અન્તિમ ધર્મદેશનાના સારનો પણ સંગ્રહ કરેલો છે. તે પરમ ઉપકારિએ એ દેશનાસારનો સંગ્રહ કર્યો છે તો માત્ર ચાર જ [૧]શ્લોકોમાં, પણ જાણે

આપણને એકલું માખણ જ નહિ પણ તાવીને ઘી તારવીને આપ્યું છે, એમ કહીએ તો ચાલે. ભગવાને કેટલુંય અને કેવુંય ફરમાવ્યું હશે, પણ એનો સાર આ ચાર શ્લોકોમાં કલિકાલસર્વજ્ઞ આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ ભરી દીધો છે. તે પછી તો પુણ્યપાળ મણ્ડલેશને આવેલાં સ્વપ્નોના ભગવાને શ્રીમુખે કહેલા ફલાદેશનું અને તે પછીથી બીજું પણ વર્ણન છે. વાત તો એ છે કે–આ ચાર શ્લોકોમાં સુન્દર સાર મૂકી દીધો છે. આટલું પણ જો તમને બધાને આ નિમિત્તે બરાબર યાદ રહી જાય અને તે તેમજ છે એમ બરાબર જચી જાય, તોય કામ થઈ જાય તેમ છે. આનો જો તમને વાસ્તવિક ખ્યાલ આવી જાય, તો તમે પણ સહેલાઈથી ઉન્માર્ગદેશકોની ઉન્માર્ગદેશના આદિથી બચી શકો. મુનિની ધર્મદેશનાનો સાર આ જ હોઈ શકે, એમ આમાંથી સમજી શકાય તેમ છે. આ વસ્તુને અવલંબીને જો ગીતાર્થ મુનિ વિવેચન કરવા માંડે, તો વિવેચન ખૂટે તેમ નથી અને વિચારણા કરવા માંડે, તો વિચારણા ખૂટે તેમ નથી. આનો ખ્યાલ હોય, આ વસ્તુ હૃદયમાં ઓતપ્રોત થઈ ગઈ હોય, તો પરિણતિ બગડે નહિ પણ સુધરે. આ ખ્યાલમાં રાખો તો આ દીપોત્સવી પર્વની આરાધના પણ તમે સુન્દર રીતિએ કરી શકો. આજે દીપોત્સવી પર્વ કેમ ઉજવાય છે? દીપોત્સવી પર્વના દિવસો લોક સાથે ભલે હોય, પણ આપણી ઉજવણી લોકના જેવી નહિ હોવી જોઈએ. લોક ફટાકડા ફોડવામાં રાજી અને જૈન કર્મ ફેડવામાં રાજી. એકનું પુણ્ય બળે ને પાપ વધે, જ્યારે બીજાનું પાપ બળે, કર્મનિર્જરા થાય અને બંધાય તો પણ શુભ કર્મ જ બંધાય. એ શુભ

કર્મ એવું જ હોય છે, કે જે શુભ કર્મનો ઉદય પણ આત્મનિસ્તારની સાધનામાં સહાયક જ નિવડે.

અન્તિમ દેશનાનું તારણ :

ભગવાન શ્રી મહાવીર પરમાત્માએ, પોતાના આયુષ્યના પર્યન્તને જાણીને જે અન્તિમ દેશના આપી હતી, તેને જણાવતાં, કલિકાલસર્વજ્ઞ આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજા, શ્રી ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિત્ર નામના પોતે રચેલા મહાકાવ્યના દશમા પર્વના તેરમા સર્ગમાં ફરમાવે છે કે—

" पुमर्था इह चत्वारः, कामार्थौ तत्र जन्मिनाम् ।
अर्थभूतौ नामधेया,—दनर्थौ परमार्थतः ॥ १ ॥
" अर्थस्तु मोक्ष एवैको, धर्मस्तस्य च कारणम् ।
संयमादिर्दशविधः, संसारांभोधितारणः ॥ २ ॥
" अनन्तदुःखः संसारो, मोक्षोऽनन्तसुखः पुनः ।
तयोस्त्यागपरिप्राप्ति—हेतुर्धर्मं विना न हि ॥ ३ ॥
" मार्गं श्रितो यथा दूरं, क्रमात् पंगुरपि व्रजेत् ।
धर्मस्थो घनकर्मापि, तथा मोक्षमवाप्नुयात् ॥ ४ ॥ "

ભગવાને ચાર પુરૂષાર્થોનું વર્ણન કર્યું છે, એથી ચારેય પુરૂષાર્થો સેવવા યોગ્ય ઠરતા નથી :

આમાં સૌથી પહેલી વાત એ કહેવામાં આવી છે કે—'આ જગતમાં પુરૂષાર્થો ચાર છે.' પુરૂષોના અર્થને પુરૂષાર્થ કહેવાય છે, પણ એ પુરૂષાર્થ સાધે કોણ ? જગતમાં જન્મેલા

જીવો. પુરૂષાર્થ એટલે શું? પ્રયત્નવડે જે સાધ્ય તે પુરૂષાર્થ. જગતના જીવો પ્રયત્ન દ્વારા જે સાધે તે પુરૂષાર્થ કહેવાય. જગતના જીવો પ્રયત્ન દ્વારા સાધે તેવા પુરૂષાર્થ કેટલા છે? એ છે ચાર. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. આ ઉપરથી આજે ઘણાઓ કહે છે કે-'ભગવાને માત્ર બે જ પુરૂષાર્થ કહ્યા નથી. ભગવાને કાંઇ ધર્મ અને મોક્ષ એમ બે જ પુરૂષાર્થ બતાવ્યા નથી. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ-એમ ચાર પુરૂષાર્થો છે, એમ ભગવાને જ કહ્યું છે.' આ જાતિની વાતો કરનારાઓ, એ વિચાર કરતા નથી કે-'ભગવાને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમ ચાર પુરૂષાર્થો છે-એવું કહ્યું કેમ?' સમજવું જોઈએ કે-'જગતમાં ચાર પ્રકારના પુરૂષાર્થ છે, માટે ભગવાને ચાર પુરૂષાર્થ છે એમ કહ્યું છે.' ભગવાન વસ્તુસ્વરૂપ વર્ણવે, ત્યારે જે જેમ હોય તે તેમ કહે: પણ બરાબર વિચારશો તો સમજાશે કે-પ્રતિપાદનમાં અહીં હેયોપાદેયાદિનો ઘણો જ સ્પષ્ટ વિવેક કરવામાં આવ્યો છે. અહીં જે વિવેક કરવામાં આવ્યો છે, તે કલ્યાણના અર્થી દરેકે બરાબર સમજી ખ્યાલમાં રાખી લેવા જેવો છે. 'ભગવાને જેમ ધર્મ-મોક્ષને પુરૂષાર્થ કહ્યા છે, તેમ અર્થ-કામને પણ પુરૂષાર્થ તરીકે જણાવ્યા જ છે: આ ચારમાંથી જેને જે ગમે તે સાધે: કારણ કે-ભગવાન તો કહે છે કે-ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારેય પુરૂષાર્થ છે. ભગવાને ચાર પુરૂષાર્થો બતાવ્યા, માટે જેને જેમ ફાવે તેમ કરે, એમાં વાંધો શો?' આવી રીતિએ કોઈ કહે, તો તેથી જરાય મુંઝાવું નહિ. એવાને કહી દેવું કે-'ભાઈ રે! ભગવાને શાનુ વર્ણન નથી કર્યું? ભગવાને માત્ર સારાનુ જ વર્ણન કર્યું છે અને ખોટાનુ વર્ણન

કર્યું જ નથી-એમ છે જ નહિ: ભગવાને તો સારી ને ખોટી, હિતકર ને અહિતકર, હેય ને ઉપાદેય એમ સઘળી જ વસ્તુઓનું જેવું જેવું સ્વરૂપ છે, તેવું તેવું સ્વરૂપ દર્શાવ્યું છે. ભગવાને જેમ સમ્યક્ત્વ આદિનું વર્ણન સુવિસ્તારથી કર્યું છે, તેમ મિથ્યાત્વ આદિનું વર્ણન પણ સુવિસ્તારથી કર્યું છે. ભગવાને જેમ અહિંસાનું તેમ હિંસાનું પણ વર્ણન કર્યું છે. ભગવાને જેમ સત્યનું તેમ અસત્યનું પણ વર્ણન કર્યું છે. એ જ રીતિએ ચોરી, અબ્રહ્મ વિગેરેનું પણ ભગવાને વર્ણન કર્યું છે. ભગવાને માત્ર ધર્મ-મોક્ષનું જ વર્ણન કર્યું છે એમ નથી, પણ અધર્મ અને સંસારનું પણ આબેહુબ વર્ણન કર્યું છે. જગતના જીવોને અધર્મથી બચાવી ધર્મમાં જોડવાને માટે અને સંસારથી તારી મોક્ષમાં પહોંચાડવાને માટે ભગવાને બધું વર્ણવ્યું છે. આથી સ્પષ્ટ છે કે-ભગવાને જેટલું જેટલું વર્ણવ્યું છે, તેટલું બધું જ કરવા યોગ્ય છે એમ નથી. ભગવાને જેને હેય કહ્યું તે તજવા યોગ્ય કહેવાય, ભગવાને જેને જ્ઞેય કહ્યું તે જાણવા યોગ્ય કહેવાય અને ભગવાને જેને ઉપાદેય કહ્યું તે આદરવા યોગ્ય કહેવાય. એમ પણ સાપેક્ષ રીતિએ કહી શકાય કે-'હેય અને ઉપાદેય એ ઉભય જ્ઞેય ગણાય.' ભગવાને કહ્યું તે જ કરવાનું, એનો અર્થ એ જ છે કે-હેયનો ત્યાગ અને ઉપાદેયનો સ્વીકાર કરવાનો! ભગવાને સંયમ અને અસંયમ-એ ઉભયનું વર્ણન તો કર્યું જ છે, પણ એથી-'ભગવાને સંયમને ય આરાધ્ય કહ્યું છે અને અસંયમને પણ આરાધ્ય કહ્યું છે.'-એમ કહેવાય ?

**સભા૦** નહિ જ.

કેમ ? ભગવાને તો સંયમ અને અસંયમ-ઉભયના સ્વરૂપનું વર્ણન કર્યું છે, તો તે બેય આરાધ્ય એમ કેમ નહિ ?

**સભા૦** સંયમને આરાધ્ય અને અસંયમને ત્યાજ્ય, એમ ફરમાવેલ છે.

એવું આ ચાર પુરૂષાર્થોને અંગે પણ સમજવાનું છે. અર્થ–કામ હેય અને મોક્ષ તથા તેનું સાધન ધર્મ ઉપાદેય, એમ ખૂદ ભગવાને જ કહેલું છે. આ વસ્તુને નહિ સમજનારાઓ જ અગર તો દંભી આત્માઓ જ,–' ચારે ય પુરૂષાર્થો ભગવાને કહ્યા છે માટે તે ચારેય સાધવા યોગ્ય છે. '–એમ કહેવાને તૈયાર થઈ શકે.

## દુનિયાદારીના કારણે ધર્મ કરવાનો નિષેધ અને મોક્ષના કારણે ધર્મ કરવાનું વિધાન :

ભગવાન ફરમાવે છે કે–આ દુનિયામાં પુરૂષાર્થો ચાર છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. ચાર પુરૂષાર્થોનાં નામો બોલવાની લોકમાં પણ સામાન્ય રીતિએ આ રૂઢિ છે. ધર્મનો એટલો મહિમા છે કે–બીજાઓના મુખમાં પણ અર્થ અને કામ પહેલાં ધર્મ શબ્દ પેસી ગયો છે. ધર્મની આરાધના કર્યા વિના મોક્ષની પ્રાપ્તિ થાય નહિ એ તો છે જ, પણ જ્ઞાનિઓ તો ત્યાં સુધી ફરમાવે છે કે–ધર્મ વિના અર્થ–કામની પણ પ્રાપ્તિ થતી નથી. દુનિયામાં જેને સુખ કહેવાય તે પણ ધર્મ વિના સાધ્ય જ નથી. દુનિયાના ક્ષુદ્ર સુખ માટે પણ ધર્મની આવશ્યકતા રહે છે જ. જ્યાં ધર્મ જ નહિ, ત્યાં દુનિયાનું પણ ક્ષુદ્ર સુખેય નહિ. ધર્મ–ધર્મની અપેક્ષામાં ફેર છે એ વાત જૂદી, પણ જ્ઞાનિઓ કહે છે કે–ધર્મ વિના અર્થકામની પ્રાપ્તિ પણ થતી નથી. દુનિયામાં જેટલું જેટલું સુન્દર દેખાય છે, તે ધર્મનો પ્રતાપ છે. સુન્દર રૂપ, સુન્દર સંપદા, ઈત્યાદિ-

ની પ્રાપ્તિ પણ ધર્મ વિના થતી નથી. જ્ઞાનિઓના આ જાતિના કથનના ભાવને જે ન સમજે, તે સીધો ઉન્માર્ગદેશક બને. જ્ઞાનિઓ આમાં વસ્તુસ્વરૂપને જ વર્ણવે છે. અર્થ-કામ પણ ધર્મ વિના પ્રાપ્ય નથી, માટે તે સ્વરૂપ જ્ઞાનિઓએ દર્શાવ્યું છે. આ દુનિયામાં પુરૂષાર્થ ચાર છે, એમ કહ્યું કે નહિ? કહ્યું જ છે. એ જ રીતિએ વસ્તુસ્વરૂપ દર્શાવતાં જ્ઞાનિઓએ ફરમાવ્યું કે-'ધર્મ વિના અર્થ-કામની પ્રાપ્તિ પણ થતી નથી.' આનો અર્થ એ નથી જ કે-'જ્ઞાનિઓ અર્થકામને માટે પણ ધર્મ કરવો જોઇએ, એવો ઉપદેશ આપે છે.' સાંસારિક સુખો માટે ધર્મ કરવો જોઈએ, એમ જ્ઞાનિઓ કહેતા જ નથી. શાસ્ત્રકારો એમ જરૂર કહે છે કે-'દુનિયાદારીના સુખની સિદ્ધિ પણ ધર્મ દ્વારાએ જ છે.' પણ યાદ રાખો કે-શાસ્ત્રકારો એમ નથી જ કહેતા કે-'દુનિયાદારીના સુખને માટે ધર્મ કરવો જોઇએ!' દુનિયાદારીના સુખની સિદ્ધિ પણ ધર્મ દ્વારાએ જ છે-એમ કહેવામાં વસ્તુસ્વરૂપનું વર્ણન માત્ર છે: પણ તે માટે ધર્મ કરવો જોઈએ એવું વિધાન એમાં નથી. દુનિયાદારીના સુખ માટે ધર્મ કરવાની વાતનો જ્ઞાનિઓ સ્પષ્ટ નિષેધ કરે છે અને મોક્ષના ઈરાદે અથવા તો કહો કે-નિરાશંસ ભાવે ધર્મ કરવાનું જ જ્ઞાનિઓ વિધાન કરે છે.

## અર્થકામ ધર્મથી પણ અર્થકામ માટે ધર્મ એમ નહિ જ:

આવી રીતિએ શાસ્ત્રે ફરમાવેલી વસ્તુના રહસ્યને તારવવા જોગી તાકાત અને વિવેક જેનામાં ન હોય, તેવા મુનિને ઉન્માર્ગદેશક બનતાં વાર ન લાગે. એ તો સીધો જ પ્રશ્ન કરે કે-"અર્થકામ માટે પણ ધર્મ જ જરૂરી છે, ધર્મ વિના અર્થ-

કામની પણ પ્રાપ્તિ નથી–એમ જ્યારે જ્ઞાનિઓ કહે છે, તો પછી અમારાથી–'અર્થકામ માટે પણ ધર્મ કરવો જોઈએ.'–એવો ઉપદેશ કેમ ન અપાય ?" આવો પણ પ્રશ્ન ઉભો કરીને ભદ્રિક જનસમૂહને અર્થ–કામ માટે ધર્મ કરવાનો ઉપદેશ દેનારા ઉન્માર્ગદેશક આજે નથી એમ નહિ. 'અર્થ-કામ અનર્થભૂત છે. ધર્મ અર્થકામ માટે ન થાય. ધર્મ એ મોક્ષનું સાધન છે. સાચું સાધ્ય એક માત્ર મોક્ષ છે. મોક્ષના સાધનને જ મોક્ષ દૂર રાખવામાં ન વાપરો. સંસાર કાપનાર ધર્મને સંસાર વધારનાર ન બનાવો.'–આ વિગેરે ખાસ વિચારવા જેવી વાતોને એ વિચારે જ નહિ. અર્થકામ ધર્મથી જ સાધ્ય છે એની ના નથી. અર્થકામ પણ ધર્મ વિના મળે જ નહિ એ ચોક્કસ છે. અર્થકામની પ્રાપ્તિનું પણ કારણ ધર્મ જ છે. આવું આવું વર્ણન પણ શાસ્ત્રોમાં જરૂર આવે છે અને આ પ્રકારના વર્ણનને તેના સ્વરૂપે સ્વીકારે ત્યાં સુધી વાંધો નહિ, પરન્તુ તેના સ્વરૂપે તે ન સ્વીકારે અને ઉંધી રીતિએ સમજે તો સ્હેજે ઉન્માર્ગદેશક બને. 'અર્થકામ માટે પણ ધર્મ જરૂરી છે'–એમ જ્ઞાનિઓ જરૂર કહે : પણ–'અર્થકામ માટે ધર્મ કરવો તેય સારૂં છે.'–એમ જ્ઞાનિઓ કહે જ નહિ. અર્થ-કામથી મૂકાવનાર સાધનને જ જો અર્થકામ માટે સેવાય, તો પછી બાકી શું રહે ?

## ભણી–ગણીને પોપટ બનવું અને રહસ્ય પામવું એ બે જૂદી જૂદી વસ્તુઓ છે :

આટલું સ્પષ્ટ છતાં, શાસ્ત્રના રહસ્યને નહિ પારખી શકનારાઓ, શાસ્ત્રકારોના નામે પણ ઉંધી વાતો કરે, તો તેમાં

નવાઈ પામવા જેવું નથી. ભણી-ગણીને પોપટ બની જવું એ જૂદી વાત છે અને અંદર રહેલા રહસ્યને તારવવાની તાકાત આવવી એ જૂદી વાત છે. 'અર્થકામની પ્રાપ્તિ પણ ધર્મ વિના નથી.'-એમ શાસ્ત્રકારો કહે, એથી એમ ન જ કહેવાય કે-'શાસ્ત્રકારો એમ જ સમજે છે કે-દુનિયાના જીવોને જે સુખો મળે છે તે પુણ્યથી જ મળે છે પરંતુ તે અધર્મ કરીને પાપ બાંધતા રહે, તેના કરતાં ઇષ્ટ વિષયોની પ્રાપ્તિને અંગે પણ ધર્મક્રિયામાં જોડાય તે વધારે ઇષ્ટ છે.' અથવા એમ પણ ન જ કહેવાય કે-'દુનિયાના જીવો અધર્મ કરતા રહે અને પાપ બાંધે, તેના કરતાં વિષયસુખોની પ્રાપ્તિને માટે પણ તેઓ ધર્મ કરીને પુણ્ય બાંધે એવી શાસ્ત્રકારોની ચાહના છે.' શાસ્ત્રકારોની આવી ચાહના હોય જ નહિ. જેને વાસ્તવિક પરિણામનું ભાન નથી, તે જ આવું લખી કે બોલી શકે. જે વસ્તુસ્વરૂપને અને અર્થ-કામની સાધનાના જ હેતુથી કરેલા ધર્મના પારંપરિક પરિણામને યથાસ્થિત રીતિએ સમજે છે, તે તો આવું લખેય નહિ અને બોલેય નહિ.

## વિષયસુખો માટે ધર્મ કરો તે શાસ્ત્રકારોને જો વધારે ઇષ્ટ છે તો પાપ કરો તે શું ઓછું ઇષ્ટ છે?

શાસ્ત્રકાર પરમર્ષિઓની એવી ચાહના નથી જ કે-'વિષયસુખોની પ્રાપ્તિને માટે તમે ધર્મ કરીને પુણ્ય બાંધો.' દુનિયાના જીવો પાપ કરે એ પણ શાસ્ત્રકાર પરમર્ષિઓને ઇષ્ટ નથી અને દુનિયાના જીવો દુનિયાના ઇષ્ટ વિષયોની જ લાલસાને આધીન થયા થકા, પોતાની તે જ લાલસાને પોષવા ધર્મનાં અનુષ્ઠાનોનો આશ્રય સ્વીકારે, એ પણ શાસ્ત્રકાર પરમર્ષિઓને

ઈષ્ટ નથી જ. પાપ કરો એય ઈષ્ટ નહિ અને વિષયસુખોને માટે જ ધર્મ કરો એય ઇષ્ટ નહિ. શાસ્ત્રકાર પરમર્ષિઓએ જણાવેલી ધર્મના ફલની વસ્તુસ્થિતિને સમજનાર તથા હૃદય પૂર્વક માનનાર, એમ ન જ કહે અગર લખે કે-'શાસ્ત્રકારોને તમે અધર્મ કરી પાપ બાંધો તે કરતાં વિષયસુખો માટે ય ધર્મ કરો એ વધારે ઈષ્ટ છે.' એમ બોલનાર કે લખનાર જાણ્યે-અજાણ્યે એમ કબૂલ કરી લે છે કે-'તમે અધર્મ કરીને પાપ બાંધો-તે શાસ્ત્રકારોને થોડું પણ ઈષ્ટ તો છે જ!' જેઓ આવું કબૂલ કરવાને તૈયાર ન હોય, તેઓથી-'તમે અધર્મ કરીને પાપ બાંધો તે કરતાં વિષયસુખો માટે ધર્મ કરી પુણ્ય બાંધો-એ શાસ્ત્રકારોને વધારે ઈષ્ટ છે.'-એમ લખાય કે બોલાય નહિ. શાસ્ત્રકારપરમર્ષિઓને ઈષ્ટ શું? દુનિયાના જીવો ધર્મને આદરી મોક્ષને પામે તે જ! ધર્મ મોક્ષ માટે છે, કાંઈ સંસાર માટે નથી. મોક્ષ માટે નિરાશંસભાવે કરાએલા ધર્મના યોગે, મોક્ષ થતાં પૂર્વે ઉત્તમ પ્રકારની દુન્યવી સામગ્રી મળી જાય એ વાત જૂદી છે : પણ-'વિષયસુખોની લાલસાને જ આધીન થઈ ને તમે એ ખાતરે ય ધર્મ કરો એ શાસ્ત્રકારોને વધારે ઈષ્ટ છે.'-એવું પ્રતિપાદન કરવું, એ તો એક પ્રકારનો ઉન્માર્ગનો જ ઉપદેશ છે. આ જ કારણે એવું પ્રતિપાદન કરનારાઓને માટે એમ કહી શકાય કે-'શાસ્ત્રકાર પરમર્ષિઓને શું ઇષ્ટ છે, શું થોડું ઈષ્ટ છે અને શું વધારે ઈષ્ટ છે, તેની એવાઓને વાસ્તવિક પ્રકારની કશી ગમ જ નથી.'

**વિષયસુખ માટે ધર્મને સાધન ન બનાવો :**

વિચાર તો કરી જૂઓ કે-'વિષયસુખોને માટે ધર્મ કરનાર વસ્તુતઃ કોની આરાધના કરે છે?' વિષયસુખની લાલસા એ

પાપ છે અને વિષયસુખની લાલસાને જ આધીન બની જઈને ધર્મને વિષયસુખનું સાધન બનાવી દેવો એ ઘોર પાપ છે. વિષયસુખની લાલસાથી સેવાએલા ધર્મના યોગે દેવલોક મળી પણ જાય, તોય એની કિંમત ન આંકો. વિષયસુખની લાલ-સાએ કરાએલા ધર્મથી પુણ્યાનુબંધી પુણ્ય તો બંધાતું જ નથી. વિષયસુખના જ હેતુથી કરાતા ધર્મના યોગે બંધાતું પુણ્ય પાપાનુબંધી જ હોય છે. હવે પાપાનુબંધી પુણ્ય એટલે શું ? પાપાનુબંધી પુણ્ય એ પણ એક પ્રકારનું પુણ્ય તો છે જ : પરંતુ તેનાથી નિપજતા પરિણામની અપેક્ષાએ તે બહુ ભયંકર ગણાય છે. એવા પુણ્યથી જે મળે તે પેલાની માફક ભોગવાય નહિ અને ભોગવટા દરમ્યાન એવી આત્મ-પરિણતિ રહે કે–પ્રાયઃ ઘણાં અશુભ કર્મો બંધાયા કરે.

## દેવલોકને જોનારો પણ તેની પાછળના દુર્ગતિના પરિણામને નહિ જોનારો અજ્ઞાન છે :

પાપાનુબંધી પુણ્યના યોગે દેવલોક પણ મળી જાય એની ના નથી : પરન્તુ એક દેવલોક પાછળ રહેલા પરિ-ણામને તો જૂઓ ! વિષમિશ્રિત દુધ હોય, પણ એમાં સાકર તથા બદામ વિગેરે મસાલો નાખેલ હોય, ત્યારે પીતાં મીઠું લાગે કે નહિ? ઝેરવાળા પણ લાડવા ખાતાં મીઠા લાગે કે નહિ ? લાગે, પણ એ મીઠાશની કિંમત શી ? એ મીઠાશ તો મારનારી છે. ઘડીભર મુખ મીઠું થાય, પેટ ધરાએલું લાગે, જરા ઠીક લાગે, પણ જ્યાં ઝેરની અસર શરીરમાં વ્યાપે એટલે કમોતે મરે કે બીજું કાંઇ થાય ? મરતાં પહેલાં વેદના કેટલી ? નસો ખેંચાઈ જવી, એ વિગેરે થાયને ? એ કારમી

વેદના જે અનુભવે તે જાણે અગર જ્ઞાની જાણે. એ જ રીતિએ દેવલોકની પ્રાપ્તિ, એ પેલી મીઠાશ જેવી છે. એ મીઠાશની કિંમત આંકો તો એ દેવલોકની કિંમત આંકો. પાપાનુબંધી પુણ્ય જેમ ભોગવાય, તેમ પેલો પાપના ભારથી પ્રાયઃ લદાતો જ જાય. કેસર, બદામ, સાકર અને ઈલાયચી આદિ મસાલાવાળા વિષમિશ્રિત દુધની મીઠાશને જ જોનારો, પણ તે વિષમિશ્રિત છે એમ જાણવા છતાં માત્ર તેની મીઠાશને જ જોઈ તે પીવાથી નિપજતા પરિણામને નહિ જોનારો, જેમ ક્ષુદ્ર દૃષ્ટિવાળો અજ્ઞાન કહેવાય, તેમ દુન્યવી વિષયસુખો માટે જ ધર્મ કરનારને પાપાનુબંધી પુણ્યના યોગે મળતા દેવલોકને જોનારો, પણ પાછળના પરિણામને નહિ જોનારો, ક્ષુદ્ર દૃષ્ટિવાળો અજ્ઞાન જ કહેવાય. શાસ્ત્રકારો એવા અજ્ઞાન નથી. શાસ્ત્રકાર પરમર્ષિઓ તો પરિણામને પણ જોનારા છે. શાસ્ત્રકાર પરમર્ષિ-ઓએ, વિષયસુખોને માટે કરાતા ધર્મથી મળતા દેવલોકાદિની જેમ તે પછી થતી દુર્દશાની વાત પણ સ્પષ્ટ જણાવી છે. એટલું જ નહિ, પણ આ લોકનાં કે પરલોકનાં વિષયસુખોને માટે ધર્મ નહિ કરતાં મોક્ષ માટે જ નિરાશંસભાવે ધર્મ કરવાની આજ્ઞા ફરમાવી છે. વિષાનુષ્ઠાન, ગરાનુષ્ઠાન અને અનનુષ્ઠાન ત્યાજ્ય છે, એમ શાસ્ત્રકાર પરમર્ષિઓ સ્પષ્ટ જણાવે છે. આટલું સ્પષ્ટ છતાં–'વિષયસુખો માટે ધર્મ કરો તે શાસ્ત્રકારોને વધારે ઈષ્ટ છે'–એમ કહેવાય કે લખાય, તો તે શાસ્ત્રકાર પરમર્ષિ-ઓનું પણ અપમાન કરવા જેવું જ છે.

## વિષયસુખોને માટે ધર્મ કરો એ શાસ્ત્રકારોને વધારે ઈષ્ટ છે –એમ કહેવાય જ નહિ :

અર્થકામ પણ ધર્મ વિના મળતા નથી, એ માત્ર સ્વરૂપ-

વર્ણન છે. એનો અર્થ એ નથી કે-'દુનિયાના જીવો અર્થકામને માટે ધર્મ કરે, એમ શાસ્ત્રકાર પરમર્ષિઓ ઇચ્છે છે.' અર્થકામની વૃત્તિ એ જ ભયંકર વસ્તુ છે. ધર્મના યોગે એ વૃત્તિને કાપવાની હોય. શાસ્ત્રકાર પરમર્ષિઓને શું ઇષ્ટ હતું અને શું ઇષ્ટ નહિ હતું, એ વિવેકપૂર્વક વિચારતાં શીખો. દુનિયાનાં વિષયસુખોને માટે ધર્મ કરવો જોઇએ, એમ જ્ઞાનિઓ કહે જ નહિ. એ વાત ચોક્કસ છે કે-'દુનિયામાં સુન્દરમાં સુન્દર પ્રકારની વિષયસામગ્રી ધર્મિને જ મળે છે. દુનિયામાં પણ જેટલી ઉત્તમોત્તમ વિષયસામગ્રી છે, તે ધર્મથી જ મળે છે.' આવું આવું જ્ઞાનિઓ જરૂર વર્ણવે છે, પણ આ વર્ણનના રહસ્યને સમજવાને માટે આત્મામાં વિવેક જોઇએ. એ વિવેક જેનામાં ન હોય તેને ભૂલતાં વાર ન લાગે. આ તો શ્રી વીતરાગપરમાત્માનું શાસન છે. શ્રી સર્વજ્ઞનું શાસન એટલે અનેક અપેક્ષાઓથી ગર્ભિત શાસન. સારી કે ખોટી, હિતકર કે હાનિકર, સંસારવર્ધક કે મોક્ષપ્રાપક-બધી જ વસ્તુઓનું વર્ણન આવે. એ બધી વસ્તુઓની, જ્ઞાનિઓએ વર્ણવ્યા મુજબ તે તે હેય, જ્ઞેય અને ઉપાદેય વિભાગમાં વહેંચણી કરતાં ન આવડે, તો શું થાય? તારક સ્વભાવવાળી પણ દ્વાદશાંગી મિથ્યાદૃષ્ટિને ડૂબાવનારી નિવડે, તેમાં કોનો દોષ? તારક કહે તેમ ન વહેંચે તો તારક પણ શી રીતિએ તારે? જ્ઞાનિઓને કહેવું પડયું કે-'એવા પણ આત્માઓ હશે, કે જે આ તારક દ્વાદશાંગીના યોગને પામીને પણ ડૂબશે. તેવા મિથ્યાદષ્ટિઓને દ્વાદશાંગી મિથ્યા રૂપે પરિણમશે.' મિથ્યા રૂપે કેમ પરિણમે? લેતાં અને વહેંચતાં ન આવડે માટે! જે ભાવ ખીંચવા જોઈએ તે ન ખીંચે અને ઉંધા ભાવ ખીંચે એથી! આ વસ્તુ સ્વપરના

હિતને ઈચ્છનારાઓએ ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. સુવિવેક હોય તો–'વિષયસુખો માટે તમે ધર્મ કરો એ શાસ્ત્રકારોને વધારે ઈષ્ટ છે.'–એમ કહેવાય જ નહિ. ધર્મથી એકલો મોક્ષ જ મળે છે એમ નથી. અર્થકામ પણ ધર્મ વિના મળે તેમ નથી. અર્થ, કામ અને મોક્ષ મેળવી આપવાની તાકાત ધર્મમાં છે. અર્થકામની જે કાંઈ સારી સામગ્રી મળી છે, મળે છે અગર મળશે તે ધર્મથી જ! વિષયસુખોની સામગ્રી પણ ધર્મ વિના મળતી જ નથી, એ નિશ્ચિત વાત છે. ઉત્તમ કોટિના અર્થકામ પણ સુધર્મથી જ મળે છે. આ વાતમાં વાંધો નથી: પણ સવાલ એ છે કે–'અર્થકામના ઈરાદે ધર્મ કરવો તે સારૂં કે નહિ? અને શાસ્ત્રકાર પરમર્ષિઓને તે વધારે ઈષ્ટ છે કે બીલ્કુલ ઈષ્ટ નથી?' શાસ્ત્રકાર પરમર્ષિઓ તો ધર્મને મોક્ષના ઈરાદે નિરાશંસભાવે જ કરવાનું ફરમાવે છે અને આ લોકનાં તથા પરલોકનાં પૌદ્‌ગલિક સુખોની ઈચ્છાથી કરાતાં અનુષ્ઠાનોને વિષ–ગરાદિની ઉપમા આપીને, તે ત્યાજ્ય છે એમ સાફ ફરમાવે છે. શાસ્ત્રકાર પરમર્ષિઓ પરિણામદર્શી હોવાથી, પાપાનુબંધી પુણ્યબંધના પ્રબળ કારણને ઉત્તેજન મળે તેવું ઉપદેશે જ નહિ. આથી સ્પષ્ટ થઈ જાય છે કે–'જગતના જીવો મુક્તિના હેતુથી શ્રી જિનાજ્ઞા મુજબ ધર્મની આરાધના કરે, એ જ શાસ્ત્રકાર પરમર્ષિઓને ઈષ્ટ છે.' મુક્તિને બાધક થાય તેવું કાંઈ જ શાસ્ત્રકાર પરમર્ષિઓને ઈષ્ટ હોય નહિ, ત્યાં પરિણામે પાપ વધે એવી ક્રિયા તો શાસ્ત્રકાર પરમર્ષિઓને શાની જ ઈષ્ટ હોય? વળી અર્થ–કામના ઈરાદે ધર્મ કરવો તે અનર્થનું કારણ છે, એમ પણ શાસ્ત્રકાર પરમર્ષિઓએ, વિષાદિ અનુષ્ઠાનોને વિચિત્ર

અનર્થોને દેનાર તરીકે વર્ણવી, જણાવી દીધું છે : એટલે અર્થ-કામના ઈરાદે ધર્મ કરવો તે સારૂં છે, એમ પણ કહેવાય જ નહિ.

## અર્થકામ નામના જ અર્થભૂત છે પણ પારમાર્થિક દૃષ્ટિએ તો અનર્થભૂત જ છે :

મૂળ વાત તો એ હતી કે-'ભગવાન કહે છે કે પુરૂષાર્થ ચાર છે, તો પછી જેને જે પુરૂષાર્થ ફાવે તે પુરૂષાર્થને સેવે એમાં વાંધો શો ?' એને અંગે આપણે વિચારી ગયા કે-'ચાર પુરૂષાર્થ છે એમ જે કહ્યું છે, તે તો વસ્તુસ્વરૂપનું વર્ણન માત્ર છે. પુરૂષાર્થો ચાર છે માટે ચાર કહ્યા. એથી ચારેય પુરૂષાર્થ સાધવા જેવા જ છે અને ચારેય પુરૂષાર્થોને સાધવાની ભગવાનની આજ્ઞા છે, એમ નથી જ !' અહીં એનું સ્પષ્ટીકરણ કર્યું છે. પહેલાં એમ કહ્યું કે-

" पुमर्था इह चत्वारः । "

અને પછી તરત જ કહ્યું કે-

" कामार्थौ तत्र जन्मिनाम् ।
अर्थभूतौ नामधेया-दनर्थौ परमार्थतः ॥ "

ચાર પુરૂષાર્થો છે તેમાં અર્થ અને કામ એ બે પુરૂષાર્થો તો નામ માત્રથી જ પુરૂષાર્થો છે. અર્થ અને કામ નામથી અર્થભૂત છે, પણ પરિણામે અથવા તો કહો કે-પરમાર્થ દૃષ્ટિએ જન્મિઓ માટે તે અનર્થભૂત છે. અર્થ અને કામ નામથી પુરૂષાર્થ છે, પણ પરમાર્થથી તો પુરૂષાનર્થ છે. નામ રતનપાળ, પણ હોય ઠંઠણપાળ, એમ બને ને ? એવું આમાં ! અર્થકામ પરમાર્થથી અર્થભૂત તો નથી જ, પણ અનર્થભૂત છે.

અર્થકામની અનર્થકારકતા જેવી–તેવી નથી, પણ મહા કારમી છે. અર્થકામ ન હોત તો સંસાર ન હોત. આપણે અર્થકામમાં આસક્ત ન બન્યા હોત, તો આજ સુધી સંસારમાં રઝળતા હોત ? નહિ જ ! અર્થકામની આસક્તિ સંસારમાં રૂલાવનારી છે. અર્થકામ જેને પરમાર્થથી અનર્થભૂત લાગે, તે ધર્મને સારી રીતિએ સેવી શકે. અર્થકામ જ જેને અર્થભૂત લાગે, તે વસ્તુતઃ ધર્મને સેવી શકે નહિ. આથી ભગવાને પહેલાં જ કહ્યું કે–'પુરૂષાર્થ ચાર છે, પણ તેમાં જે અર્થ અને કામ છે, તે નામના જ અર્થભૂત છે, બાકી પરમાર્થથી તો અનર્થભૂત જ છે.' અર્થકામ જેને પરમાર્થથી અનર્થભૂત ન લાગે પણ અર્થભૂત જ લાગે, તે મોક્ષસાધક ધર્મની વાસ્તવિક આરાધના કરવાને માટે વસ્તુતઃ નાલાયક જ છે. અર્થ અને કામને માટે જ ધર્મ કરનારનો ધર્મ મુક્તિ પમાડનાર તો નથી, પણ સુન્દર પ્રકારના અર્થકામને પમાડનાર પણ નથી. એવો ધર્મ તો અયોગ્ય અર્થકામ આપે તોય તે પરિણામે ડૂબાવ-નાર છે. અર્થકામને માટે જ ધર્મને સેવનારો, વસ્તુતઃ, ધર્મનું ભયંકર અપમાન કરે છે. અર્થકામને જ્ઞાનિઓ પરમાર્થદૃષ્ટિએ અનર્થભૂત કહે છે–તે જેના હૈયામાં જચે નહિ અને–'અર્થકામ પણ પુરૂષાર્થો છે, જ્ઞાનિએ કહેલા છે, ધર્મથી એ મળે છે.' –એટલું જ યાદ રહી જાય તો નુકશાન થાય : આથી જ્ઞાનિઓ એ વાત ઉપર કાપ મૂકે છે. અર્થ–કામ પુરૂષાર્થ ખરા, પણ નામના : પરમાર્થથી તો તે અનર્થભૂત જ. અર્થકામને જ જે અર્થ-ભૂત માને અને પરમાર્થથી તે બેયને અનર્થભૂત ન માને, તે ધર્મની વાસ્તવિક આરાધના કરી શકે નહિ. એવાનો ધર્મ પણ સામાન્ય રીતિએ કલંકિત થઈને બહાર આવે છે. ધર્મ

કર્યો એટલે એ દેવલોક વિગેરે આપી તો દે, પણ એ પછી શું ? મળેલું ભોગવે ને પાપનો અનુબંધ પડે. જ્ઞાનિઓ પાછળ રહેલા પાપના અનુબંધને જૂએ છે, માટે ફરમાવે છે કે-'અર્થકામ નામના પુરૂષાર્થો માત્ર નામથી જ અર્થભૂત છે, પરન્તુ પરમાર્થદૃષ્ટિએ તો અનર્થભૂત જ છે.'

## લૌકિક અને લોકોત્તર મિથ્યાત્વ ત્યાજ્ય છે:

**સભા૦** સમ્યગ્દૃષ્ટિ પૌદ્‌ગલિક લાલસાથી ધર્મ કરે જ નહિ ?

સમ્યગ્દૃષ્ટિ આત્મા ક્યારેય પણ પૌદ્‌ગલિક લાલસાથી ધર્માનુષ્ઠાન ન જ આચરે, એમ તો કહી શકાય નહિ. બનવાજોગ છે કે-એને ધર્મ કરતાં ય તેવી લાલસા આવી પણ જાય.

**સભા૦** અર્થકામ અનર્થભૂત છે એમ તો એ માને જ ને ?

જરૂર. અર્થકામને જે પરમાર્થદૃષ્ટિએ અનર્થભૂત ન માનતો હોય, તેનામાં તો સમ્યગ્દર્શન હોય જ નહિ. સમ્યગ્દૃષ્ટિ આત્મા અર્થકામને અનર્થભૂત તો અવશ્ય માને અને એથી જ તેને ધર્મમાં પૌદ્‌ગલિક લાલસા આવી જાય તો ખટકે. એ એ પણ જાણે છે કે-ધર્મ મોક્ષને માટે જ છે.

**સભા૦** સમ્યગ્દૃષ્ટિ કોઈ ધર્મક્રિયા પૌદ્‌ગલિક લાલસાના યોગે કરે, તો તેનું સમ્યક્ત્વ ચાલ્યું જ જાય ?

સમ્યગ્દૃષ્ટિ આત્મા કોઇ ધર્મક્રિયા પૌદ્‌ગલિક લાલસાના યોગે કરે, તો એટલા માત્રથી જ એનું સમ્યક્ત્વ નિયમા ચાલ્યું જ જાય, એમ માની અગર તો કહી શકાય નહિ: પણ એ વસ્તુ સમ્યક્ત્વને મલિન કરનારી છે, એમ તો અવશ્ય માની શકાય અને કહી શકાય. પૌદ્‌ગલિક અભિલાષા-

થી લોકોત્તર ધર્મની ક્રિયાઓને કરવી, તે વિષાનુષ્ઠાન તથા ગરાનુષ્ઠાનમાં જાય છે: અને વિષાનુષ્ઠાન તથા ગરાનુષ્ઠાન વિચિત્ર પ્રકારના અનર્થોને આપનાર હોવાના કારણે શ્રી જૈન-શાસનમાં નિષેધાએલ છે. આ વિષે આપણે ઘણી વાર વિચારી લીધું છે. પ્રસંગ ચાલે છે, તો એક એ વાત પણ ધ્યાનમાં રાખી લેવા જેવી છે કે-'લૌકિક અને લોકોત્તર બન્ને પ્રકારના મિથ્યાત્વનો ત્યાગ, સમ્યક્ત્વને નિષ્કલંક રાખવાને માટે જરૂરી છે.' જ્ઞાનિઓએ લૌકિક મિથ્યાત્વ અને લોકોત્તર મિથ્યાત્વ, એ બેયના બે બે ભેદ પાડ્યા છે. તે બન્ને મિથ્યાત્વ દેવવિષયક અને ગુરૂવિષયક એમ બે પ્રકારે હોય છે. જ્ઞાનિઓ ફરમાવે છે કે-'એ ચારેય પ્રકારના મિથ્યાત્વના પરિહારથી જ સમ્યક્ત્વ નિષ્કલંકપણાને પામે છે.' સમ્યગ્દૃષ્ટિ આત્મા લૌકિક દેવ-દેવીને મોક્ષદાતા તરીકે નહિ માનતો હોવા છતાં પણ, ઇહલૌકિક પૌદ્‌ગલિક સિદ્ધિને માટે જો તે લૌકિક દેવ-દેવીની પૂજાદિ કરે, તો તેને લૌકિક મિથ્યાત્વની જ આચરણા ગણાય. તેવી આચરણા સમ્યક્ત્વને કલંકિત કરનારી વસ્તુ છે. આ કાળ માટે તો ઉપકારિઓએ આવી અપવાદપદે પણ કરાતી આચરણાનો સ્પષ્ટ નિષેધ કર્યો છે. આવું લોકોત્તર મિથ્યાત્વને અંગે પણ છે. સમ્યગ્દૃષ્ટિએ પોતાના સમ્યક્ત્વને નિષ્કલંક રાખવું હોય, તો લોકોત્તર દેવગત, લોકોત્તર ગુરૂગત, લૌકિક દેવગત અને લૌકિક ગુરૂગત,-એમ ચારેય પ્રકારનાં મિથ્યાત્વનો સર્વ પ્રકારે પરિહાર કરવો જોઇએ.

<u>ઉત્પાતનું મૂળ</u>:

ધર્મની વાસ્તવિક આરાધના કરવી હોય તો પૌદ્‌ગલિક લાલસાને કાઢવા માટે પણ પ્રયત્નશીલ બનવું જોઇએ. પૌદ્‌ગલિક

લાલસા સંસારમાં ડૂબાવનારી છે, એમ બરાબર હૃદયમાં જચી જાય તો ધર્મની આરાધના સુન્દર પ્રકારે થઈ શકે. ધર્મ કરતાં કરતાં પણ પૌદ્‌ગલિક અભિલાષા આવી જાય, તો તેટલી પોતાની ખામી છે એમ માનીને, ધર્મ નિરાશંસભાવે કરવાના પ્રયત્નમાં દત્તચિત્ત બનવું જોઇએ. અર્થકામને માટે જ ધર્મને સાધન બનાવી દેનાર મોક્ષપ્રાપક ધર્મની આરાધના કરવાને માટે વસ્તુતઃ નાલાયક છે. અનન્ત ઉપકારી શાસ્ત્રકાર પરમર્ષિઓ, અર્થકામને નામના જ અર્થભૂત કહે છે, પણ પરમાર્થથી તો અનર્થભૂત જ કહે છે, એ વાત ધર્મના અર્થિઓના ખ્યાલ બહાર જવી જોઇએ નહિ. અર્થકામ પરમાર્થથી અનર્થભૂત છે–એમ માનનારો, ધર્મનો ઉપયોગ અર્થકામ માટે કરે ખરો? કરવો પડે અગર થઇ જાય, તો એને દુઃખ થયા વિના રહે? અર્થકામ જ્ઞાનિઓ કહે છે તેમ ભૂંડા લાગી જાય, તો આજે જે જાતિના પ્રશ્નો ઉઠી રહ્યા છે તે ઉઠે નહિ. અર્થકામની લાલસા ભૂંડી છે, તો એને પરિપૂર્ણ કરવા માટે ધર્મને સાધન બનાવવું એ ભૂંડું જ છે, એમ સમજવામાં સુવેવિકી આત્માઓને મુશ્કેલી હોય નહિ: પણ અર્થકામ પરમાર્થથી અનર્થભૂત છે, એ વાત હૈયામાં જચી નથી એના લીધે જ આજના ઉત્પાત છે!

## મુગ્ધ જીવોનાં તથા અતિશયજ્ઞાનિઓના હુસ્તકનાં દ્રષ્ટાન્તોને લઇ વિદ્વાનોને બાથ ન પહોંચાડો:

ગૃહસ્થને અર્થકામ મળે અને ભોગવી લે તે વાત જૂદી છે, પણ એ વસ્તુ જો હૃદયમાં સુનિશ્ચિત થઇ જાય કે–'અર્થકામ પરમાર્થથી અનર્થભૂત છે, વાસ્તવિક રીતિએ અર્થભૂત

હોય તો તે એક મોક્ષ જ છે અને સંયમ આદિ દશ પ્રકારનો શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલો ધર્મ તેનું કારણ છે.'–તો ધર્મની જે આરાધના થાય, તે કોઈ અનુપમ કોટિની જ થાય. એ પ્રકારની ઉત્તમ મનોદશા છતાં, દુષ્કર્મના પ્રબલ ઉદયના કારણે ભવ્યાત્માઓ ધર્મની આરાધના કદાચ થોડીય કરી શકે, તો પણ તે ઘણી જ સુન્દર રીતિએ કરી શકે છે. સમ્યગ્દૃષ્ટિ આત્મા અર્થકામમાં બેઠો છે, એટલા માત્રથી જ તે નાલાયક છે એમ નહિ: પણ જો તે કહેવાતો સમ્યગ્દૃષ્ટિ અર્થકામને સેવવા યોગ્ય માને, અર્થકામ પરમાર્થે અનર્થભૂત છે એમ ન માને, તો તે નાલાયક જ છે. વસ્તુતઃ તે સમ્યગ્દૃષ્ટિ નથી, દેશવિરતિ ય નથી અને સર્વવિરતિ ય નથી. વ્યવહારથી તે ગમે તે ગણાતો હોય, પણ તેને વસ્તુતઃ ગુણપ્રાપ્તિ થઈ નથી. અર્થકામને પરમાર્થથી અનર્થભૂત ન માને, તેની દૃષ્ટિ ધર્મમાં પણ અર્થકામ તરફ રહેવાની! સમ્યગ્દૃષ્ટિ પણ જો ધર્મમાં અર્થકામના ઉદ્દેશને લાવે તો સમ્યક્ત્વ કલંકિત થાય.

**સભા૦** પૌદ્ગલિક ઇરાદાથી ધર્મ કરનારને પણ લાભ તો થઈ જાયને?

મુગ્ધ જીવોને માટે વાત જૂદી છે. એ બીચારાઓને માલૂમ નથી. તેઓ જાણીજોઈ ને તેમ કરતા નથી. તેમને ખબર નથી કે–'મોક્ષને માટે ધર્મ કરવો જોઈએ.' એ તો સાંભળે કે–'ધર્મથી કલ્યાણ.'–એટલે ધર્મ તરફ વળે. એવા આત્માઓને જ્યારે માલૂમ પડી જાય, ત્યારે જેમનું ભાવિ સુન્દર છે તેવા મુગ્ધ આત્માઓ માર્ગે વળી ગયા વિના રહે નહિ. એવા પણ મુગ્ધ હોય છે કે–'ધર્મ કલ્યાણકારી છે.'–એમ સાંભળીને આવે. પૂછીએ તો કહી દે કે–'દુઃખી છું, ધર્મથી કલ્યાણ

થાય એમ સાંભળ્યું માટે આવ્યો છું.' આપણે એને કહીએ કે–'જો, તેં સાંભળ્યું તે સાચું છે. ધર્મથી જ કલ્યાણ થાય છે. કલ્યાણ માત્રનું મૂળ ધર્મ છે, પણ ધર્મ આવા આવા પૌદ્ગલિક ઈરાદે ન થાય, પણ નિરાશંસભાવે થાય.' એટલે ઝટ કહે કે–'સારૂં ત્યારે હવે તેમ કરીશ.' ભોળા જીવો આ રીતિએ પહેલાં ઢળે છે, કારણ કે–તેમણે મોક્ષ જાણ્યો નથી અને અર્થકામ પરમાર્થે અનર્થભૂત છે તે તેમનામાં ખ્યાલમાં આવ્યું નથી. તમે એવા ભોળા છો? તમને ખબર નથી કે–ધર્મ મોક્ષ માટે છે? તમને ખબર નથી કે–પૌદ્ગલિક લાલસા મારનારી છે? તમને ખબર નથી કે–જ્ઞાનિઓએ વિષાનુષ્ઠાન, ગરાનુષ્ઠાન અને અનનુષ્ઠાનને 'અસદ્ અનુષ્ઠાનો' તરીકે જણાવીને, તેનો નિષેધ કર્યો છે? તમને ખબર નથી કે–પૌદ્ગલિક ઈરાદાથી થતી ધર્મક્રિયાને જ્ઞાનિઓ અન્યાયથી પેદા કરેલી લક્ષ્મી સાથે સરખાવે છે? તમને ખબર નથી કે–અર્થકામ પરમાર્થથી અનર્થભૂત છે, એમ જ્ઞાનિઓ કહે છે? આટલી ખબર છે, તે છતાં પણ તમારે મુગ્ધની કોટિમાં જવું છે? અર્થકામને માટે ધર્મને સાધન બનાવવું એ ખરાબ જ છે, છતાં પણ તમારાથી ગમે તે કારણે તેવી ભૂલ થઈ જાય છે, એ વાતનો આ બચાવ હોય? અર્થકામની લાલસા ન છૂટે તો તેને પામરતા માનો, પણ ખોટા બચાવ શોધતા ન બનો! વિધાનો સામેથી આંખ ખસેડીને દૃષ્ટાન્તો સામે ન લઈ જાઓ! દૃષ્ટાન્તનો ઉપયોગ વિધાનનો ઘાત કરવામાં ન કરો! શાસ્ત્રમાં મુગ્ધ જીવોનાં દૃષ્ટાન્તો આવે છે. અતિશયજ્ઞાનિઓના હસ્તકનાં દૃષ્ટાન્તો આવે છે. એ જૂઓ છો, પણ વિધાન કેમ જોતા નથી? તમે મુગ્ધ હો તો બોલો!

વળી અતિશયજ્ઞાનિઓના હસ્તકનાં દૃષ્ટાન્તો વિધાનને બાધક રીતિએ ન લેવાય, એમ નથી સમજતા ? અતિશયજ્ઞાનિઓની વાત જૂદી છે. તેમને ઠીક લાગ્યું તેમ તે મહાપુરૂષોએ કર્યું, કારણ કે-તેઓ જ્ઞાનવિશિષ્ટ છે ! અર્થકામની લાલસા ન છૂટતી હોય અને અર્થકામમાં માનેલું અર્થપણું ન નીકળતું હોય, તો તમારા હૈયાને દોષ દો, પણ વિધાનને કલંકિત ન કરો ! મુગ્ધ આત્માઓને તો આ બધી વસ્તુઓનો ખ્યાલ હોતો નથી. એ તો-'ધર્મ સારો છે.'-એમ સાંભળે, તો લઘુકર્મિતાના યોગે ધર્મ તરફ વળે. સારૂં લેવાની ઇચ્છા થવી તે સ્વાભાવિક છે. એને અર્થકામ અનર્થભૂત સમજાય, પછી તો એ પોતાના ઈરાદાને તજી દે અને યોગ્ય આત્માઓ એમ ધર્મને પામી જાય. એવાની વાત તમે કેમ લ્યો છો ? અર્થકામ માટે ધર્મ ન થાય એમ જાણે અને છતાં તેમ કરે, તે તેવો મુગ્ધ નથી. એવા દાખલાઓ આપીને,-'અર્થકામ માટે તમે ધર્મ કરો તે શાસ્ત્રકારોને વધારે ઇષ્ટ છે.'-એમ કહેનારાઓ ઉન્માર્ગદેશકો છે. આત્માના હિતની ચિન્તા હોય તો એવા પાપોપદેશને તમારા હૈયાને અડવા ન દો !

## પુણ્યાનુબંધી પુણ્યના ઉદયનો અને પાપાનુબંધી પુણ્યના ઉદયનો ભોગવટો-એ બે વચ્ચેનો ફેરક :

**સભા૦** અર્થકામ અનર્થભૂત છે, તો ધર્મથી જે અર્થકામ પ્રાપ્ત થાય તે અર્થભૂત કે અનર્થભૂત ?

આ પ્રશ્ન પણ ઠીક છે. અર્થકામની પ્રાપ્તિ ધર્મના યોગે બંધાએલા પુણ્યથી થાય છે-એ વાત સાચી, પણ પુણ્ય બે પ્રકારનાં છે. પુણ્યાનુબંધી અને પાપાનુબંધી. નિરાશંસભાવે

કરાએલા ધર્મથી બંધાતું પુણ્ય, એ પુણ્યાનુબંધી પુણ્ય હોય છે અને આશંસાભાવે કરાએલા ધર્મથી બંધાતું પુણ્ય, એ પાપાનુબંધી પુણ્ય હોય છે. પુણ્યાનુબંધી પુણ્યના યોગે પ્રાપ્ત થયેલા ભોગો આત્માને મુંઝવનારા હોતા નથી. પુણ્યાનુબંધી પુણ્યના યોગે પ્રાપ્ત થએલા શબ્દાદિ વિષયોના ઉપભોગો, જ્ઞાનિઓ ફરમાવે છે કે-'સારી રીતિએ તૈયાર કરેલા મનોહર અને પથ્ય અન્નની માફક સુન્દર વિપાકવાળા હોય છે.' વસ્તુતઃ શબ્દાદિ ભોગો જ એ છે. એવા શબ્દાદિ ઉપભોગો જ્યારે ભોગવાતા હોય છે, ત્યારે વિશેષ શુભ આશયને પેદા કરે છે: અને એથી, ઉદાર અભિપ્રાયવાળો તે પુણ્યાનુબંધી પુણ્યના ઉદયને ભોગવનારો આત્મા, તે શબ્દાદિ ઉપભોગોમાં મુંઝાતો નથી. જ્ઞાનિઓ ત્યાં સુધી ફરમાવે છે કે-એમ સામાન્ય રીતિએ વિરક્તભાવે શબ્દાદિ ઉપભોગોને ભોગવતો એવો પણ તે આત્મા, પૂર્વે કરેલા પાપપરમાણુઓના સંચયને શિથિલ બનાવી દે છે અને તે વખતે પુણ્ય બાંધે તોય પુણ્યાનુબંધી પુણ્ય બાંધે છે તથા પરિણામે મોક્ષે પહોંચે છે. વાત એ છે કે-એ જાતિના શબ્દાદિ વિષયોના ઉપભોગોની પ્રાપ્તિ, નિરાશંસભાવે ધર્મ કરવાના યોગે બંધાએલા પુણ્યાનુબંધી પુણ્યથી જ થાય છે: આથી જ્ઞાનિઓ ફરમાવે છે કે-'નિરાશંસભાવે ધર્મ કરો અને તેમ કરતાં બંધ પણ પડે તો તેથી મુંઝાવ નહિ: કારણ કે-તે પુણ્યનો ઉદય જે સામગ્રી આપશે, તે સામગ્રી એવી હશે કે-એના યોગે આત્માના આશયો વધારે ઉજળા બનશે, પૂર્વે બાંધેલાં પાપો પણ શિથિલ થઇ જશે અને એ વખતે પણ આત્મા નવા શુભતર વિપાકવાળા પુણ્યના પ્રાગ્ભારને ઉપાર્જશે, કે જે ઉદયને પામતાં, આત્મામાં ભવવિરાગ

ઉત્પન્ન કરાવશે તથા પરિણામે મોક્ષના કારણ રૂપ બનશે.' આ વસ્તુનો ખ્યાલ રાખીને-' ધર્મથી પુણ્ય બંધાય અને પુણ્યથી અર્થકામ મળે એટલે ડૂબી જવાય, માટે નિર્જરાની ખાત્રી થાય તો જ ધર્મ કરૂં.'-આવી કોઈ ભ્રમણામાં ફસાયા હો કે ફસાતા હો, તો ચેતજો. નિરાશંસ ભાવે કરેલા ધર્મથી બંધાય તો પુણ્યાનુબંધી પુણ્ય જ બંધાય અને જ્ઞાનિઓ પુણ્યાનુબંધી પુણ્યનું જે સ્વરૂપ દર્શાવે છે, તેને જાણનારો તેવા બંધથી પણ ગભરાય નહિ: કારણકે-તેવો બંધેય પરિણામે બંધમાત્રનો નાશ કરનારો નિવડવાનો છે. એ ચોક્કસ છે કે-જેઓ પૌદ્ગલિક આશંસાથી ધર્મ કરતા હોય, તેઓએ પોતાની આશંસાને કાઢી નાખીને નિરાશંસભાવે ધર્મ કરતા થઇ જવું જોઇએ: કારણ કે-આશંસાપૂર્વકના ધર્મથી બંધાતું પાપાનુબંધી પુણ્ય પરિણામે આત્માને માટે મહા અનર્થકારક નિવડે છે, એમ જ્ઞાનિઓ ફરમાવે છે. પાપાનુબન્ધી પુણ્યના ઉદયથી પ્રાપ્ત થયેલા શબ્દાદિ વિષયોના ઉપભોગો તરત જ મારી નાખે તેવા ઝેરથી લેપાએલા લાડવા જેવા છે. શીઘ્ર હણનારા ઝેરથી લેપ કરાએલા લાડવાઓ તેના ખાનારને માટે જેમ ભયંકર પરિણામ આપનારા નિવડે છે, તેમ પાપાનુબંધી પુણ્યના ઉદયથી પ્રાપ્ત થએલા શબ્દાદિ વિષયભોગો તેના ભોગવનારને માટે ભયંકર પરિણામ આપનારા નિવડે છે. જ્ઞાનિઓ ફરમાવે છે કે-તે ઉપભોગો વસ્તુતઃ ભોગ નામને માટે પણ લાયક નથી: કારણ કે-તે ઝાંઝવાના જળ જેવા હોઈ તૃપ્તિને આપનારા હોતા નથી, પણ તૃષ્ણાને વધારી મૂકનારા હોય છે. પુણ્યાનુબંધી પુણ્યના યોગે કથંચિત્ પ્રાપ્ત થઈ ગએલા પણ વિષયભોગો, તે જ્યારે ભોગવાતા હોય છે ત્યારે, તેને ભોગવનારના આત્મામાં ક્લિષ્ટ

આશયને જન્માવે છે. પછી તુચ્છ અભિપ્રાયવાળો બનેલો તે પોતાની બુદ્ધિને આંધળી બનાવી દે છે અને વિષયભોગોમાં અતિ આસક્ત બની જાય છે. આ રીતિએ તે પુણ્યને પ્રાણી ખપાવી દે છે અને તીવ્ર પાપકર્મના ભારથી પોતાના આત્માને તે ભારી બનાવી દે છે. જ્ઞાનિઓ ત્યાં સુધી પણ સાફ સાફ શબ્દોમાં ફરમાવે છે કે–પાપાનુબંધી પુણ્યના યોગે પ્રાપ્ત થયેલા કથંચિત્ વિષયભોગોને ભોગવતાં ક્લિષ્ટાશયી અને તેથી તુચ્છાભિપ્રાયી બનેલો આત્મા, પોતાની બુદ્ધિને આંધળી બનાવી દે છે અને તુચ્છ વિષયભોગોમાં અતિ આસક્ત બને છે. એવો આંધળો અને આસક્ત બનીને તે, તેવા તુચ્છ પણ વિષયભોગોને પમાડનાર પુણ્યને ખપાવી દે છે અને પોતાના આત્માને અતિ તીવ્ર પાપના ભારથી લાદી દે છે. આ પછી એ પાપ ઉદયને પામ્યે છતે, અનંત દુઃખથી ભરેલા સંસાર-સમુદ્રમાં તે આત્મા અનંતો કાળ ભટકયા કરે છે. આથી જ પુણ્ય પમાડે તોય પાપાનુબંધી પુણ્ય જ પમાડે, એવા પ્રકારે થતા અનુષ્ઠાનને વિચિત્ર પ્રકારના અનર્થનું કારણ કહેવાય છે. 'દુન્યવી લાલસાએ કરેલા પણ ધર્મથી પુણ્ય તો બંધાય જ છે ને ?'–એમ કહીને વિષાનુષ્ઠાન અને ગરાનુષ્ઠાન જેવાં હેય કોટિનાં અનુષ્ઠાનોનું ઉપાદેય તરીકે સમર્થન કરનારાઓએ સમજવાની જરૂર છે કે–'પાપાનુબંધી પુણ્યના ઉદયથી પ્રાપ્ત થતા શબ્દાદિ વિષયભોગો ભયંકર પરિણામ-વાળા છે.' આજે આ વાત સામે પણ જેમ–તેમ બોલાય છે, પણ તેમાં પ્રમાણિકતા ય નથી અને સત્યતા ય નથી. પાપાનુબંધી પુણ્યના યોગે પ્રાપ્ત થયેલા વિષયોના ઉપભોગોમાં આંધળા બનીને અતિ આસક્ત બનનારાઓ, સંસાર-

સમુદ્રમાં અનન્ત કાળ સુધી ભટકે છે, એ વાત આપણે સ્વતન્ત્રપણે કહેતા જ નથી. એ અનન્તકાળની વાત જ્ઞાનિઓએ સ્પષ્ટ શબ્દોમાં કહી છે, માટે જ આપણે કહીએ છીએ: અને તે પણ જ્ઞાનિઓએ જે અપેક્ષાએ કહી હોય તે અપેક્ષાને કાયમ રાખીને જ ! ઉત્સર્ગમાર્ગની વાતો આ રીતિએ જરૂર કહી શકાય છે. ભગવાનની આશાતના કરે તે ઘોર પાપ બાંધે અને સંસારમાં રૂલે એમ કહેવાય. હવે સામે કોઈ ચણ્ડકોશીયાનો દાખલો લાવી મૂકે તો ? ભયંકર હત્યારાની કયી દશા થાય તેનું વર્ણન કર્યું હોય, પછી કોઈ મહાત્મા દૃઢપ્રહારી વિગેરેના દાખલા સામે ધરે તો ? એવાં દૃષ્ટાન્તોમાં વિવેક કરતાં આવડે, તો આ વિષયમાં અનંતનો નિયમ બાંધવાની વાતો કરીને, લોકને નાહક ઉન્માર્ગે ચઢાવવાનો જે પ્રયત્ન થાય છે, તેવો પ્રયત્ન થાય નહિ. એવા દુષ્પ્રયત્નના ભોગ થઈ પડાય નહિ, એ માટે તમે વિવેકી બનો.

આપણી મૂળ વાત તો એ હતી કે–આશંસારહિતપણે ધર્મની આરાધના કરવી એ જ ઉચિત છે. આશંસારહિતપણે ધર્મની આરાધના કરવાના પરિણામમાં કદાચ બંધ થાય, તો પણ પુણ્યાનુબંધી પુણ્યનો જ બંધ થાય છે, કે જે બંધથી મુંઝાવા જેવું નથી: કારણ કે–પુણ્યાનુબંધી પુણ્યના ઉદયથી પ્રાપ્ત થયેલા વિષયભોગો ભોગવતો આત્મા પણ પોતાના હૃદયમાં રહેલા વિરક્તભાવના યોગે, પૂર્વે બાંધેલા એવા પણ પાપપરમાણુઓના સંચયને શિથિલ બનાવી દે છે અને એમ ક્રમશઃ મોક્ષને પામે છે.

**માર્ગાનુસારી પણ ધર્મને પ્રધાન માને:**

અર્થકામને અર્થભૂત માનનારાઓ મોક્ષપ્રાપક ધર્મની

વાસ્તવિક આરાધના કરી શકતા જ નથી. મોક્ષપ્રાપક ધર્મની સાચી આરાધના કરવી હોય, તો અર્થકામ પરમાર્થે કરીને અનર્થભૂત છે, એ વાત હૈયામાં જચાવવી જ પડશે. માર્ગાનુસારી માટે પણ કહ્યું કે–'અર્થ, કામ અને ધર્મમાં એ ધર્મને જ પ્રધાન માને.' અર્થ, કામ અને ધર્મ એ ત્રણેયને ઉપાદેય માનનારા પણ માર્ગાનુસારી આત્માઓ, તે ત્રણમાં ધર્મ પ્રધાન છે એમ માનનારા હોય છે. અર્થકામ માટે ધર્મનો ભોગ ન દેવાય, પણ અવસરે ધર્મ માટે અર્થકામનો ભોગ દેવાય, એમ માર્ગાનુસારી પણ માને. આને બદલે પોતાને સમ્યગ્દૃષ્ટિ સુશ્રાવક ગણાવનારાઓ અર્થકામ માટે ધર્મનો ભોગ આપવા તૈયાર થાય, ત્યારે એમને શું કહેવું? અ કામ મેળવે અને ભોગવે, એ વાત જૂદી છે: પણ અર્થકામને માટે ધર્મનો ભોગ દેવામાં પણ કલ્યાણ માને, તો સમ્યક્ત્વ રહે જ ક્યાં? અર્થકામમાં પડેલો પણ અર્થકામને પરમાર્થથી અનર્થભૂત માનનારો આત્મા ઉત્તમ કોટિનો છે. તેવા આત્માને માટે મોક્ષસાધક ધર્મની આરાધનાનો કાળ નિકટ જ આવતો જાય છે. બાકી અર્થકામને પરમાર્થે કરીને જે અનર્થભૂત ન માને, તે તો મોક્ષધર્મને જે રીતિએ સાધવો જોઈએ, તે રીતિએ સાધી શકે જ નહિ.

કયો ધર્મ ધર્મપુરૂષાર્થમાં?

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ–એ ચાર પ્રકારના આ લોકમાં પુરૂષાર્થો છે, પણ તેમાં અર્થ અને કામ એ બે પુરૂષાર્થો તો માત્ર નામથી જ અર્થભૂત છે. પરમાર્થથી તો અનર્થભૂત જ છે. આ વાત તો થઈ ગઈ. હવે બાકીના બે

પુરૂષાર્થોનું શું ? ધર્મ અને મોક્ષ, એ બે પુરૂષાર્થો અર્થભૂત છે. વસ્તુત: તો એક મોક્ષ પુરૂષાર્થ જ અર્થભૂત છે, પણ ધર્મપુરૂષાર્થને ય અપેક્ષાએ અર્થભૂત કહેવાય : કારણ કે-મોક્ષ રૂપ અર્થની સિદ્ધિનું સાધન ધર્મ છે. આથી પણ સમજી શકાય તેમ છે કે-' જે ધર્મ મોક્ષનું સાધન નહિ, તે દેખાવમાં ધર્મ હોય તો પણ વસ્તુત: ધર્મપુરૂષાર્થની કોટિમાં તે જતો જ નથી.' અર્થકામના સાધન રૂપ જ બનાવાએલા ધર્મની પણ ગણના, વસ્તુત: તો અર્થકામ પુરૂષાર્થમાં જ ગણાય : કારણ કે–દેખાવમાં કરાય છે ધર્મ, પરન્તુ વસ્તુત: તે આદમી ધર્મની સાધના કરતો નથી, પણ અર્થકામની સાધના કરે છે. ધર્મની તે સાધના જ ધર્મપુરૂષાર્થમાં ગણાય, કે જે પરંપરાએ પણ મોક્ષનું કારણ બને.

## સાચો પુરૂષાર્થી :

જો વિવેકપૂર્વક વિચારવામાં આવે તો,-'ધર્મ, અર્થ, કામ અને મોક્ષ'-એ ચાર પુરૂષાર્થોમાં મોક્ષ પુરૂષાર્થ જ એક અર્થભૂત છે, આવું અનન્તજ્ઞાનિઓનું કથન સર્વથા વ્યાજબી છે, એમ સમજાયા વિના રહે નહિ. અનન્તજ્ઞાનિઓનું એકે એક વચન વ્યાજબી જ હોય છે, એમાં શંકા રાખવા જેવું નથી. જેઓને તેમાં ગેરવ્યાજબીપણું લાગે છે, તેઓમાં સાચી વિચારશક્તિ જ નથી. એવાઓની બુદ્ધિ જડવાદથી ઘેરાએલી છે. જો તેઓ ચેતન અને જડ બન્નેના યોગનો અને તેના થતા વિયોગનો સુવ્યવસ્થિતપણે વિચાર કરે, તો તેમને પોતાની માન્યતા ફેરવ્યા વિના ચાલે જ નહિ. જ્ઞાનિઓ ફરમાવે છે કે— "**अर्थस्तु मोक्ष एवैको ।**" મોક્ષ એજ એક અર્થભૂત છે.

પ્રાણિઓએ એ જ અર્થ સાધવા યોગ્ય છે. ઉપકારી જ્ઞાનિ-પુરૂષોનું આ પ્રકારનું કથન સહેતુક છે. મોક્ષ સાધ્યા વિના આત્મા પોતાના સંપૂર્ણ સ્વરૂપમાં સુસ્થિત બની શકતો જ નથી. પ્રાણિ માત્રને એકાન્તિક અને આત્યન્તિક સુખ જોઈએ છે. એ સુખનો સંપૂર્ણ સાક્ષાત્કાર મોક્ષ વિના સંભવિત નથી. આથી જ ઉપકારિઓ ફરમાવે છે કે–ચાર પુરૂષાર્થોમાં જો કોઇ પુરૂષાર્થ વાસ્તવિક રીતિએ અર્થભૂત હોય, તો તે એક મોક્ષ પુરૂષાર્થ જ છે. આથી એ વાત પણ નિશ્ચિત જ છે કે–મોક્ષ પુરૂષાર્થને સાધનારાઓ જ સાચા પુરૂષાર્થી છે. અર્થ અને કામના પુરૂષાર્થમાં મચ્યા રહેલાઓ સાચા પુરૂષાર્થી નથી. તમે નામના પુરૂષાર્થી છો કે સાચા પુરૂષાર્થી છો ? સાચા પુરૂષાર્થી તે, કે જે એક મોક્ષ પુરૂષાર્થની સાધનામાં જ મસ્ત છે. તમારે સાચા પુરૂષાર્થી બનવું હોય તો અર્થકામને અનર્થભૂત માનતા બનો અને મોક્ષ એ જ એક વાસ્તવિક અર્થ છે એમ હૃદયપૂર્વક સ્વીકારો.

## મોક્ષનો અર્થી નહિ તે ધર્મી નહિ :

સાચો પુરૂષાર્થી ઓળખાય કયી રીતિએ ? મોક્ષ એ જ એક સાચો અર્થ છે એમ જેને લાગે, તેણે કોનું શરણ લેવું જોઈએ ? મોક્ષ રૂપ અર્થને સિદ્ધ કરવાને માટે શું કરવું જોઇએ ? એ માટે ફરમાવ્યું કે–"**धर्मस्तस्य च कारणम् ।**" આ સમજવા જેવું છે. ધર્મ એ જ મોક્ષ રૂપ અર્થને સિદ્ધ કરવાનું એક માત્ર સાધન છે. જે ધર્મનો અર્થી નથી તે મોક્ષનો અર્થી નથી અને જે મોક્ષનો અર્થી નથી તે ધર્મી નથી. ધર્મની અવગણના કરનારો મોક્ષની અવગણના કરનારો છે. ધર્મનો

વિરોધી તે મોક્ષનો વિરોધી છે. ધર્મી તે, કે જે મોક્ષ રૂપ અર્થને સિદ્ધ કરવાનો અભિલાષી હોય. ધર્મક્રિયા કરે છતાં મોક્ષનો જે અર્થી ન હોય, તે વસ્તુતઃ ધર્મી નથી. ધર્મ મોક્ષનું કારણ છે માટે પુરૂષાર્થ છે. ધર્મની વાસ્તવિક ઉપાદેયતા મોક્ષને અંગે છે. અર્થકામ માટે કરાતો ધર્મ, વસ્તુતઃ તો અર્થકામની સાધનામાં જ ગણાય. આપણે તો તેવો ધર્મ કરવો જોઈએ, કે જે મોક્ષની સાધનામાં જાય. સાધ્ય તરીકે લેવાનો મોક્ષ અને સાધન તરીકે લેવાનો ધર્મ. આવા મોક્ષના સાધનને જે સંસારનું કારણ જ બનાવી દે, તે શું ઓછો હીનકર્મી છે? કહેવું પડશે કે–નહિ જ.

## ધર્મ સંસારથી તારનાર:

હવે મોક્ષ રૂપ એક માત્ર જે અર્થ છે, તેનું કારણ કયો ધર્મ છે? તેને માટે પણ અહીં ખૂલાસો કર્યો છે કે–"**संयमादिर्दशविधः।**" સંયમ આદિ દશ પ્રકારનો અનન્તજ્ઞાનિઓએ ફરમાવેલો ધર્મ મોક્ષનું કારણ છે. આ પ્રમાણે દર્શાવીને ઉપકારી જ્ઞાનિપુરૂષો જગતના જીવોને એ જ ફરમાવે છે કે–મોક્ષ મેળવવાની જેની ઇચ્છા હોય, તેણે સંયમાદિ દશ પ્રકારના ધર્મને સેવવાને માટે તત્પર બનવું જોઇએ. સંયમાદિ દશ પ્રકારનો ધર્મ કેવો છે? "**संसारांभोधितारणः।**" સંસાર રૂપી સાગરથી તારવાવાળો છે. આ ઉપરથી પણ સમજાય તેમ છે કે–'ધર્મ શા માટે કરવો જોઈએ?' આજે એ વાત તો ભારપૂર્વક કહેવા જેવી છે કે–'સંસારથી તારનારા ધર્મને સંસારના જ કારણભૂત બનાવવાથી પાછા હઠો અને એને સ્વપરને માટે–સૌને માટે મોક્ષપ્રાપક બનાવો!'

## જ્યાં જ્યાં ચાર પુરૂષાર્થોની વાત આવે, ત્યાં ત્યાં આ રીતિએ વિવેક કરવો જોઇએ :

આ રીતિએ ચારેય પુરૂષાર્થોનું સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ–એ ચાર પુરૂષાર્થો છે. એ ચારમાં અર્થ અને કામ એ બે પુરૂષાર્થો નામના જ અર્થભૂત છે, પણ પરમાર્થથી અનર્થભૂત છે. મોક્ષ એ જ એક સાચો અર્થ છે અને સંસાર રૂપ સાગરથી તારવાને સમર્થ એવો સંયમાદિ દશ પ્રકારનો ધર્મ તેનું કારણ છે. આટલું જાણ્યા પછી ચાર પુરૂષાર્થોના નામે મુંઝાશો નહિને? 'ભગવાને ચાર પુરૂષાર્થો કહ્યા છે.'–એમ કહીને કોઇ મુંઝવવા આવે, અર્થ–કામ પણ ઉપાદેય છે એવું ઠસાવવા માગે, તો તમે એને કહી શકો છો અને પૂછી પણ શકો છો કે–'ભગવાને પુરૂષાર્થો ચાર છે એમ ફરમાવ્યું હોવાની વાત સાચી, પણ અર્થકામને અનર્થભૂત કહ્યા છે કે નહિ? મોક્ષ જ એક અર્થભૂત છે એમ કહ્યું છે કે નહિ? અને સંયમાદિ દશ પ્રકારનો ધર્મ મોક્ષનું કારણ છે, એમ પણ કહ્યું છે કે નહિ?' જ્યાં જ્યાં ચાર પુરૂષાર્થોની વાત આવે, ત્યાં ત્યાં આટલો વિવેક કરી લેશો તો ઉન્માર્ગથી બચશો. અર્થકામને જે તજે, તે જ મોક્ષધર્મની આરાધના કરી શકે એમ નહિ, પણ અર્થ-કામને અનર્થભૂત માને તેય મોક્ષધર્મની આરાધના કરી શકે. અર્થકામનો સંસર્ગ ન છૂટે, તેને ભોગવે, તે છતાં પણ માને કે–'દુશ્મનની સોબતમાં છું.' અર્થકામ દુશ્મન રૂપ લાગી જવા જોઈએ. ધર્મને મિત્ર બનાવવા માટે અર્થકામની મૈત્રી તજવી જોઈએ. મુક્તિ એ જો આરોગ્ય છે, તો ધર્મ એનું ઔષધ છે અને અર્થકામ કુપથ્ય છે. કુપથ્ય લાગી જાય પછી ખાવું પડે

તોય એનો રાગ ન થાય. મુક્તિ જો રાજધાની હોય તો તેને પમાડનાર ધર્મ છે અને ત્યાં જતાં રોકનાર અર્થકામ છે: માટે શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલા સંયમાદિ દશ પ્રકારના ધર્મને મોક્ષના હેતુથી આજ્ઞા મુજબ સેવવો, એ જ એક કલ્યાણનું વાસ્તવિક સાધન છે.

## સંસાર અનંત દુ:ખમય અને મોક્ષ અનંત સુખમય :

મોક્ષ એ જ એક અર્થ છે, એમ કેમ ? એનો પણ ખૂલાસો કરતાં ફરમાવે છે કે–" **अनन्तदुःखः संसारो, मोक्षोऽनन्तसुखः पुनः।**" આ સંસાર અનન્ત દુ:ખમય છે અને મોક્ષ અનન્ત સુખમય છે. તમે ક્યાં બેઠા છો ? સંસારમાં. તમે જ્યાં બેઠા છો તે અનન્ત દુ:ખમય છે, આવું અનન્તજ્ઞાની કહે છે. આ શ્રાપ નથી. વસ્તુસ્થિતિ છે. ચેતવા જેવું છે. 'અર્થ–કામ અનર્થભૂત કેમ ?'–તે પણ આથી સમજાઈ જાય તેમ છે. અર્થ અને કામ પુરૂષાર્થની સાધના સંસારને વધારનારી છે અને સંસાર તો અનન્ત દુ:ખમય છે. અનન્ત દુ:ખમય સંસારને વધારનારી જે કોઈ વસ્તુ હોય, તે અનર્થભૂત છે. અનન્ત દુ:ખમય સંસારનું જે કારણ બને, તે ધર્મ તરીકે ઓળખાતો હોય તો પણ વસ્તુત: તે ધર્મ નથી. આથી અહીં ફરમાવે છે કે–"**तयोस्त्यागपरिप्राप्तिहेतुर्धर्मं विना न हि ॥**" અનન્ત દુ:ખમય સંસારનો ત્યાગ અને અનન્ત સુખમય મોક્ષની પ્રાપ્તિ ધર્મ વિના નથી જ. ધર્મ એટલે અનન્ત દુ:ખને ટાળનાર અને અનન્ત સુખને પમાડનાર ! જેનામાં એ તાકાત નહિ તે સુધર્મ નહિ. આપણે ધર્મ શા માટે કરવાનો ? અનન્ત દુ:ખથી મૂકાવાને માટે અને અનન્ત

સુખ પામવાને માટે ! સંસારના છેદને માટે અને મોક્ષની પ્રાપ્તિને માટે ! જેનામાં સંસારનો છેદ કરવાની અને મોક્ષને પ્રાપ્ત કરવાની સાચી અભિલાષા હોય, તે કયી રીતિએ વર્તે ? મોક્ષના અર્થીને છાજે તેવું જ તેનું વર્તન હોવું જોઈએ.

## ધનતેરશ અને જૈનો :

આજની તેરશને ધનતેરશ કહેવાય છે ને ? ખરૂં ધન સંસારનો છેદ કરનાર ધર્મ છે. એની પૂજા હોય. એની સેવા હોય. જૈન પૂજક કોનો હોય ? ધર્મનો કે ધનનો ? ધનની સેવા શ્રાવકના ઘરમાં શોભે ? શ્રાવક ધનનો પૂજારી હોય ? ધનની સેવા મિથ્યાત્વીને શોભે કે સમ્યગ્‌દૃષ્ટિને શોભે ? દરિદ્રીમાં દરિદ્રી શ્રાવક પણ કહે કે–' મારૂં ખરૂં ધન સંયમાદિ દશ પ્રકારનો ધર્મ. અર્થકામ મારા નહિ. એ મૂકાય નહિ તે મારી પામરતા.' ધર્મના પૂજક મટી ધનના પૂજક ન બનો. ધનને માટે ધર્મની સેવા કરનારા પણ ન બનો. કેવળ મોક્ષના ઇરાદે ધર્મના સેવક બનો. દુકાને કુંચીઓ આંખે લગાડવી, ઉંબરે હાથ મૂકીને કપાળે મૂકવો, દુકાનને સલામો ભરવી, આ બધા કયા જૈનત્વના આચાર છે ? સંસારને છોડી ન શકો અને અર્થકામ ભોગવતા હો, છતાં પણ તમે એને દુશ્મન માનો છો, એ દેખાવું જોઇએ. પેલા તો મોહના પાસા છે. મોહ પાસા નાખે ને જગત પાગલ ન બને, એમ બને ? બને, પણ તે કયાં સુધી ? જૈનત્વનું શરણુ ન પમાય ત્યાં સુધી ! જૈનત્વને શરણે રહો તો ? સંયમાદિ દશ પ્રકારના ધર્મના સેવક બનો, એટલે મોહને વહેલા-મોડા ભાગ્યે જ છૂટકો છે.

**ધર્મથી ક્રમે કરીને મોક્ષ :**

ભગવાન કહે છે કે–'માર્ગે ચઢેલો પાંગળો પણ જેમ ક્રમે કરીને દૂર રહેલા સ્થાનને પામે છે, તેમ ધર્મમાં રહેલો ઘનકર્મી પણ મોક્ષને પામે છે.' જો આત્મા એક વાર ધર્મમાં સ્થિર થઇ જાય, તો નિયમા ધર્મથી મોક્ષ પામે. ધર્મને પામો અને ધર્મમાં સ્થિર બનો, તો ધનતેરશની સાચી ઉજવણી થાય. આજે જે કહેવાયું, તેની સંકલના યાદ રહેશેને? યાદ કરો: ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થો છે. તે ચારમાં અર્થ અને કામ, નામના અર્થભૂત છે પણ પરમાર્થથી અનર્થભૂત છે. અર્થ તો મોક્ષ એક જ છે અને ધર્મ તેનું કારણ છે. તે ધર્મ સંયમાદિ દશ પ્રકારનો છે અને સંસાર રૂપ સાગરથી તરનારો છે. સંસાર અનંત દુ:ખમય છે, જ્યારે મોક્ષ અનન્ત સુખમય છે. સંસારત્યાગનો તથા મોક્ષપ્રાપ્તિનો હેતુ એક માત્ર ધર્મ જ છે. માર્ગને આશ્રિત પાંગળો જેમ ક્રમે કરીને દૂર પહોંચે છે, તેમ ઘનકર્મવાળો પણ આત્મા જો ધર્મમાં સ્થિત બની જાય છે, તો નિયમા ક્રમે કરીને મોક્ષને પામે છે.

  

## પ્રવચન બીજું :

આસો વદ પહેલી ચૌદશ : વિ. સં. ૧૯૯૨
તા. ૧૨ : નવેમ્બર : ૧૯૩૬, ગુરૂ

### ધર્મ અર્થભૂત એટલા માટે છે કે-એથી પરંપરાએ પણ મોક્ષ પ્રાપ્ત થાય છે :

વર્ત્તમાન શાસનના નાયક, અનન્ત ઉપકારી ભગવાન શ્રી મહાવીર પરમાત્માએ, પોતાના આયુષ્યના પર્યન્તને જાણીને, જે અન્તિમ ધર્મદેશના આપી હતી, તેનો અહીં વિચાર ચાલી રહ્યો છે. ઇન્દ્રે અને હસ્તિપાલ રાજાએ સ્તુતિ કર્યા બાદ, દેવતાઓએ નિર્મેલા સુરમ્ય સમવસરણમાં વિરાજેલા ભગવાને, અન્તિમ ધર્મદેશનાની શરૂઆત કરતાં ફરમાવ્યું કે-આ જગતમાં પુરૂષાર્થો ચાર છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. એ ચાર પુરૂષાર્થોમાંના બે પુરૂષાર્થો, જે અર્થ અને કામ છે, તે પ્રાણિઓને માટે નામના જ અર્થભૂત છે. પરમાર્થદૃષ્ટિએ તો અર્થ અને કામ એ બે પુરૂષાર્થો દુનિયાના જીવોને માટે અનર્થને જ નિપજાવનારા હોઇને અનર્થભૂત

જ છે. હવે જે બાકી રહ્યા બે પુરૂષાર્થો, ધર્મ અને મોક્ષ, તેમાં પણ વસ્તુતઃ મોક્ષપુરૂષાર્થ જ એક અર્થભૂત છે. ધર્મપુરૂષાર્થ અર્થભૂત છે ખરો, એ પણ તે મોક્ષ રૂપ અર્થના કારણભૂત છે માટે! જે ધર્મ પરંપરાએ પણ મોક્ષ રૂપ અર્થના કારણ રૂપ જ ન બને, તે ધર્મ, વસ્તુતઃ ધર્મપુરૂષાર્થની કોટિમાં ગણાતો નથી. ધર્મપુરૂષાર્થની કોટિમાં તો તે જ ધર્મ વાસ્તવિક રીતિએ ગણાય, કે જે ધર્મ છેવટ પરંપરાએ પણ મોક્ષ રૂપ અર્થની સિદ્ધિમાં સાધનભૂત બને. આથી જ તે ધર્મને અંગે સ્પષ્ટીકરણ કરતાં ફરમાવ્યું કે–' સંસાર રૂપ સાગરથી તારનારો તે ધર્મ સંયમાદિ દશ પ્રકારનો છે.' અર્થ અને કામ એ પરમાર્થથી અનર્થભૂત છે, કારણ કે–તે મોક્ષનાં કારણો નથી પણ સંસારનાં કારણો છે : અને સંસાર અનન્ત દુઃખવાળો છે. મોક્ષ અનન્ત સુખવાળો હોવાથી, તેનું કારણ પણ અર્થભૂત ગણાય : કારણ કે–મોક્ષ મેળવવાને માટે આરાધના ધર્મની કરવાની છે. આમ હોવાથી ફરમાવ્યું કે–'આ સંસાર અનન્ત દુઃખવાળો છે, જ્યારે મોક્ષ અનન્ત સુખવાળો છે : અનન્ત દુઃખવાળા સંસારથી મૂકાવાનો અને અનન્ત સુખવાળા મોક્ષને પામવાનો હેતુ એક માત્ર ધર્મ છે. બીજા કોઇ પણ હેતુથી મોક્ષ મળે તેમ નથી અને સંસાર છૂટે તેમ નથી.' સંસારથી છૂટવાનો અને મોક્ષને મેળવવાનો ઉપાય એક ધર્મ જ છે.

## મોક્ષધર્મ કોના હૈયામાં પરિણામ પામે ?

વિચારો કે-ધર્મ સંસારથી છોડાવનાર છે અને મોક્ષને મેળવી આપનાર છે, એમ જાણવા છતાં પણ, ધર્મને કેવળ સંસારનો જ હેતુ બનાવી દેવાય, તો એ કેટલું ભયંકર છે?

સંસારથી મૂકાવનાર ધર્મને સંસારમાં રૂલાવવાના હેતુ જેવો બનાવી દેવો, એ ધર્મની સામાન્ય કોટિની આશાતના નથી. ધર્મના યોગે પૌદ્‌ગલિક લાલસાઓ ઉપર કાપ પડવો જોઈએ. ધર્મને પામ્યા બાદ તો મોક્ષના ધ્યેયમાં નિશ્ચિત થઈ જવું જોઈએ. સંસાર અનન્ત દુઃખવાળો છે એ વાત જેને જચતી નથી, તેના હૈયામાં ધર્મ પરિણમી શકતો નથી. મોક્ષસાધક ધર્મ તેના હૈયામાં જ પરિણામ પામે છે, કે જેના હૈયામાં સંસાર અનન્તદુઃખવાળો છે અને મોક્ષ અનન્ત સુખવાળો છે, એ વાત બરાબર જચી ગઈ હોય છે.

## આત્મા અર્થ અને કામમાં લીન થઈ ગએલો છે, તેને ધર્મમાં લીન બનાવો :

જ્ઞાનિઓ ફરમાવે છે કે–ધર્મને મોક્ષનું કારણ મીટાવી દઈને અર્થ–કામનું કારણ ન બનાવી દ્યો. ધર્મથી અર્થકામ નહિ મળે એમ નહિ. ધર્મના યોગે અર્થકામ મળશે તે એવા ઉત્તમ કોટિના મળશે કે–ભોગવવા છતાં પણ લેપાવા દેશે નહિ, પણ ધર્મને અર્થકામનો હેતુ ન બનાવો. ધર્મ કરો નિરાશંસ-ભાવે, કેવળ મોક્ષના ઈરાદે. પછી એના યોગે મોક્ષ ન મળે ત્યાં સુધી ઉત્તમ કોટિના અર્થકામ મળે, એની ચિન્તા નહિ. તમારી દૃષ્ટિ અર્થકામ તરફ નહિ, પણ મોક્ષ તરફ હોવી જોઈએ. ધર્મની આરાધના બને તેટલા વધુ પ્રમાણમાં કરવી અને એમાં કોઈ પણ પ્રકારની પૌદ્‌ગલિક આશંસા ન આવી જાય તેની કાળજી રાખવી. અનન્ત ઉપકારી તારકો ખાત્રી આપે છે કે–' નિરાશંસભાવે કરેલા આજ્ઞા મુજબના ધર્મથી, જ્યાં સુધી સંસારમાં હશો ત્યાં સુધી ઉત્તમમાં ઉત્તમ કોટિના

અર્થકામ પ્રાપ્ત થશે અને એનો ભોગવટો ચાલુ હશે ત્યારે પણ આત્માની શુદ્ધિ વધતી જશે. પરિણામે આરાધના વધશે અને મોક્ષ મળશે.' અનન્તજ્ઞાનિઓ આટલી ખાત્રી આપે, તે છતાં પણ ધર્મને પૌદ્ગલિક લાલસાની સિદ્ધિના જ સાધન જેવો કેમ બનાવાય છે? શું જ્ઞાનિના વચન ઉપર વિશ્વાસ નથી? જ્ઞાનિઓ તો આશંસાથી કરેલા ધર્મના યોગે જે અર્થકામ મળશે, તે પણ રીતસરના નહિ મળે અને આત્માને વધુ મલિન બનાવનારા નિવડશે, એમ ફરમાવે છે. આથી કલ્યાણના અર્થી જીવોએ, અનન્ત દુઃખવાળા સંસારથી મૂકાવાના અને અનન્ત સુખવાળા મોક્ષને મેળવવાના હેતુથી જ ધર્મની આરાધના કરવી જોઈએ. જે આત્માઓ એવા શુદ્ધ હેતુથી નિરાશંસભાવે ધર્મની આરાધના કરે છે, તે આત્માઓ અચિરકાળમાં સંસારના અનન્ત દુઃખથી છૂટી જાય છે અને અનન્ત સુખના સ્થાન મોક્ષને પામે છે. પાંગળો આદમી પણ જો માર્ગને આશ્રયેલો હોય, તો ક્રમે કરીને દૂર પહોંચી શકે છે, તેમ ઘનકર્મવાળો આત્મા પણ જો ધર્મસ્થ બની જાય, તો ક્રમે કરીને મોક્ષને પામે છે. જે આત્મા ધર્મસ્થ બન્યો, તેનું નિયમા કલ્યાણ થવાનું. આત્મા અર્થ અને કામમાં લીન થઈ ગયેલો છે, તેને ધર્મમાં લીન કરો. દુઃખ માત્રથી મૂકાવાનો અને અનન્ત સુખને પામવાનો એક માત્ર ઉપાય આ જ છે, એમ જ્ઞાનિઓ ફરમાવે છે.

**સ્વપ્નાં અને ફલાદેશનો સુન્દર યોગ:**

આ રીતિએ ચાર પુરૂષાર્થોને અંગે દેશના આપીને પ્રભુ વિરામ પામ્યા. ભગવાનની આ અન્તિમ દેશનાના

સમયે પરમ પુણ્યાત્મા પુણ્યપાલ મણ્ડલેશ ત્યાં હાજર છે. પુણ્યપાલ મણ્ડલેશને આગલી રાતના જ આઠ વસ્તુઓ સંબંધી આઠ સ્વપ્નો આવ્યાં છે. ભગવાન દેશના આપી વિરામ પામ્યા, એટલે પુણ્યપાલ મણ્ડલેશે પોતાને આવેલાં આઠ સ્વપ્નોનું ફલ કહેવાની ભગવાનને વિનંતિ કરી. શાસન જેના રોમરોમમાં પરિણામ પામી ગયેલું હોય છે, તેનાં સ્વપ્નો શાસનને અસર કરનારાં પણ હોઇ શકે છે, એમ ભગવાને કહેલા ફલાદેશ ઉપરથી કલ્પી શકાય છે. પુણ્યપાલ મણ્ડલેશ શાસનને સમર્પિત બનેલા એક પુણ્યાત્મા છે. એ પુણ્યાત્માએ રાતના સ્વપ્નમાં આઠ વસ્તુઓ જોઈ છે: અને તે આઠ વસ્તુઓ પણ એવી સ્થિતિમાં જોઈ છે કે-તે વસ્તુઓને જોવાથી પુણ્યપાલ મણ્ડલેશ ભય પામ્યા છે. કેવો સુન્દર યોગ છે? પુણ્યપાલ મણ્ડલેશને સ્વપ્નાં આવે છે અને ભગવાન અપાપાપુરીમાં પધારે છે: ભગવાનનો નિર્વાણકાળ નજદિક છે અને પુણ્યપાલ મણ્ડલેશને આવેલાં આઠ સ્વપ્નો શાસનના ભાવિનાં સૂચક છે: વળી પુણ્યપાલ જેવા શાસનને સમર્પિત પુણ્યપુરૂષને સ્વપ્નાં આવે છે અને એ સ્વપ્નાનું ફલ ભગવાનના શ્રીમુખે કહેવાનો અનુપમ અવસર આવી લાગે છે. આ કારણે ભગવાનના નિર્વાણ પૂર્વે શાસનની ભાવિ સ્થિતિ તે તારકના મુખથી સ્પષ્ટ થઈ ગઇ છે.

## આરાધનાથી વંચિત રહી જવાય નહિ તેની કાળજી રાખો:

વર્તમાનમાં આપણે જે સ્થિતિ અનુભવી રહ્યા છીએ, તે સ્થિતિ પણ ભગવાને કહેલી જ છે. અત્યારે આપણે જે કાંઇ અનિચ્છનીય જોતા હોઇએ, તેમાં વસ્તુતઃ નવાઈ પામવા

જેવું કાંઈ છે જ નહિ. ખરાબ કાળમાં શાસન ચાલતું હોય, ત્યારે જેટલું સારૂં ચાલે તેટલું અહોભાગ્ય. 'આ કાળમાં આવું કેમ? અને તેવું કેમ?'–એવા પ્રશ્નો નકામા છે. સામાન્ય રીતિએ ખરાબ ઘણા અને સારા થોડા, એ સ્થિતિ જ રહેવાની. એવી સ્થિતિ પણ આવવાની, કે જ્યારે ડાહ્યાઓને ડાહ્યા છતાં દેખાવમાં ગાંડા બની જવું પડશે. શાસનના નામે ચરી ખાનારા વેષવિડમ્બકોનું જોર વધવાનું. શાસનના સિદ્ધાન્ત રૂપી દેહને, એવાઓ, શબને જેમ કીડા કોતરી ખાય તેમ કોતરી ખાવાના. ઉદાર પણ શ્રાવકોને તેવા લિંગિઓ પોતાની જાળમાં ફસાવી દેશે. પોતાના રાગી બનાવેલા શ્રાવકોની પાસે સારા સારા સાધુઓની નિન્દા કરી, તેઓ તેમને સુસાધુઓથી ઉભગાવી દેશે. જ્ઞાનક્રિયાના આચારમાં શિથિલ બનેલા અને હૃદયમાં મલિન વાસનાવાળા થયેલા ઘણા લિંગિઓ પાકશે, કે જે સાચા સાધુઓને મત્સરથી હેરાન કર્યા કરશે. હિતશિક્ષા આપનારા મહાપુરૂષોની તેઓ મશ્કરી કરશે. આવું આવું ભગવાને સ્વયં કહ્યું છે. આ આઠ સ્વપ્નોના ફલાદેશને જે વાસ્તવિક રીતેએ સમજે, તે આજની સ્થિતિને જોઈને ય મુંઝાય નહિ. બીજાની ખરાબી જોઈને મુંઝાવું એમાં ડહાપણ નથી, પણ તે ખરાબી પોતાને ન અડી જાય એ માટે ચેતતા રહેવું એમાં ડહાપણ છે. આપણે કેમ આરાધક બની રહીએ–તેની કાળજી રાખવી, એ જ હિતાવહ છે. માત્ર મુંઝવણ કર્યા કર્યે આરો નહિ આવે: મુંઝવણથી મુક્ત બની આરાધનાશીલ બન્યે જ આરો આવશે. માટે–'આમ કેમ ને તેમ કેમ?'–એ ગડમથલમાં જ ખૂંચ્યા રહેવાને બદલે, તમે તમારી આરાધનાથી વંચિત ન રહી જાવ તેની કાળજી રાખો.

**હાથી સ્વપ્નના ફલનું વર્ણન :**

પુણ્યપાલ મણ્ડલેશે સ્વપ્નમાં આઠ વસ્તુઓ જોઈ છે : અથવા તો કહો કે-આઠ વસ્તુઓનાં સ્વપ્નાં જોયાં છે. 'પ્રથમ સ્વપ્નમાં હસ્તિ, બીજા સ્વપ્નમાં કપિ, ત્રીજા સ્વપ્નમાં ક્ષીરવૃક્ષ, ચોથા સ્વપ્નમાં કાગડો, પાંચમા સ્વપ્નમાં સિંહ, છઠ્ઠા સ્વપ્નમાં કમળ, સાતમા સ્વપ્નમાં બીજ અને આઠમા સ્વપ્નમાં કુંભ.' -એમ આઠ વસ્તુઓનાં આઠ સ્વપ્નો શ્રી પુણ્યપાલે જોયાં છે. આ બધી વસ્તુઓને તેમણે ભિન્ન ભિન્ન હાલતમાં જોઈ છે અને જે હાલતમાં તે વસ્તુઓને જોઈ છે, તેની અપેક્ષાએ ભગવાને ફલ કહ્યું છે. હસ્તિ સ્વપ્નનું ફલ ફરમાવતાં ભગવાને જે કહ્યું, તેનું વર્ણન કરતાં કલિકાલસર્વજ્ઞ આચાર્યભગવાન શ્રીમદ્ હેમચંદ્ર-સૂરીશ્વરજી મહારાજા, શ્રી ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર નામના પોતે રચેલા મહાકાવ્યમાં ફરમાવે છે કે—

" विवेकवन्तो भूत्वापि, हस्तितुल्या अतः परम् ।
वत्स्यन्ति श्रावका लुब्धाः, क्षणिकर्द्धिसुखे गृहे ॥ १ ॥
" न दौःस्थ्ये परचक्रे वा, प्रव्राजिष्यन्त्युपस्थिते ।
आत्तामपि परिव्रज्यां, त्यक्ष्यन्ति च कुसंगतः ॥ २ ॥
" विरलाः पालयिष्यन्ति, कुसंगेऽपि व्रतं खलु ।
इदं गजस्वप्नफलं, xxxxxxxx ॥ ३ ॥ "

**શ્રાવકોને હાથીની ઉપમા :**

હાથી સ્વપ્નના ફલાદેશને કહેતાં, શ્રાવકો કેવા થશે તેનું વર્ણન કરવામાં આવ્યું છે. શ્રાવકો એટલે સર્વત્યાગી નહિ, પણ વિવેકી નહિ એમ તો નહિ જ ! શ્રાવકો વિવેકી હોવા છતાં

પણ કયી રીતિએ વર્તશે, તેનું અહીં વર્ણન છે. અહીં શ્રાવકોને હાથીની ઉપમા આપવામાં આવી છે. જનાવરોમાં હાથી ઉચ્ચ કોટિનું જનાવર ગણાય છે. એ પ્રાણિમાં કેટલાક સામાન્ય ગુણો સ્વાભાવિક રીતિએ હોય છે. હાથીને માટે એમ કહેવાય છે કે–એ જાનવર પ્રાયઃ દીનતાને ધારણ કરતું નથી. માણુસ જ્યારે તેની પાસે ખાવાનું લઈને આવે છે, ત્યારે તે આંખ બંધ કરીને ઉભું રહે છે. કેટલાં મનામણાં કરે, પંપાળે, ત્યાર-પછી ખાવા માંડે. એ ખાય તેય પ્રાયઃ એવી રીતિએ કે–આજુબાજુનાં નાનાં પ્રાણિઓ ધરાય તેટલું વેરાય. સરોવર, તળાવ, નદી વિગેરે સ્થળે એ પાણી પીવા જાય, તો પણ પીતાં પહેલાં સુંઢથી આજુબાજુ પાણી ઉડાડે. હાથીમાં સ્વાભાવિક ગંભિરતા હોય છે. એની ચાલ પણ વખણાય છે. સુન્દર ચાલ-વાળી સ્ત્રીઓને કવિઓ 'ગજગામિની' એવીય ઉપમા આપે છે. આમ અનેક રીતિએ હાથી બીજાં જનાવરો કરતાં ઉત્તમ જના-વર તરીકે ઓળખાય છે. હાથી બહુ સુખશીલીયો હોય છે. શરીર સ્થૂલ એટલે ઉઠવું–ચાલવું મુશ્કેલ. એને આરામથી રહેવાનું બહુ ગમે. એને જે સ્થાન ઘણો વખત ભોગવ્યું હોય, તેને તજીને નવા સ્થાને જવું પ્રાયઃ ગમતું નથી. નવા સારા સ્થાને પણ કોઈ મૂકી આવે, તોય પ્રાયઃ જુના સ્થાનનો મોહ એને ખેંચ્યા કરે છે. અહીં શ્રાવકોને હસ્તિ તરીકે સ્વીકારવામાં આવ્યા છે : અર્થાત્–હાથીની જે દશા સ્વપ્નમાં શ્રી પુણ્યપાલ રાજાએ જોઈ, તેવી દશા શ્રાવકોની થશે એમ સ્વપ્નના ફલ રૂપે દર્શાવ્યું છે. અહીં જણાવે છે કે–હવેના શ્રાવકો એવા થવાના છે. કેવા ? સુખશીલીયા, પ્રમાદી અને દુઃખ આવે તોય જેને પોતાનાં ઘરબાર છોડવાં ન ગમે તેવા !

## શ્રાવકો ક્ષણિક ઋદ્ધિસુખવાળા ઘરમાં લુબ્ધ બનશે:

'**विवेकवन्तो भूत्वाऽपि**'–એ વસ્તુ હાથી સાથે નથી લગાડવાની, પણ શ્રાવકોની સાથે લગાડવાની છે. '**विवेकवन्तः**' એ વિશેષણ શ્રાવકોને માટે જ અહીં વપરાયું છે. હાથીનું તો સુખશીલીયાપણું વિગેરે લેવાનું છે. યદ્યપિ શ્રાવકો વિવેકી હશે, તો પણ ક્ષણિક ઋદ્ધિસુખવાળા ઘરમાં લુબ્ધ હશે. ઋદ્ધિ મન્દ તો થવાની જ છે. કાલાદિ કારણે પણ ઋદ્ધિ મન્દ થતી જ આવી છે. અહીં તો એ ફરમાવે છે કે–વિવેકવાળા હોવા છતાં પણ શ્રાવકો, ક્ષણિક ઋદ્ધિસુખવાળા ઘરમાં લુબ્ધ બનીને વસશે. ઘર ક્ષણિક ઋદ્ધિસુખવાળું હશે અને તે છતાં પણ તેમાં શ્રાવકો લુબ્ધ થયા થકા વસશે. આમાં વિવેકની હયાતિ છતાં પણ લુબ્ધતા હોવાનું જે જણાવ્યું છે, તે કાલાદિના મહિમાનું પણ સૂચક જ છે.

## આજના લાયલેપા :

આ વસ્તુ તમારે માટે અનુભવગોચર છે કે અનુભવથી પર છે? તમારૂં ઋદ્ધિસુખ કેવું? આજના ઋદ્ધિવાળાઓની ચિન્તાનો પાર છે? ઘડીમાં બજાર ઉંચો ને ઘડીમાં બજાર નીચો. બજારના ફેરફાર સાથે હૈયામાં પણ નવા નવા ઉત્પાત જન્મ્યા કરે. બપોરે મોટરમાં લ્હેર કરતો બજારમાં આવ્યો હોય, ત્યાં સાંજે બંગલા, બગીચા ને બૈરીનાં ઘરેણાં ગીરો મૂકાયાં હોય, અથવા કપાળમાં બુધવારીયા કૉર્ટની કાળી ટીલી લાગવાની તૈયારી હોય. રાત્રે નિરાંતે સુતો હોય ને સવારે છાપામાં ભાવ જોઇ રોવા માંડે. આજના વ્યાપાર ધંધામાં પૂર્વકાળ જેવી ય શાન્તિ ક્યાં છે? આજે સંતોષ જેવી તો

જાણે પ્રાય: વસ્તુ જ રહી નથી. સૌને મોટર, બંગલો વિગેરે જોઈએ અને એથી ઉંધું ઘાલીને સટ્ટા કરે. એમાં દુર્ભાગ્યનો ઉદય હોય તો ઝુંપડી ય જાય અને લોકોની દાઢીઓમાં હાથ ઘાલીને પેટ ભરવાનો વખત આવે. પૂર્વકાલમાં તો સાહ્યબી ય એવી કે–એ જતાં જતાં ય આદમી ધારે તો ચેતી જઈ શકે. કોઈ આસમાની–સુલતાની જેવો બનાવ બની જાય તો વાત જૂદી છે, બાકી એકદમ બધું જ ન જાય. આજના શ્રીમન્તોના કે ગરીબોના, સંતોષ વિનાના સૌના લાયલેપાની વાત મહા ભયંકર છે. આટલા આટલા લાયલેપા હોવા છતાં પણ, એને કોઈ કહે કે–'ભલા આદમી! આ ક્ષણિક ઋદ્ધિસુખ પાછળ પાગલ બન્યો છે, તેને બદલે આત્માના સુખનો અર્થી બન અને જીવનને એવું બનાવ, કે જેથી લાયલેપા ટળે અને અનન્ત સુખ પ્રાપ્ત થાય.'–તો મોટે ભાગે શો જવાબ મળે? ક્ષણિક ઋદ્ધિસુખમાં લુબ્ધ બનેલા આજના મોટા ભાગને તો ત્યાગનો ઉપદેશ પણ ગમતો નથી.

## આજના કેટલાકોની દેવપૂજા:

કેટલાક તો એવા છે કે–જેમણે દેવ, ગુરૂ અને ધર્મની આરાધનાને લગભગ વોસરાવો દીધી છે. એમને દેવસેવાની જરૂર નથી, ગુરૂભક્તિની જરૂર નથી અને ધર્મની આરાધનાની પણ જરૂર નથી, એમ જાણે માને છે! કદાચ કુળસંસ્કારના યોગે દેવસેવા તો કરી આવે, પણ ગુરૂભક્તિ, ગુરૂ પાસેથી શ્રી જિનવાણીનું શ્રવણ, વિગેરેમાં તો મીંડા જેવું જ! પૂજા વિગેરે જે સામાન્ય ક્રિયાઓ કરે, એમાં ય વળી હૈયામાં ઉંડે ઉંડે એ વાત બેઠી હોય કે–'આ દેવસેવાથી આપણો સંસાર

લીલોછમ બન્યો રહે, દુન્યવી આફતો ટળે અને અનુકૂળતાઓ મળે.' દેવપૂજા કાંઈ મુક્તિસુખ માટે જ કરે છે, એમ નથી. વ્યવહાર, સ્વાર્થ, સંસ્કાર વિગેરે ઘણાં કારણો હોય છે. જે સાચા મુક્તિસુખનો સાચો અભિલાષી હોય, તે સંસારથી છૂટવા ન ઇચ્છતો હોય એ બને નહિ અને સંસારથી છૂટવાને ઇચ્છનારો સુગુરૂની સેવાથી, સુગુરૂના છેવટ દર્શનાદિથી ય શકય છતાં દૂર જ રહે એ બનવાજોગ નથી. સુગુરૂનો યોગ ન હોય તો વાત જૂદી, પણ સુગુરૂનો યોગ હોવા છતાંય અને પોતે તેમનાં દર્શનાદિ સારી રીતિએ કરી શકે તેમ હોવા છતાંય, દર્શનાદિથી સાવ વંચિત કેમ રહે ? આજે તો એવા છે કે-સુગુરૂના યોગની પોતે અવગણના કરે છે, એટલું જ નહિ પણ કોઇ સુગુરૂનો યોગ પામતું હોય, તો તેમાં પણ બને તેટલાં વિઘ્નો નાખે છે. હવે આવાની દેવપૂજા એ વાસ્તવિક દેવપૂજા છે ? આજના કેટલાકોને એ ફાંકો છે કે-'સાધુઓમાં છે શું ?' એવાને કહેવું પડે કે-'બહુ સારૂં ભાઈ ! સંસારના કીચ્ચડમાં ફસેલા, લોકોને છેતરી ઘર ભરનારા, શ્રીમન્તોની દાઢીઓમાં હાથ ઘાલનારા અને બૈરી-છોકરાં પાછળ પાગલ બનેલા તારામાં જ બધું ભર્યું છે ને ?' બધા જ સાધુ કાંઈ વિદ્વાન હોય છે એમ નથી : બધા જ ચારિત્રપાત્ર હોય છે એમ પણ નથી : અને વેષવિડમ્બક વિગેરે હોય એનો પણ ઈનકાર નથી : પણ સુસાધુઓનો સર્વથા અભાવ છે, એમ તો નથી જ. જેને સાધુઓથી દૂર રહીને સાધુઓની કેવળ નિન્દા જ કરવી છે અને પોતાની દેવપૂજા તથા થોડી-ઘણી ઉપલકીયા આવડતથી અજ્ઞાન જનતાને ભમાવી, સાધુઓને દૂર રાખી સમાજના અગ્રણી બનવું છે, તેને ગમે તેટલું

કહો તોય નકામું છે. આપણી વાત તો એ છે કે-સુગુરૂને જે માનતો નથી તે વાસ્તવિક રીતિએ જોતાં સુદેવને પણ માનતો નથી. તે દેવસેવા કરતો હોય અગર થોડી-ઘણી ધર્મક્રિયા આદિ કરતો હોય, તો તેમાં પણ તેનો ઈરાદો વાસ્તવિક પ્રકારનો શુભ નથી.

## કારમી હાલત ઉપસ્થિત થશે તોય દીક્ષા લેશે નહિ:

વાસ્તવિક દેવપૂજા કરનારો ગુરૂતત્ત્વનો દ્રોહી ન હોય. છતા સંયોગે સુગુરૂથી દૂર રહેનારો ન હોય. સુગુરૂનો યોગ ન સાધી શકે તો એની એને બળતરા હોય. પણ આજે તો અભિમાન જ એવું કે-ગુણિને જોઈને ય પ્રેમ ન થાય. આવાઓ ક્ષણિક ઋદ્ધિસુખમાં લુબ્ધ બન્યા રહે અને દુઃખમાં પણ દીક્ષા ન લે તે સ્વાભાવિક છે: પરન્તુ અહીં તો કહે છે કે-શ્રાવકો વિવેકવાળા હોવા છતાં પણ ક્ષણિક ઋદ્ધિસુખ-વાળા ઘરમાં લુબ્ધ થયા થકા વસશે. એટલું જ નહિ, પણ ગમે તેવી દુઃસ્થિતિમાં મૂકાઈ જશે તોય દીક્ષા લેવાને માટે તો કાયર જ બન્યા રહેશે. ગમે તેટલી દરિદ્રતા આવી જશે તો પણ વૈરાગ્ય નહિ આવે. રોશે એ બનશે પણ ત્યાગી બનવાની વૃત્તિ નહિ આવે. પૌદ્ગલિક ઋદ્ધિ આદિ જાય, બગડે, લાત મારે, તોય દીક્ષા લેવાની ઉત્સુકતા નહિ થાય. ચાહે પરચક્ર આવે તોય સંયમ લેવા માટે જોઈતી આતુરતા નહિ આવે. વિવેકી હોવા છતાં પણ સુખશીલીયા-પણું, પ્રમાદવશતા અને શિથિલતાનો પાર નહિ. કહે છે કે-દૌઃસ્થ્ય કે પરચક્ર ઉપસ્થિત થયે છતે પણ ક્ષણિક ઋદ્ધિસુખ-વાળા ઘરમાં લુબ્ધ બનીને વસેલા શ્રાવકો દીક્ષા લેશે નહિ.

## દીક્ષા લેશે તો મૂકશે:

પહેલી વાત તો એ કે-'દીક્ષા લેશે નહિ.' અને પછી કહે છે કે-'લેશે તો પણ કુસંગના યોગથી મૂકી દેશે. ઠેઠ સુધી પાળશે નહિ.' વિવેકી છે એટલે વૈરાગ્યભાવના આવ્યા વિના રહે નહિ અને કોઇક વાર દીક્ષાના પરિણામ પણ આવી જાય. એમાં દીક્ષા લઈ તો લે, પણ કુસંગ મળે એટલે મૂકી દે, એવા પણ શ્રાવકો થશે.

## વિરલ આત્માઓ જ લઈને પાળશે:

એવા શ્રાવકો તો વિરલ થશે, કે જેઓ વૈરાગ્ય પામીને દીક્ષા લેશે અને જીવનના અન્ત સુધી તેનું પાલન કરશે. આ કાળની અસર તેવા વિરલ આત્માઓ ઉપર જ નહિ પડે. વિવેકી શ્રાવકોમાં પણ મોટું ટોળું કયું રહેવાનું? દીક્ષા લે નહિ અને લે તો કુસંગથી તજે એવું! પણ આપણે તો વિરલમાં રહેવા પ્રયત્નશીલ બનવાનું. થોડા આત્માઓ આવા કાળમાં પણ પ્રવ્રજ્યા લેશે અને આજીવન તેનું સુન્દર રીતિએ પાલન કરશે, એ વિભાગમાં રહેવાનો જ ઉદ્યમ કરવા જેવો છે: એ માટે સંસાર એ અનંત દુઃખમય છે અને મોક્ષ જ અનંત સુખમય છે, એ વાત ભૂલાવી જોઈએ નહિ.

## હસ્તિસ્વપ્નના આ ફલાદેશ ઉપરથી શું વિચારવાનું છે?

આ ઉપરથી એ વાત પણ સમજી લેવી જોઇએ કે-શ્રાવકો ક્ષણિક ઋધ્ધિસુખવાળા ઘરમાં લુબ્ધ થઈ વસે તો ય મુંઝાવું નહિ, દીક્ષા લેવાને તૈયાર ન થાય તો ય મુંઝાવું

નહિ અને દીક્ષા લીધા બાદ કુસંગથી સાધુપણું છોડી પણ દે, તોય મુંઝાવું નહિ. વિચારવું કે–'હોય, એમ પણ બને. એવું બનશે એમ ભગવાને કહ્યું છે.' આમ વિચારીને કોઇના ખોટા તિરસ્કારમાં ન પડવું, પણ સૌની દયા ચિન્તવવી. આ તો બીજાને અંગે, પણ પોતાને અંગે શું? વિવેકી શ્રાવકોએ સ્વયં તો દીક્ષા લેવાને પ્રયત્નશીલ થવું જોઈએ. બીજાઓ દીક્ષિત થાય તે માટે ધર્મની–વૈરાગ્ય પમાડનારી સામગ્રી ન હોય તો ઉત્પન્ન કરવી જોઈએ તથા હોય તો તેને વધારવી જોઈએ. દીક્ષિત થયેલા કુસંગથી બચે અને સાધુપણામાં ટકયા રહે તેમ કરવું જોઈએ તેમજ જે દીક્ષિત થયા હોય તેમણે પોતે પણ સાવધાનીથી વર્તવું જોઈએ. આવા કાળમાં તો જે વૈરાગ્ય પામીને દીક્ષિત બને અને તેની આરાધનામાં સુન્દર પ્રકારે ટકયા રહે તે ધન્યવાદને પાત્ર છે. બીચારા ન લે અગર તો લઈને તજી દે, એમાં તો આશ્ચર્ય પામવા જેવું અગર મુંઝાવા જેવું કાંઈ નથી. કોઈ પૂછે કે–'ફલાણા વિવેકી છતાં ત્યાગી કેમ નથી બનતા અને લુબ્ધ કેમ છે?'–તો કહેવું કે–'બીચારા આટલું પણ ન મૂકી શકે તે બનવાજોગ છે.' કોઈ વ્રત લઈને મૂકે તોય કહેવું કે–'એય બનવાજોગ છે.' દુનિયાના જીવોને કહો કે–'ન લે તેને ન જૂઓ, લઈને મૂકે તેને ન જૂઓ, પણ લે અને અખંડ પાળે તેને જ જૂઓ.' એવા તો વિરલ જ રહેવાના. આવા કાળમાં પણ એવા વિરલ આત્માઓ હોય, એ ભગવાનના શાસનનો પ્રભાવ છે. એવા વિરલ ન જ હોય, તો શાસન કોના બળે રહે? શાસન વિરલના બળે રહેવાનું. આપણે એવા વિરલની કોટિમાં આવીએ, તે માટે પ્રયત્ન કરવાનો. હાથી જેમ જીર્ણશાલાનો

મોહી થયો થકો નવી શાળામાં જવા તત્પર બનતો નથી અને આફત આવે તોય ભાગી નીકળતો નથી, તેમ શ્રાવકો વિવેકી થઈને પણ સંસારશાલામાં પડ્યા રહેશે પણ વ્રતશાલામાં જશે નહિ અને જશે તોય કુસંગથી પાછા ફરશે, પણ વિરલ આત્માઓ જ વ્રતશાલામાં ટકી રહેશે.

  

કપિ સ્વપ્નનો ફલાદેશ :

આ થયો પહેલા સ્વપ્નનો ફલાદેશ. હવે બીજું સ્વપ્ન.

શ્રી પુણ્યપાલ મણ્ડલેશે બીજા સ્વપ્નમાં વાંદરો જોયો છે. એ સ્વપ્નનું ફલ ભગવાન શ્રી મહાવીર પરમાત્માએ કેવું કહ્યું છે, તે જણાવતાં કલિકાલસર્વજ્ઞ આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજા, પોતાના રચેલા શ્રી ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર નામના આ મહાકાવ્યના દશમા પર્વના તેરમા સર્ગમાં ફરમાવે છે કે—

" प्रायः कपिसमा लोल–परिणामाल्पसत्त्वकाः ।
आचार्यमुख्या गच्छस्थाः, प्रमादं गामिनो व्रते ॥ १ ॥

" ते विपर्यासयिष्यन्ति, धर्मस्थानितरानपि ।
भाविनो विरला एव, धर्मोद्योगपराः पुनः ॥ २ ॥

" धर्मश्लथेषु ये शिक्षां, प्रदास्यन्त्यप्रमादिनः ।
ते तैरुपहसिष्यन्ते, ग्राम्यैर्ग्रामस्थपौरवत् ॥ ३ ॥

" इत्थं प्रवचनावज्ञा–तः परं हि भविष्यति ।
प्लवंगमस्वप्नफल,–मिदं जानीहि पार्थिव ! ॥ ४ ॥ "

## શ્રી આચાર્ય આદિ પદો :

હસ્તિના પહેલા સ્વપ્નને આશ્રયીને શ્રાવકોની ભાવિ દશા વર્ણવ્યા બાદ, કપિના આ બીજા સ્વપ્નને આશ્રયીને સાધુઓની ભાવિ દશા ભગવાને ફરમાવી છે. આચાર્ય આદિ સાધુઓનું સ્થાન, શ્રી જૈનશાસનમાં સામાન્ય કોટિનું નથી. આચાર્ય આદિ સાધુઓ શ્રી પંચ પરમેષ્ઠિઓ ગણાય છે. શ્રી પંચ પરમેષ્ઠિઓમાં આચાર્ય ત્રીજા પદે, ઉપાધ્યાય ચોથા પદે અને સાધુ પાંચમા પદે આરાધ્ય છે. આચાર્ય આદિ આરાધક પણ છે અને આરાધ્ય પણ છે. તે તે પદની તેમનામાં જેટલી જેટલી લાયકાત હોય, તેટલા તેટલા અંશે તે આરાધ્ય છે. આચાર્ય આદિની આરાધનાનો આધાર પણ તેઓ પોતે જે પદ ઉપર સ્થિત છે, તે પદને કેટલા વફાદાર છે, તે ઉપર નિર્ભર છે. શ્રી પંચપરમેષ્ઠી પદો એ વેષ કે બાહ્યાડંબરને જ આશ્રયીને નથી, પણ મૂખ્યત્વે ગુણને જ આશ્રયીને છે. શ્રી આચાર્યપદ, શ્રી ઉપાધ્યાયપદ કે શ્રી સાધુપદ, એ એવાં પદો છે કે-તે પદે ગણાતા આત્માઓની જોખમદારી બહુ વધી જાય છે. તેઓ તો શાસનના વર્તમાન સંચારમાં પરમ આધારભૂત પણ ગણાય છે.

## આરાધકભાવ ટક્યો રહેવો જોઇએ :

દરેકે દરેક આચાર્યે, ઉપાધ્યાયે અને સાધુએ બરાબર ખ્યાલમાં રાખવું જોઈએ કે-' આપણે તે તે પદને વધુ ઉજાળી શકતા ન હોઈએ, તો પણ આપણાથી તે પદને લાંછન તો નહિ જ લાગવું જોઈએ. ' તે તે પદે ગણાવું, તે તે પદને અંગે પૂજાવું અને તે તે પદની જવાબદારીથી પરાઙ્મુખ રહેવું-એનો

અર્થ તો એ જ થાય કે-'સ્વયં ડૂબવું અને પોતાના વિશ્વાસમાં જે કોઈ આવે તેને ડૂબાવવા.' શક્તિ-સામગ્રી આદિની જોઈએ તેવી અનુકૂળતા ન હોય, તો આપણે આરાધના થોડી કરી શકીએ એ બને, અવસરજોગી સઘળી ક્રિયા ન કરી શકીએ એ બને, શાસન માટે જે કાંઈ કરવા યોગ્ય હોય તેમાં થોડું કરી શકીએ અગર તો તે ન કરી શકીએ એમેય બને, પણ હૈયામાંથી આરાધકભાવ ખસવો જોઈએ નહિ અને વિરાધકભાવ આવી જવો જોઇએ નહિ. શક્તિ-સામગ્રીના અભાવે જરૂરી આરાધના કદાચ ન પણ થઈ શકે, તે છતાં પણ આત્મામાં જો આરાધકભાવ હોય, તો તેથી પણ આત્માને ઘણો લાભ થાય છે: અને આરાધનાની બાહ્ય ક્રિયા ચાલુ હોય તથા વિરાધનાની દેખીતી ક્રિયા ન પણ કરતા હોઈએ, તે છતાં પણ જો આત્મામાં વિરાધકભાવ આવી જાય, તો તે આત્માને પાયમાલ કરી નાખે છે.

## આરાધના તથા આરાધકભાવ અને વિરાધના તથા વિરાધકભાવ એ વચ્ચે ફરક છે:

આરાધના અને આરાધકભાવ એ બે વચ્ચે તેમ જ વિરાધના અને વિરાધકભાવ એ બે વચ્ચે પણ મોટો ભેદ છે. આરાધનાની ક્રિયા ન હોય ત્યાંય આરાધકભાવ હોઈ શકે છે અને વિરાધનાની ક્રિયા ન હોય ત્યાંય વિરાધકભાવ હોઈ શકે છે. ક્રિયા આરાધનાની દેખાય અને મહીં વિરાધકભાવ હોય એમેય બને. વિરાધનાની ક્રિયા થઇ જતી હોય, છતાંય આરાધકભાવ હોય એય બને. આરાધકભાવ જેમ મહા કલ્યાણનું કારણ છે, તેમ વિરાધકભાવ ભયંકર કોટિના અકલ્યાણનું

કારણ છે. વિરાધકભાવ જાય અને આરાધકભાવ આવી જાય, પછી આરાધના છેટે નથી. પછી તો શક્તિ–સામગ્રીની કચાશથી આરાધનામાં કચાશ રહે, તોય આત્મા મહીં કકળ્યા કરે. આરાધનામાં રહેતી કચાશ એને ડંખ્યા કરે. બીજા આરાધકોને જોઈ તે પ્રફુલ્લ બને. પોતાની પાસે આવનારા આત્માઓ વિરાધકભાવથી બચે, આરાધકભાવને પામે અને આરાધનામાં જોડાય, એની એને કાળજી હોય. એ જાત સામે જોનારો ન હોય, પણ આરાધના સામે જોનારો હોય. વિરાધકભાવથી પર અને આરાધકભાવમાં સ્થિર આત્માઓની દશા જ જૂદી હોય છે. મોટે ભાગે એ આત્માઓ ધર્મના ઉદ્યોગમાં તત્પર હોય છે. એવા આત્માઓ વાંદરાના સ્વપ્નફલમાં કહેલા વાંદરા જેવા નથી હોતા, પણ તેના ફલાદેશમાં વર્ણવેલા વિરલ આત્માઓની કોટિના હોય છે. વાંદરાના સ્વપ્નફલમાં કહેલી વાંદરા જેવી દશાથી જે આત્માઓ બચવાને ઇચ્છતા હોય અને વિરલ આત્માઓની કોટિમાં જે આત્માઓ રહેવાને ઇચ્છતા હોય, તે આત્માઓએ,–પછી તે આચાર્ય હોય, ઉપાધ્યાય હોય કે સાધુ હોય,–સર્વ કોઈએ વિરાધકભાવને નિર્મૂળ કરી આરાધકભાવને ખૂબ તેજ બનાવવો જોઈએ.

## લાંછન ન લાગે તેની કાળજી :

જે આચાર્ય, ઉપાધ્યાય કે સાધુ આ રીતિએ વિરાધકભાવથી પર બની, પોતાના આરાધકભાવને તેજ બનાવવા મથે છે, તે આચાર્ય આદિ શક્તિ–સામગ્રીના અભાવે કદાચ પોતાના પદને વધુ ઉજાળી શકે નહિ, તો પણ પોતાના પદને લાંછન લગાડનારા તો નિવડતા જ નથી. જ્ઞાનિઓની આજ્ઞા

મુજબ આપણે તે તે પદને વફાદાર રહેવા માટે પ્રયત્નશીલ હોઈએ અને તે તે પદને છાજતી આરાધના કરવામાં પણ યથાશક્તિ તત્પર હોઈએ, તે છતાં પણ અજ્ઞાન અગર દ્વેષી કે દુર્જન આપણા નામે પદને પણ કદાચ કલંકિત કરવા મથે, તો પણ તેથી આપણને દોષ લાગતો નથી જ. એવા પણ આત્માઓને તેવી તક ન મળે, એને માટે આપણે જરૂરી કાળજી અવશ્ય રાખવી જોઈએ: પણ તે કાળજી એવી ન જ બની જવી જોઈએ, કે જે કહેવાતી કાળજીના પ્રતાપે આપણે આજ્ઞાની આરાધનામાંથી જ બાતલ થઇ જઈએ.

કલ્પતરૂ ને કંટકતરૂ:

આજ્ઞાની આરાધના, એ જ દરેકે દરેક આચાર્ય, ઉપાધ્યાય અને સાધુનું ધ્યેય હોવું જોઈએ અને તે ધ્યેય હોય તો જ તેઓ સ્વપરના ઉપકારને સાધી શકે અને શાસનનો પ્રભાવ વિસ્તારી શકે. જે આચાર્ય, ઉપાધ્યાય અને સાધુનું આજ્ઞાની આરાધના એ જ એક ધ્યેય હોય છે અને જેમની પ્રવૃત્તિ એ જ ધ્યેયની સાધક હોય છે, તે આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ આ શાસનમાં કલ્પતરૂ છે: પરન્તુ જે આચાર્ય ઉપાધ્યાય અને સાધુનું ધ્યેય તથા પ્રવૃત્તિ તેથી વિપરીત હોય છે, તે આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ તો આ શાસનમાં કંટકતરૂ છે. આચાર્ય શ્રી આચાર્યપદથી વિપરીત વર્તે, ઉપાધ્યાય શ્રી ઉપાધ્યાયપદથી વિપરીત વર્તે અને સાધુ શ્રી સાધુપદથી વિપરીત વર્તે, તો એવાઓ દેખાવમાં આચાર્ય, ઉપાધ્યાય કે સાધુ હોવા છતાં પણ, શાસનને કોરી ખાનારા કીડાઓની જ ગરજ સારનારા છે.

## ખાય તેનું ખોદે :

શ્રી જૈનશાસનમાં તે તે પદે રહેલા પુણ્યપુરૂષોના જેવું, દુનિયાના જીવોને માટે દુનિયાભરમાં બીજું કોઈ આશ્રય-સ્થાન નથી, પણ જો દેખાવથી એ પદમાં હોય અને હૈયું તથા વર્તાવ વિપરીત હોય, તો દુનિયાના જીવોને માટે એના જેવું બીજું પાપસ્થાનેય નથી, એમ પણ અપેક્ષાથી કહી શકાય. એવા આત્માઓ શાસનને ડૉળી નાખે છે, શાસનના વફાદાર પુણ્યપુરૂષો ઉપર આફતો વરસાવે છે, લોકને મુંઝવે છે, સત્યને ગોપવે છે, ઉંધું કરી ઉંધું કરવાનો ઉપદેશ આપે છે, સુસાધુઓથી વિવેકી શ્રાવકોને પણ ઉભગાવી મારે છે અને જે કોઈ સુસાધુ શિખામણના શબ્દો કહે–તેની શિખામણ સ્વીકારવી તો દૂર રહી, પણ ઉપરથી તે ઉપકારી પુણ્યપુરૂષોની હાંસી કરે છે. આવા તો–'જેનું ખાય તેનું ખોદનારા'ની જ જમાતના હોય છે. જે પવિત્ર શાસનના યોગે તે માન–પૂજા–પ્રતિષ્ઠા આદિ પામ્યા હોય છે, તે શાસન સામે જ તેઓ ચેડાં કાઢનારા હોય છે.

## કલ્યાણનું સાચું અર્થિપણું હોય તો તમારે પણ વિવેકી પરીક્ષક બનવું પડશે :

આ દશામાં બીચારો લોક વેષ અને બાહ્યાડંબર વિગેરે જોઇને મુંઝાય અને એવી મુંઝવણના યોગે અથવા તો કુસાધુઓ આદિએ ઉભગાવી મારવાથી સુસાધુઓના સંસર્ગથી પણ દૂર રહે, તે સ્વાભાવિક છે. આવા–'જેનું ખાય તેનું જ ખોદે'–એ જમાતના આચાર્યાદિ પણ હોઈ શકે છે: પૂર્વે પણ એવા થઈ ગયા છે, આજે ન હોય એમ પણ નહિ અને

ભવિષ્યમાં પણ થશે : માટે કલ્યાણના અર્થિઓએ વિવેક કેળવી પરીક્ષક બનવું એ પરમ આવશ્યક છે. આત્મિક કલ્યાણનું સાચું અર્થિપણું હોય તો પરીક્ષક પણ બન્યે જ છૂટકો છે. એવાઓ ઉન્માર્ગે ન લઈ જઈ શકે, એ માટે સાવધ બનવું પડશે. આરાધક રહેવા ઇચ્છતા આચાર્ય આદિએ જેમ ચેતતા રહેવા જેવું છે, તેમ શ્રાવકોએ પણ ચેતતા રહેવા જેવું છે. આમ છતાં જે આચાર્યાદિને આત્માની દરકાર નહિ હોય અને લોકહેરીમાં જ મજા પડતી હશે તેવાનો તથા પૌદ્‌ગલિક દૃષ્ટિમાં જ રમતા શ્રાવક ગણાતાઓનો મેળ મળવાનો. તમને એ કડવું કહે નહિ, મીઠું મીઠું કહે અને તમે પણ એનો બદલો તેવો જ આપો, એટલે દેખાવમાં મજેથી શાન્તિપૂર્વક કામ ચાલી તો જાય, પણ પછીથી એ પાપ બેયને ક્યાં ધકેલી જાય? આચાર્ય આદિ શાસનને જ વફાદાર હોય, તો તો તમારા આત્માના કલ્યાણનો જ વિચાર કરે અને લોકહેરીને નમસ્કાર કરે : એ જ રીતિએ તમે પણ જો આત્મકલ્યાણના અર્થી હો, તો જ તમારો એવા આચાર્ય આદિ સાથે મેળ જામે : નહિ તો શાસનને જ વફાદાર એવા પણ આચાર્ય આદિ તમને કડવા લાગ્યા વિના રહે નહિ.

## સંખ્યાથી ન મૂંઝાઓ :

સાચા-ખોટાની કે સારા-ખરાબની ગણના સંખ્યા ઉપરથી ન કરો, પણ વસ્તુ ઉપરથી કરો. કાળ જ એવો છે કે-'આચાર્ય આદિમાં પણ સારા વિરલ હોવાના અને વાંદરાના સ્વપ્નફલમાં ફરમાવેલા વાંદરા જેવા વધારે હોવાના.' ભગવાને કહ્યું છે કે-'સારા તો વિરલા જ થવાના!' એટલે સંખ્યાથી

ન મુંઝાઓ, પણ વસ્તુના પરીક્ષક બનો. પરીક્ષા પણ ત્યારે જ વાસ્તવિક થઈ શકે, કે જ્યારે તમારામાં સાચું આત્માર્થિપણું આવે. વિચારપૂર્વક–સમજપૂર્વક આત્માના અર્થી બનો. આવું કિંમતી જીવન પામ્યા છો અને આવી અનુપમ સામગ્રી મળી ગઈ છે, તો આત્માના હિતથી બેપરવા રહીને આ જીંદગીને અને આ સામગ્રીને એળે ન જવા દો.

## તમારી આવડત, બુદ્ધિ અને કુશળતા ધર્મની આરાધના માટે વાપરો :

તમારામાં સારાસારનો વિવેક કરવાની શક્તિનો અભાવ નથી : સાચું–ખોટું સમજી જ ન શકો એવા તમે બુદ્ધિહીન પણ નથી : અને સામાની દશા બીલકુલ પારખી શકો નહિ એવા લોઠ પણ તમે નથી. સારાસારનો વિવેક કરવાની શક્તિ, સાચું–ખોટું સમજવાની બુદ્ધિ અને સામાની દશા પારખવાની કુશળતા,–એ બધું તમારામાં કેટલા પ્રમાણમાં છે, તે તમારા દુનિયાના વ્યવહારોમાં તમે જે રીતિએ વર્તો છો, તે ઉપરથી જણાઇ આવે છે. એ આવડત, એ બુદ્ધિ અને એ કુશળતા જો અહીં વાપરો, તો તમે પણ ક્યાં કેમ છે અને કયી વાતમાં શું તથ્ય છે, તે તમારા પ્રમાણમાં જરૂર સમજી શકો. પણ આજે તો તમારી આવડત, બુદ્ધિ અને કુશળતા મોટે ભાગે તમારી પૌદ્ગલિક લાલસાની સિદ્ધિમાં વપરાઈ રહી છે, એટલે ધર્મનાં સ્થાનોમાં જ્યાં જરા ચર્ચા આવી પડે છે કે–તમે મુંઝાઈ જાવ છો. તમારી આવડત, બુદ્ધિ અને કુશળતા આદિનો આત્માના હિતને માટે જોઈતો ઉપયોગ નથી થતો અને ધર્મસત્ય જાણવા તરફ બેદરકારી છે, માટે જ વાત–વાતમાં

તમે શાસનને હાનિહારક એવી પણ એકતા અને સમાધાનની વાતો કરવા મંડી પડો છો, પણ સત્ય તરફ જોતા નથી. એકતા હોય તો ઘણું સરસ–એની ના નથી, સમાધાન થાય અને ટકયું રહે–એ પણ ઇચ્છવાજોગ છે, પણ એ એકતા અને એ સમાધાન સત્યને કચડી મારનારાં તો ન જ હોવાં જોઈએ ને ? સત્ય જળવાય તો સમાધાનથી લાભ થાય, પણ સત્ય જ જો ન જળવાતું હોય તો સમાધાન કરીને પણ કરવાનું શું ?

<u>સમાધાન :</u>

તમે તમારી નજર સત્ય તરફ રાખીને સમાધાનના લાખ પ્રયત્ન કરો, પણ સત્યને વેગળું મૂકીને સમાધાન કરવાનો કે કરાવવાનો વિચાર સરખો પણ ન કરો : પરન્તુ તમને એ પાલવતું નથી. તમારે તો તમારી બધી આવડત, શક્તિ, અને હોંશીયારી મોટે ભાગે સંસારમાં ખર્ચવી છે, પણ ધર્મસત્ય જાણવા માટે જોઈતા પ્રયત્નશીલ બનવું નથી. આ દશામાં તમે મુંઝાવ કે બીજાઓ તમને મુંઝવી જાય, તેમાં નવાઇ નથી. ભગવાને તો ચોખ્ખું ફરમાવ્યું છે કે–' આચાર્ય આદિમાં પણ મોટો ભાગ નુકશાન કરનારો પાકશે અને વિરલ જ સારા પાકશે. ' માટે જો તેવા મોટા ભાગથી બચી જવું હોય અને વિરલને શરણે રહી કલ્યાણ સાધી જવું હોય, તો સાચા પરીક્ષક બનો તથા એ માટે તમારી આવડત, બુદ્ધિ અને કુશળતા વિગેરેનો ધર્મસત્ય આદિ જાણવા વિગેરેમાં ઉપયોગ કરો.

## <u>સાધુઓને માટે આટલું સખ્ત કેમ કહ્યું ?</u>

આ સ્વપ્નનું ફલ આચાર્ય પ્રમુખ સાધુઓની સ્થિતિ દર્શાવનારૂં હોવાથી, આવી બાબતો પણ વિચારવી જરૂરી છે.

શ્રાવકોને અંગે તો હસ્તિ સ્વપ્નમાં સામાન્ય વાત કહી છે એમ કહીએ તો ચાલે, પણ સાધુઓને અંગે અહીં બહુ ભયંકર કહ્યું છે. ભયંકર કહ્યું છે તે ભડકાવવાને માટે નથી કહ્યું, પણ બનવાનું હતું માટે કહ્યું છે. આ ફલાદેશ સાંભળીને, તે સાથે અત્યારની સ્થિતિ પણ સરખાવવી જોઇએને? શ્રાવકોને માટે તો કહ્યું કે–'શ્રાવકો વિવેકવન્ત થઇને પણ હવેથી ક્ષણિક ઋદ્ધિસુખવાળા ઘરમાં લુબ્ધ બન્યા થકા વસશે અને દૌ:સ્થ્ય અથવા પરચક્રનો ભય ઉપસ્થિત થયે છતે પણ પ્રવ્રજ્યા લેશે નહિ: કદાચ પ્રવ્રજ્યા લેશે તો પણ કુસંગના યોગે તેનો ત્યાગ કરશે: વિરલ આત્માઓ જ કુસંગ પ્રાપ્ત થવા છતાં પણ વ્રતને પાળશે.' સાધુઓને માટે તો આનાથી ઘણું સખ્ત કહ્યું છે. માત્ર આ સ્વપ્નના ફલમાં જ નહિ, પણ આગળનાં સ્વપ્નોનાં ફલોમાં પણ સાધુવેષમાં રહેલા આચાર્યપ્રમુખ કેવા પાકશે, એનું વર્ણન કરાયું છે. સાધુઓને માટે આટલું બધું કેમ? કેમ તે એમ. એમની જોખમદારી સામાન્ય કોટિની છે? સાધુ એટલે શાસનને જ સમર્પિત થઇને આત્માનું સાધવા નીકળેલો તે કે બીજો કોઈ? બીજાના આત્માનું પણ તે ભલું કરે, પણ પોતાના આત્માનું ભૂંડું કરીને નહિ! ઉપાધ્યાય, આચાર્ય વિગેરે તો એથી ય આગળ વધેલા કહેવાય એટલે એમની જોખમદારી વધારે જ ગણાય તે સ્વાભાવિક છે.

## શાસનના નિમકને હલાલ ન કરી શકો તોય હરામ તો કરશો જ નહિ:

આ વેષના યોગે શ્રાવકો આચાર્યાદિમાં વિશ્વાસ મૂકે અને પછી એ જ આચાર્યાદિ શ્રાવકોને લૂંટવા માંડે, તો કયી હાલત

થાય ? આ વેષમાં રહીને જો સાધુ ભૂંડો નિવડે, તો એના જેવો દુનિયાના જીવોના આત્મહિતને હણનારો કસાઈ બીજો કયો હોઈ શકે ? ચારિત્ર ઓછું-વધતું પાળે, ઉત્તરગુણોમાં ખામી હોય, એ વિગેરે બનવાજોગ નથી એમ નહિ : પણ એ શાસનનો મટી જાતનો બને અને જાતને માટે શાસનના સત્યને ઓળવે, શાસનથી વિપરીત બોલે, તો એ કસાઈથી પણ ભૂંડો નિવડે. કસાઈ તો અવિશ્વાસુ જીવોને હણે છે, જ્યારે આ તો વિશ્વાસુઓને જ ગરદન મારે. કસાઈ બહુ બહુ તો સામાના એક ભવને ખરાબ કરે, જ્યારે આ તો ભવોભવનું ભૂંડું કરે. એકે એક સાધુએ સમજવું જોઈએ કે–' આ વેષમાં આવ્યા પછીથી જોખમદારી વધે છે. ' જે સાધુઓ શાસનના નિમકને હલાલ ન કરી શકતા હોય, તેમને પણ કહેવું જોઈએ કે– ' તમે શાસનનું નિમક હલાલ ન કરી શકો તો કાંઈ નહિ, પણ હરામ તો ન જ કરતા ! તમે તો કલ્પતરૂ નિવડી શકો એવા સ્થાનને પામ્યા છો, તો ઉન્માર્ગે ચઢી છેવટ કંટકતરૂ તો ન જ બનતા ! '

## આજે ય સુસાધુઓ નથી એમ નહિ :

સાધુઓની આ નિન્દા નથી, પણ વેષધારિઓની ટીકા છે અને તે પણ એટલા જ ખાતર કે–તમે એવાઓમાં ફસાતા બચી જાવ ! વેષધારિઓએ પૂર્વે પણ સારા સાધુઓને હેરાન કરવામાં બાકી રાખી નથી. આજે તો સમાજનો મોટો વર્ગ એવો છે, કે જે ધર્મનો વાસ્તવિક અર્થી નથી : અને અમૂક વર્ગ એવો ય પાકયો છે, કે જે ધર્મને જ નાબૂદ કરવાને ઈચ્છે છે. એ વર્ગને આવી ભગવાને કહેલી વાતો મળે તો નાચે,

પણ સમાજે સમજવું જોઇએ કે–'એવા ધર્મનાશકો તો સુવિહિત સાધુઓના જ દુશ્મનો છે અને વેષધારિઓના મિત્રો છે. ભક્ત તો તેમના સંસારના છે!' ધર્મદ્રોહિઓ તો આજે એમ જ કહી રહ્યા છે કે–'સાચા સાધુઓ છે જ નહિ.'–પણ ભગવાન કહે છે કે–'પાંચમા આરાના અન્ત સુધી સુસાધુઓ નહિ જ હોય, એવું કદિ પણ બનશે નહિ.' આજે સુસાધુઓ હયાત છે, પૂર્વે પણ હતા અને પાંચમા આરાના અન્ત સુધી રહેવાના! ધર્મના દુશ્મનો શાસનનું બગડે છે એની બળતરાથી સાધુઓ સામે બોલે છે એમ નથી, પણ તેમને ધર્મ જોઈતો નથી માટે બોલે છે. આપણે તો જે કાંઈ પણ કહીએ છીએ, તે વાસ્તવિક કહીએ છીએ અને આવું કહેવામાં પણ શાસનની ચિન્તા અગર ભવ્યાત્માઓના ધર્મધનની ચિન્તા એ જ કારણ રૂપે છે. આપણે તો એ જ કહેવા ઇચ્છીએ છીએ કે–આ કાળમાં પણ સાધુઓએ વિરલાની કોટિમાં રહેવાનો અને શ્રાવકોએ પણ એ વિરલા સાધુઓની જ ભક્તિમાં રક્ત રહેવાનો પ્રયત્ન કરવાનો છે.

## આજના ધર્મદ્રોહિઓના અંતરમાં તો ભયંકર પાપવાસના જાગેલી છે :

આજના દ્રોહિઓએ તો સુસાધુઓને ભાંડીને જૈન સાધુતાને લોકમાં હલકી પાડી છે. જો તેમને કુસાધુઓ ન ગમતા હોત અને સુસાધુઓ ગમતા હોત, તો તેઓ એવી રીતિએ વર્તત, કે જેથી સાધુતાનાં માન વધત, લોકનો સાધુતા ઉપરનો ચાહ વધત, કુસાધુઓને સમાજ તિરસ્કારતો બનત અને સુસાધુઓને સત્કારવામાં પાછી પાની કરત નહિ! એને

બદલે આજે તો વિપરીત પરિણામ આવ્યું છે અને આવતું જાય છે. આવા દ્રોહિઓની ડાહી ડાહી અને મીઠી મીઠી વાતો ઉપર જેઓએ વિશ્વાસ મૂકયો, તેઓમાંના કેટલાકોને હવે સમજાતું જાય છે કે-એનું ઉંધું જ પરિણામ આવ્યું છે. એ દ્રોહિઓમાં પહેલી નાલાયકી તો એ છે કે-તેઓ આવા ઉત્તમ જન્મને અને ઉત્તમ સંયોગને પામ્યા છતાં પણ વિરતિને પામી શકતા નથી અગર તો તેમના અંતરમાં સંસાર પ્રત્યે વિરાગ પ્રગટતો નથી, એ તેમને તેમની મહાકમનશિબી રૂપ લાગતું નથી. વિરતિ સાથે તો તેમને વૈર છે. વિરતિના માર્ગમાં જ તેમણે આજ સુધી કાંટા વેર્યા છે. તેમને જે દિવસે સાચી વિરતિ પામવાની ભાવના થશે અને સાચી વિરતિ ન પમાય તેમાં પોતાની ભયંકર કમનશિબી લાગશે, તે દિવસે તો તેમની હાલત જૂદી હશે. તેમના ઉદ્ગાર જૂદા હશે. પછી તે દેવ-ગુરૂ-ધર્મની મનફાવતી વ્યાખ્યાઓ નહિ બાંધે. ભગવાન મહાવીરદેવના સર્વજ્ઞપણામાં શંકા નહિ ઉઠાવે. સાધુઓને અન્નપાનાદિ આપશે તે તેમના સંયમના પૂજક બનીને આપશે, પણ આજના જેવી રોટલાનો બદલો લેવાની શરમભરી વાતો નહિ કરે. એમને એમના સંસારને લીલોછમ બનાવવાની એવી ભયંકર પાપવાસના જાગી છે કે-તે માટે તેઓ સાધુ અને સાધ્વીને પણ શાસ્ત્રવિરૂદ્ધ કામે લગાડવા માગે છે! શ્રી જૈનશાસન તો કહે છે કે-'જે નિર્ગ્રન્થ બનીને પોતાના અને પરના સંસારનો છેદ કરવાનું કામ કરવામાં રક્ત રહે છે, તે જ સાચો સાધુ છે.' દુનિયાદારીનો ઉપદેશ આપનારા અને-'દુનિયાદારીનાં કામો પણ સાધુસાધ્વીએ સમાજસેવા માનીને કરવાં જોઈએ.'-એવી છૂપી પણ પ્રેરણા કરનારા

આચાર્ય પ્રમુખ સાધુઓ, એ આ શાસનના સાધુઓ નથી, પણ શાસનની છાયામાં આરામ લેવા છતાં પણ શાસનરૂપ વૃક્ષના મૂળમાં કુહાડા મારનારા કૃતઘ્નો છે. ધર્મદ્રોહિઓ એવાઓને સાચા સાધુ માને છે! જો તેઓ સાચા સાધુપણાના ખપી હોત, તો તેમની દશા આ ન હોત! આપણે તો ભગવાને કહેલી આ સ્થિતિ એટલા માટે વિચારીએ છીએ કે–આના યોગે શિથિલ આત્માઓ શિથિલતા તજે, ઘણાઓને શિથિલ જોઈને જેઓ શાસનને નિન્દનારા બન્યા હોય અગર સાધુમાત્રથી ઉભગી ગયા હોય, તેઓ વિરલ સુસાધુઓની શોધમાં પડે અને જે આચાર્ય પ્રમુખ સાધુઓ વાંદરાના સ્વપ્નના ફલમાં કહેલા વિરલોથી વિપરીત હોય, તેમનાથી કલ્યાણના અર્થિઓ ચેતતા રહે. આ બધું પણ તેમને જ કામ લાગવાનું છે, તેમને જ રૂચિકર નિવડવાનું છે, કે જેઓ કુસાધુઓનો સંગ છોડવાને ઇચ્છે છે અને સુસાધુઓની સેવામાં રક્ત રહેવાના અભિલાષી છે.

## પરિણામમાં ચંચળતા, સત્ત્વની અલ્પતા અને વ્રતમાં પ્રમાદ :

શ્રી પુણ્યપાલ મણ્ડલેશને આવેલા કપિના બીજા સ્વપ્નનું ફલ દર્શાવતાં, ભગવાન શ્રી મહાવીર પરમાત્મા ફરમાવે છે કે–' હવેથી આચાર્ય વિગેરે ગચ્છમાં રહેલા સાધુઓ પ્રાયઃ વાંદરાની માફક ચંચળ પરિણામવાળા થશે.' વાંદરાની જાત બહુ ચંચળ હોય છે. ઝાડ ઉપર પણ એ જાત સીધી બેસી રહે નહિ. કાંઈક આડું–અવળું અડપલું પણ એને કરવા જોઇએ. એવી રીતિએ આચાર્ય વિગેરે ગચ્છમાં રહેલા સાધુઓ મોટે ભાગે ચંચળ પરિણામવાળા થશે. એટલું જ નહિ, પણ

વાંદરામાં જેમ પરાક્રમ નથી હોતું, તેમ આ પણ મોટે ભાગે અલ્પ સત્ત્વવાળા થશે. સામાન્ય રીતિએ સારા પણ કામમાં પરિણામની સ્થિરતા જેવી જોઈએ તેવી નહિ અને સત્ત્વ થોડું. શાસનનું કોઈ કામ આવે તો મોટે ભાગે ઝટ એમ કહી દે કે-'આપણી શક્તિ નહિ.' પરિણામમાં ચંચળતા અને સત્ત્વમાં અલ્પતા હોય, એટલે તેવા આત્માઓ પ્રાયઃ વ્રતમાં પ્રમાદી બન્યા વિના પણ રહે નહિ. અહીં કહે છે કે-'વ્રતમાં તે પ્રમાદને સેવનારા બનશે.' જે આવા બન્યા, તે કયો અનર્થ ન કરે, તે કહેવાય નહિ.

## ધર્મસ્થ આત્માઓને ધર્મથી પાડશે :

વાંદરાની જાતમાં સત્ત્વ ઓછું, પણ જે ગામમાં એ પેસે તે ગામનાં છાપરાંનાં નળીયાંનો પ્રાયઃ ભાંગીને ભૂકો કરી નાંખે. આ છાપરેથી પેલા છાપરે અને બીજા છાપરેથી ત્રીજા છાપરે એમ કુદ્યા કરે અને કોઈનું કાંઈ તો કોઈનું કાંઈ બગાડ્યા વિના જંપે નહિ. 'જે ગામમાં વાંદરાં રહે, તે ગામ-વાળાને જો તે હેરાન ન કરે, તો વાંદરાં કેમ કહેવાય?'-આવી તો એની છાપ. એ જ રીતિએ ચંચળ પરિણામવાળા, અલ્પ સત્ત્વવાળા અને વ્રતમાં પ્રમાદી બનેલા આચાર્યાદિ માત્ર પોતાનું જ બગાડીને અટકશે નહિ, પણ બીજા પણ ધર્મિઓને ધર્મમાં નહિ રહેવા દે. ધર્મી જો ધર્મમાં જ સ્થિર રહે તો તેમની પૂજા શી રીતે થાય? પોતે વિરૂદ્ધ કરે તે છતાં પણ ગપ્પાં મારીને એને સાચું ઠરાવવાનો પ્રયત્ન કરી, બીજા ધર્મિઓને પણ તેવા આચાર્ય વિગેરે ગચ્છમાં રહેલા સાધુઓ ધર્મથી ખસેડી નાખશે. તેમનો વિપર્યાસ કરશે. પોતે ચંચલપરિણામી છે, અલ્પસત્ત્વી છે અને

વ્રતમાં પ્રમાદી છે, એ છૂપાવવાને માટે તેમ જ પોતે જે ખોટું કરે છે તે પણ બરાબર છે એમ બતાવવાને માટે, તેઓ એવી એવી રીતિએ પ્રરૂપણા વિગેરે કરે, કે જેથી બીજા ધર્મસ્થ આત્માઓનો વિપર્યાસ થઈ જાય. ધર્માચાર્ય કહેવડાવવું, ધર્માચાર્ય તરીકે પૂજાવું અને સાચા ધર્માચાર્યને છાજતી કાર્યવાહી નહિ, ઉંધી કાર્યવાહી, એટલે બીજા ધર્મસ્થ આત્માઓને ધર્મથી પાડવાનો તેવાઓ પ્રયત્ન કરે તે સ્વાભાવિક છે. નિહ્નવો, કુમતીઓ અને શિથિલાચારી બની ઉન્માર્ગે ચઢેલા આચાર્યો વિગેરેનાં જીવનોનું નિરીક્ષણ કરીએ, તો દેખાય કે-તેમણે કયી કયી રીતિએ ધર્મમાં રહેલા બીજા આત્માઓને ઉન્માર્ગે ચઢાવી દેવાનો પ્રયત્ન કર્યો છે !

## ધર્મોદ્યોગમાં તત્પર વિરલા :

નિશ્ચિત વિચારમાં મીડું, સત્ત્વ એટલું કે-નળીયું ખખડે ને હૈયું ફટકે, તથા દશા એવી કે-વ્રત સીદાય તે હા, પણ જાત નહિ સીદાવી જોઇએ. ચંચળ પરિણામ છતાં હું સ્થિર વિચારવાળો છું એમ દેખાડવું હોય, સત્ત્વ અલ્પ છતાં હું મહાપરાક્રમી છું એમ દેખાડવું હોય અને જાતને સીદાવા નહિ દેવા વ્રત સીદાય તેની ચિન્તા ન હોય, એટલે તેવાઓ ધર્મિઓને ધર્મથી પાડે નહિ તો કરે પણ શું ? આચાર્ય વિગેરે ગચ્છમાં રહેલા સાધુઓ પ્રાય: આવા થશે, છતાં કેટલાક એવા પણ પુણ્યાત્માઓ રહેશે, કે જે સ્વપરહિતમાં આજ્ઞાને આધીન રહીને શક્તિ મુજબ રક્ત રહેશે. ધર્મોદ્યોગમાં તત્પર તો વિરલ આત્માઓ જ હશે, પણ હશે એ વાત નક્કી છે : તો આપણે એ વિરલ કોટિમાં જ રહેવાનો સદા પ્રયત્ન કરવો જોઇએ.

## લોકો પૂજતા રહે એ માટે શિથિલાચારિઓએ લોકોને ઉન્માર્ગે ચઢાવી દીધા :

ચંચળ પરિણામ, અલ્પ સત્ત્વ, વ્રતમાં પ્રમાદ અને બીજાને બગાડવાની પ્રવૃત્તિ–આ ચારેય વસ્તુઓ પૂર્વે પણ હતી અને આજે પણ સમ્યગ્ રીતિએ જોનારને સ્પષ્ટ દેખાય છે. આ ચાર વિરલ આત્માઓમાં જ નહિ હોય, એનો પણ આજે સાક્ષાત્કાર થાય છે. આ ચાર વસ્તુવાળા આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ સંખ્યાબંધ થવાના. પોતે ડૂબે અને સાથે બીજાઓને ડૂબાવે, એવી જાતિના આચાર્યો વિગેરે ઘણા થવાના. વિરલાઓ જ ધર્મોદ્યોગમાં તત્પર રહેવાના. ચંચળ પરિણામી, અલ્પસત્ત્વી અને વ્રતમાં પ્રમાદી આત્માઓની પ્રાયઃ એવી દુર્દશા થાય છે કે–તેઓ બીજા સારા ધર્મસ્થ આત્માઓને પણ બગાડ્યા વિના રહે નહિ. અણસમજુ પાસે તો બચાવની બારી થોડી, પણ સમજુ પાસે ઘણી. એને અપવાદને ઉત્સર્ગ બનાવી દેતાં વાર ન લાગે અને પાપનો ખોટો પણ બચાવ કરવા ખડે પગે તૈયાર રહે. જેણે આજ્ઞાની વિરાધનાનો ડર મૂક્યો, તે શું ન કરે ? કોઇ પૂછે કે–'સાધુથી આમ થાય ?' –તો પોતે અનાચાર કર્યો હોય અને તે કબૂલવાની તેવડ ન હોય, એટલે શાસ્ત્રના નામે મનાવી દે કે–'એમ પણ થાય.' પાલખીમાં બેસનારાઓએ શું કર્યું ? બેસાય એમ મનાવી દીધું. એમાં પોતાની વડાઇ માની અને લોકને મનાવ્યું કે– 'એમાં જ શાસનની વડાઈ છે.' કહે કે–'પાલખી કોણે આપી ? રાજાએ. આ પાલખી હોય તો લોક જાણે કે–આ રાજગુરૂ છે.' પાલખીમાં બેસનારાઓએ પણ આવી રીતિએ સેંકડોને સમજાવી દીધું અને હજારોને અનુયાયી બનાવી લીધા.

વચલા કાળમાં ઘણુા એવા થયા છે કે–વ્રતમાં ઠેકાણું નહિ ને પરિગ્રહનો પાર નહિ, છતાં પણ ત્યાગી સાધુ જો એને ન વાંદે તો ગામમાં રહી શકે નહિ. આ શાસનમાં, અને પૈસા વિગેરે પરિગ્રહ રાખનારા ગુરૂ, એ બેનો મેળ જામે? નહિ જ, છતાં એવાઓ પણ ગુરૂ તરીકે પૂજાયા. વેષ આ ને વર્તન જૂદું ! એવાઓનો પણ પક્ષ કરનારા આજે ય જીવે છે. અમૂક દિવસે સારા ગણાતા પણ અમૂક શ્રાવકો ગાદી જાળવવા ત્યાં જાય છે. એ રીતિએ એ વેષધારિઓએ અનેક આત્માઓને ઉન્માર્ગે ચઢાવી દીધા. પહેલાં પોતે વ્રતમાં પ્રમાદી બન્યા અને પછી સાધુ તરીકે પૂજાવાની લાલસા તજી શકાઈ નહિ, એટલે લોકો પૂજતા રહે માટે લોકોને ઉન્માર્ગે ચઢાવી દીધા.

## જે કેવળ જાતમાની હોય તેને માટે દૂરથી ડુંગરા રળીયામણા જેવું કરવું :

ભગવાન મહાવીર પરમાત્મા પુણ્યપાલ મણ્ડલેશ આદિને ફરમાવે છે કે–' હવે ગચ્છમાં રહેલા આચાર્ય વિગેરે સાધુઓ મોટે ભાગે ચંચળ પરિણામવાળા, અલ્પ સત્ત્વવાળા, વ્રતમાં પ્રમાદી અને બીજા ધર્મસ્થ આત્માઓને પણ સુધર્મમાં વિષ-ર્યાસબુદ્ધિ કરાવનારા પાકવાના. ' આ કાળમાં આમાંનું કેટલુંક પ્રત્યક્ષ દેખાય છે ને? ' આવી દશા થવાની છે. '–એમ સાંભળીને તમારે શું કરવાનું ? આજે એવી દશા જોઈ નેય શું કરવાનું ? એવાઓથી બચવા પ્રયત્નશીલ બનવાનું અને એ માટે સુગુરૂની શોધ કરવાની. કોઇ પણ ધર્મગુરૂ પાસે જાવ અને તમને લાગે કે–' આ શાસનના મહિમાને બદલે

પોતાનો મહિમા કરાવવા માગે છે. '–તો ઝટ તપાસ કરવી. જે જાતમાની હોય તેને માટે તો દૂરથી ડુંગરા રળીયામણા જેવું કરી દેવું. જેને શાસનનું માન ગમે તેટલું ઘવાય તેની પરવા નથી અને પોતાની જાતના માનને જરાક ટક્કર લાગે ત્યાં જે ઉંચો–નીચો થઈ જાય છે, તેને તમારી ધર્મ-લાગણીનો ગેરલાભ લેતાં વાર નહિ લાગે. એને લોકહેરીમાં પડી શાસનનું કામ નહિ કરવું હોય, છતાં–' ડરપોક કે લોકહેરીમાં પડેલો હું ન કહેવાઉં '–એની તેને ચિન્તા હશે, એટલે તે અવસરે પોતાની હીનતાને મુત્સદ્દીગીરી પણ ગણાવશે. તમારી શાસનસેવાની ભાવનાને તે શિથિલ કરી નાખશે. શાસનને શરણે રહેલા અને શાસનસેવાને માટે માનપાનાદિની પરવા નહિ કરનારાઓની પ્રશંસા તો તેમની જીભે નહિ થાય, પણ પોતે ખરાબ ન દેખાય તે માટે સારાઓને પણ તેઓ નિન્દશે. આ રીતિએ તેવા આચાર્ય વિગેરે સાધુઓ બીજા ધર્મસ્થ આત્માઓમાં પણ વિપર્યાસ કરી દેશે. વાંદરાની પણ એ જ દશા હોય છે ને ? જ્યાં સારૂં દેખાય ત્યાં ત્રાપ માર્યા વિના રહે નહિ. સારી ચીજ એની નજરે પડે, એટલે એ બનતાં સુધી બગાડ્યા વિના રહે નહિ.

સુઘરી અને વાંદરો :

વાંદરામાં એક બીજો દુર્ગુણ પણ હોય છે. એને કંઈ બગાડતો અટકાવવા જાવ, તો તે સામે દાંતીયાં કરે.

ઉપદેશને માટે પણ કેટલાક આત્માઓ નાલાયક હોય છે અને તેવા આત્માઓને ઉપદેશ દેવાથી તેમને કાંઈ ફાયદો થતો નથી, પણ ઉલ્ટું દેખીતી રીતિએ તો ઉપદેશ દેનારને

જ કાંઈક ને કાંઈક નુકશાન થાય છે. જો કે-શુદ્ધ બુદ્ધિથી આજ્ઞાનુસાર ઉપદેશાદિ દેનારાઓને પરમાર્થથી તો એકાન્તે લાભ જ થાય છે. આમ છતાં પણ એકાન્તે ઉપકારની ભાવનાથી તરબોળ હૃદયવાળા શાસ્ત્રકારોએ તેવા અયોગ્ય આત્માઓને ઉપદેશ દેવાની પણ મના કરી છે અને સુઘરી તથા વાંદરાનું દૃષ્ટાન્ત આપીને સમજાવ્યું છે કે-

"उपदेशो न दातव्यो, यादृशे तादृशे नरे ।"

વાંદરા અને સુઘરીનું દૃષ્ટાન્ત તો સુપ્રસિદ્ધ છે, છતાં પ્રસંગ છે તો ટુંકમાં તેનો ભાવ કહી દેવો એ ઠીક છે.

વાંદરો ઠંડીથી અકડાઈ રહ્યો હતો, એ જોઈને સુઘરીને એમ થયું કે-'આને એની મૂર્ખાઈનો ખ્યાલ આપું, કે જેથી ભવિષ્યમાં તે આગળથી ચેતે, પોતાને માટે વસવાનું સ્થાન બનાવી લે અને ફરીથી એને આવી ઠંડીમાં અકડાઈ જવું પડે નહિ!'

આવો વિચાર કરીને વાંદરાના ભલા ખાતર સુઘરી તેને કહે છે કે-'ભલા ભાઈ! તું બે હાથવાળો છે, બે પગવાળો છે અને મનુષ્યની આકૃતિ જેવી તારી આકૃતિ દેખાય છે, છતાં તું કેવો મૂઢ છે કે-આવી ઠંડીવાળી ઋતુ પસાર કરવાને માટે ઘર બાંધી રાખતો નથી?'

આમાં કાંઇ સુઘરીએ ખરાબ કહ્યું છે? ઠંડીથી મરતો હતો તો વાંદરો મરતો હતો, સુઘરી તો પોતાના માળામાં મોજ કરતી હતી, પણ એને દયા આવી એટલે કહ્યું કે-'મૂર્ખા! આવો છતાં તું ઘર કેમ બનાવતો નથી?'

સુઘરીએ તો સીધી, સાદી અને પેલાના જ ભલાની વાત કહી હતી, પણ જાત વાંદરાની ને? એનાથી આ સહન કેમ થાય? વાંદરાને તો એમ જ થયું કે–'એ વળી મને ઉપદેશ દેનારી કોણ?' એટલે વાંદરો સુઘરીને કહે છે કે–'વાહરે પવિત્ર મુખવાળી!' વાંદરો સુઘરીના મુખની મશ્કરી કરે છે! કારણ કે–ભાઈનું મુખ તો બહુ ઉજળું (?) ખરૂં ને? વળી કહે છે કે–'દુરાચારે!' હવે કલંક દે છે. છતાં સંતોષ નથી થતો, એટલે કહે છે કે–'રંડે!' કહો, કાંઇ બાકી રાખ્યું? પછી પાછો મશ્કરી કરે છે કે–'પંડિતવાદિનિ!'

સુઘરીને દયા આવી અને ઉપદેશ આપ્યો, એટલે એ બીચારીને માથે દુરાચારિપણાનો આરોપ આવ્યો અને રાંડ કહેવાઈ! એની મશ્કરી થઇ. વાંદરો આટલેથી અટકયો નહિ. તેણે કહ્યું કે–'**असमर्थो गृहारंभे, समर्थो गृहभंजने।**' જો સાંભળ, ઘર બનાવવામાં હું અસમર્થ છું, પણ મારામાં એક તો સામર્થ્ય તો છે જ અને તે એ કે–કોઈના બાંધેલા ઘરને ભાંગી નાખવાનું! મારા ઘરનો આરંભ કરવામાં હું અસમર્થ છું, પણ પારકાના ઘરને ભાંગી નાખવામાં તો હું સમર્થ છું.

આમ કહીને વાંદરાએ તે કરી બતાવ્યું. બીચારી સુઘરીના ઘરનો ભાંગીને ભૂક્કો કરી નાખ્યો.

## વાંદરા જેવી દશા:

વાંદરાનો આ દુર્ગુણ પણ ધર્મમાં શિથિલ એવા આચાર્ય વિગેરેમાં આવશે. જે એમને હિતશિક્ષા આપશે, તેનું નિકંદન કાઢવાની પેરવીમાં પેલા પડશે! પહેલી વાત જ એ કે–'મને ઉપદેશ દેનારો એ કોણ? હું કયાં ને તે કયાં? હરામખોર,

મને વગોવવાને માટે જ આવું કહે છે.' એવાને સારી, સાચી અને હિતકર પણ વાત કડવી જ લાગે. હૈયામાં ગર્વનો પાર નહિ, પાપની બીક નહિ અને મોટા તરીકે પૂજાવાની ભૂખ ગળા સુધી, એટલે એવાઓ સારાને અનેક રીતિએ કલંકિત કરવાના પ્રયત્ન કર્યા વિના રહે નહિ. અવસર પામીને, પાંચ પચીસ જુઠું કલંકો જ્યારે સુસાધુને માથે ઓઢાડે, ત્યારે તો એવાઓને કાં'ક ઠંડક વળે.

કુસાધુ શું કરે?

વાદરાંએ સુઘરીને શું કહ્યું? 'રાંડ, દુરાચારિણી, શુચિ-મુખી અને ડાહ્યાબોલી'–એમ કહ્યું ને? એ જ રીતિએ હિત-શિક્ષા આપનાર સુસાધુઓને કુસાધુઓ સંભળાવતા, સંભળાવે છે અને સંભળાવશે. કુસાધુઓને હંમેશાં સુસાધુઓ દુશ્મન રૂપ જ લાગવાના: કારણ કે–વિચક્ષણ અને ધર્માર્થી લોક તો સુસાધુઓના યોગે કુસાધુઓથી દૂર રહે જ અને એ જ દુશ્મનાવટનું કારણ. તેમાંય વળી સુસાધુ અને કુસાધુનું વર્ણન ચાલતું હોય, કોઈનેય વ્યક્તિગત ઉદ્દેશીને ન કહેવાતું હોય, છતાં પણ કુસાધુઓને એમ જ લાગે કે–આ મારી વિરૂદ્ધ જ બોલે છે! શાસનની તરફેણમાં બોલાય છે તે ન જૂએ, સાચું કહેવાય છે તે ન જૂએ, હું પાપી છું તેથી મને આમ લાગે છે એ ન વિચારે, પણ એવાને એમ જ થાય કે–' બસ, હું એને ખટકું છું!' આવા વિચારથી તેવા પાપાત્માઓ વધુ પાપી બને અને સુસાધુઓને જે જે રીતિએ નુકશાન પહોંચશે એમ લાગે, તે તે રીતિ શકય હોય તો અખત્યાર કરવાને ચૂકે નહિ. કાચો–પોચો સાધુ તો ફરી બોલતો જ બંધ થઈ જાય. એવા આચાર્ય વિગેરે સાધુઓ, આ વેષમાં રહીને પણ આ શાસનનો ઘોર દ્રોહ કરશે.

## શાસનની અવહીલના કરનારા :

અત્યારના વખતમાં પણ આમાંનુ કેટલુંક સાક્ષાત્ દેખાય છે અને જ્યારે આ વાતો તેમના જાણવામાં આવવાની, ત્યારે બીચારા નાહક બળવાના! પોતે ભૂલ કરે છે તેથી બળવાના નહિ, પણ એમને એ થાય કે-અમારી પોલ ખૂલી ગઈ, એથી બળવાના! પરન્તુ કલ્યાણકામી આત્માઓ તેવા આચાર્ય આદિ સાધુઓથી બચી શકે અને સુસાધુઓ પણ પોતાના ધર્મને બરાબર પાળી શકે, એ માટે આજ્ઞાને આધીન રહીને જરૂરી કહેવું, એ પરમ આવશ્યક છે. આપણે કોઈ વ્યક્તિને વ્યક્તિદ્વેષથી આંખ સામે રાખીને નથી બોલતા : અમૂક વ્યક્તિને માટે જ નથી બોલતા : પણ તેવા ચપલપરિણામી, અલ્પ સત્ત્વવાળા, વ્રતમાં પ્રમાદી અને પોતાનું એ રીતિએ બગાડવા સાથે બીજા પણ ધર્મસ્થ પુણ્યાત્માઓમાં ધર્મ વિષે વિપર્યાસબુદ્ધિ પેદા કરનારા આચાર્ય આદિ ગચ્છમાં રહેલા જે કોઈ સાધુઓ તેવા હોય, તે સર્વને અંગે આ કહેવાય છે. જેઓ તેવા નથી અગર તો તેવા બનવા ઈચ્છતા નથી, તેઓને આવું બોલાય તેથી ખીજાવાનું કારણ નથી. 'બધા આચાર્ય વિગેરે સાધુઓ આવા છે.'-એમ પણ આપણે કહેતા જ નથી. આપણે તો ઉલ્ટું એમ કહીએ છીએ કે-'સુસાધુઓ આજે પણ હયાત છે અને પાંચમા આરાના છેડા સુધી તેનો સર્વથા અભાવ થવાનો નથી.' પણ આ વેષમાં આજે ય એવા કુસાધુઓ હયાત છે, કે જેઓ પોતાના પાપે શાસનની અવહીલના કરાવી રહ્યા છે અને તે છતાં પણ થોડા એવા સુસાધુઓને માથે તદ્દન કલ્પિત રીતિએ જ શાસનની હીલનાનો ટોપલો ઓઢાડવાનું ભયંકર પાપ કરી રહ્યા છે!

હિતશિક્ષા દેનારની મશ્કરી કરશે :

આવાઓને શિક્ષા દેવાથી પરિણામ શું આવે ? બીચારી સુઘરીની વાંદરાએ જે દશા કરી, તેવી દશા કરવાનો જ પ્રયત્ન થાય કે નહિ ? ભગવાને વાનરસ્વપ્નનું ફલ વર્ણવતાં એ વાત પણ ફરમાવી છે કે-'તેવા આચાર્ય વિગેરે ગચ્છમાં રહેલા સાધુઓને, ધર્મમાં શિથિલ જાણીને, જે અપ્રમાદી સાધુઓ શિક્ષા દેવા જશે, તે અપ્રમાદી સાધુઓનો પેલા શિથિલાચારી સાધુઓ ઉપહાસ કરશે.' એવાઓને વ્રતમાં પ્રમાદી તથા બીજાઓને ધર્મથી ભ્રષ્ટ કરતા જોઈને, જે વિરલા સુસાધુઓ તેમને શિક્ષા દેવા જશે, તો પેલાઓ ગામડીયાઓ ગામડામાં આવેલા શહેરીની જેમ મશ્કરી કરે, તેમ સુસાધુઓની મશ્કરી કરશે. ગામડીયાઓને શહેરીની સારી પણ રીતભાત નવાઈ ઉપજાવે અને કેટલીક વાર તો શહેરીની રહેણી-કહેણી જોઇ-સાંભળીને ગામડીયાઓ શહેરીની મશ્કરી કરે. અહીં પણ ફરમાવે છે કે-'ધર્મમાં શિથિલ એવા તે આચાર્યાદિને જે અપ્રમાદી સાધુઓ શિક્ષા આપશે, તે અપ્રમાદી સાધુઓનો ધર્મમાં શિથિલ એવા આચાર્યાદિ, ગામડીયાઓ ગ્રામસ્થ શહેરીનો જેમ ઉપહાસ કરે તેમ, ઉપહાસ કરશે.' કહેશે કે-'જોયો મોટો શાસનનો રક્ષક પાકયો છે તે ! બેસ, બેસ, અમે તો વર્ષો કાઢયાં ને ઘણુંય કામો કર્યાં, પણ કદિ આ ધાંધલ અમે નથી જોઈ ! અને અલ્યા, અમને કહે છે, તે તું કેવો છે ?' આમ કરીને તેવા સુસાધુઓનો અને તેમની સત્પ્રવૃત્તિઓનો તેઓ ઉપહાસ કરે અને વખત આવ્યે કલંકો પણ દઈ દે ! આ રીતિએ સુસાધુઓનો ઉપહાસ ન કરે અને તેમને કલંકિત ન કરે, તો એ બીચારાઓ બીજું કરે પણ શું ?

## પ્રવચનની અવજ્ઞાનું પ્રબલ કારણ :

ભગવાને કપિસ્વપ્નના ફ્લને ફરમાવતાં જે જે ફરમાવ્યું છે, તે તે દરેક વાતને જેમ જેમ ઉંડે ઉતરીને વિચારવા માંડશો, તેમ તેમ તમને લાગશે કે–ખરેખર, એવા આચાર્ય વિગેરે સાધુઓના યોગે જ પ્રવચનની અવજ્ઞા થઈ રહી છે! પ્રવચનની અવજ્ઞા કરાવનારાઓ એવા પાપાત્માઓ જ છે. ભગવાનના માર્ગને ઝાંખો પાડનારા શાસનના ખરા વૈરિઓ તેઓ જ છે. બીજા પણ વૈરિઓ નથી એમ નહિ, પણ તેવા વૈરિઓ તો નથી જ. બીજાઓની તાકાત કેટલી? થોડી. આ તો ભગવાનનો વેષ લઈને ફરે, ભગવાનના નામે ચરે અને ભગવાનની આજ્ઞાને વેગળી રાખી શાસનને થતી હાનિની જરાય પરવા કર્યા વિના પોતાની પૂજા–પ્રતિષ્ઠા વધારવામાં જ ગુલ્તાન રહે. એટલા ખાતર તો એવાઓ ભગવાનના સાચા ભક્તોને ઉંધું સમજાવી ઉન્માર્ગે દોરે અને જે કોઈ તેમનામાં ન દોરાય તેમને પાયમાલ કરવાના પણ પ્રયત્નો કરે. કોઈ હિતની શિખામણ દે, તો તેની મશ્કરી કરે! આવા આચાર્ય આદિ સાધુઓના યોગે શું ન થાય? જેટલી અવજ્ઞા ન થાય તેટલી ઓછી. દીપ્તિમાન સ્વભાવવાળું પણ પ્રવચન જો ન શોભતું હોય, ઝાંખું પડતું હોય, તો તેમાં આ પ્રબળ કારણ છે.

## સાવધ બનો :

આજે પોતાનાં પાપોથી જેમ બને તેમ શાસનને ઝાંખું પાડનારા ઘણા છે, પણ ભગવાનનું શાસન હજુ ઘણો કાળ હયાત રહેવાનું છે, એટલે દરેક કાળમાં વિરલા પણ સુસાધુઓ તો રહેવાના જ છે. આવા કાળમાં સુસાધુઓનું અવલંબન

પામીને તરવાની ભાવનાવાળાઓએ ખૂબ સાવધ બનવા જેવું છે. આંખો મીંચીને-'જ્યાં વેષ ત્યાં ગુરૂતા.'-એમ માની ચાલ્યે, ક્યારે પડી જવાશે તે કહી શકાય નહિ. તમને પહેલાં કહ્યું અને ફરીથી પણ કહું છું કે-'જેણે કુસાધુથી બચવું હોય, સુસાધુને સેવવા હોય અને માર્ગમાં ટકી રહેવું હોય, તેણે તો પોતાની જેટલી આવડત હોય તેનો, પોતાનામાં જેટલી બુદ્ધિ હોય તેનો અને પોતાનામાં જેટલી કુશળતા હોય તેનો, સુગુરૂની પરીક્ષાદિમાં ઉપયોગ કરવો જોઈએ અને તે સાથે સુગુરૂની નિશ્રામાં રહીને સુધર્મની આરાધના કરવામાં પણ તેનો સદુપયોગ કરવો જોઈએ.'

## કપિ સ્વપ્નના ફલનો ઉપસંહાર :

મન્દિરનો નિષેધ કરે અને પોતાનું ધામ ઉભું કરવા તત્પર બને, એ તમારાથી ન ઓળખાય ? મન્દિર પણ પોતાની જ નામસ્થાપના વિગેરે માટે કરાવવા મથે, તે તમારાથી ન સમજાય? ધર્મનાં સ્થાનોમાં જાણી-જોઈને ભોઠ ન બનો ! જ્યાં કુશળતા ખર્ચવા જેવી છે ત્યાં ભોઠ બની જાવ છો, એથી તમે તમને જ નુકશાન કરી રહ્યા છો. દૃષ્ટિરાગમાં કદિ તણાવ નહિ. ગુણ દેખો તો ઝુકો. ગુણિને ગુણના અર્થી બનીને નમો : કારણ કે-સાધુને પણ માનવાના છે તે તેમનામાં રહેલા સાધુપણાને માટે અને પોતે તે ગુણ પામવાને માટે !

આ દશામાં પણ તમે જો કુસાધુને પલ્લે પડી ગયા, તો તે તમને દેવપૂજામાં પણ ઉંધું સમજાવશે અને ધર્મમાં પણ અવળે રસ્તે દોરી જશે. તમારી દેવ-ગુરૂ-ધર્મ પ્રત્યેની ભક્તિનો જેટલો લેવાશે તેટલો ગેરલાભ લેશે. એ ગેરલાભ

લેવાનું ચાલુ રહે તે માટે તમે ધર્મસ્થ હશો, તો તમને ધર્મમાં વિપર્યાસ બુદ્ધિવાળા બનાવી દેવાની અને ધર્મસ્થ નહિ હો તો સુધર્મને કદિ આ ભવમાં પામી શકો નહિ એવી તજવીજ કર્યા કરશે : કારણ કે-તમે જો સુધર્મને પામો તો તો તેમની કુસાધુતાને પીછાની જાવ અને એથી તેમને માનતા બંધ થઈ જાવ! આવાં આવાં કારણોને અંગે જ કહેવું પડે છે કે-'આરાધનાનો મૂખ્ય આધાર ગુરૂ છે, માટે ગુરૂની પરખ આદિ કરવામાં બેદરકાર ન રહો!'

તમારાં થોડાં નાણાં જેટલીય તમને જો ધર્મની ચિન્તા હોત, તો તો કુગુરૂના ત્યાગમાં, સુગુરૂના સ્વીકારમાં અને એ માટે સુગુરૂ-કુગુરૂની પરીક્ષાદિ કરવામાં તમે જેટલા બેદરકાર રહ્યા છો, તેટલા બેદરકાર રહેત નહિ : જેને નાણાં ધીરો છો તે નાણાં ડૂબાવે નહિ, તે માટે તમે ઓછી કાળજી રાખો છો? તેની શાખ વિગેરે બાબતોમાં તમે ઓછી તપાસ કરો છો? નહિ જ, પણ જ્યાં ગુરૂની વાત આવે, એટલે કહેશે કે-'આપણે બધા સરખા. ભગવાનનો વેષ તો છે ને?' ભગવાનનો વેષ પણ બહુમાન્ય છે એની ના નથી, પણ એ વેષમાં રહેલાને ઓળખવા માટે બેદરકાર ન રહેવાય અને પરીક્ષા કરતાં લાગી જાય કે-'આ તો વેષવિડમ્બક છે'-તો એનો ત્યાગ પણ કરી શકાય! ન ઓળખીએ ત્યાં સુધી નમીએ, પણ ઓળખી લઈએ કે-'આ વેષધારી.'-પછી એને નમસ્કાર હોય? પછી તો એવું જ વર્તન હોય, કે જેના યોગે સામાને પણ લાગી જાય કે-આ લોકો માત્ર વેષના કારણે કુગુરૂને પણ માને એવા નથી, પણ સુગુરૂને જ માનનારા છે!

આ કાળમાં કુગુરૂઓનું પ્રમાણ મોટું રહેવાનું છે એમ

ભગવાને કહ્યું છે, માટે કહું છું કે-આત્માનું હિત સાધવું હોય તો ચેતવા જેવું છે. શ્રી પુણ્યપાલ મણ્ડલેશને આવેલા કપિના સ્વપ્નનું ફલ વર્ણવતાં ભગવાને ફરમાવ્યું કે-‘ ગચ્છમાં રહેલા આચાર્ય વિગેરે સાધુઓ, પ્રાય:, કપિની જેમ ચપલ પરિણામવાળા થશે, અલ્પ સત્ત્વવાળા થશે અને વ્રતમાં પણ પ્રમાદી થશે તેમજ બીજા પણ ધર્મસ્થ આત્માઓનો એવાઓ વિપર્યાસ કરશે : પરન્તુ વિરલા આત્માઓ જ ધર્મો-દ્યોગમાં તત્પર થશે. ધર્મમાં શિથિલ એવા આત્માઓને જે અપ્રમાદિઓ શિક્ષા આપશે, તે અપ્રમાદિઓનો ધર્મમાં શિથિલ એવા તે આત્માઓ, ગામડીયાઓ ગ્રામસ્થ શહેરીનો જેમ ઉપહાસ કરે તેમ ઉપહાસ કરશે. આ રીતિએ હવેથી આરંભીને પ્રવચનની અવજ્ઞા થશે.’

પ્રવચનની અવજ્ઞા મૂખ્યત્વે તે કુસાધુઓના યોગે જ થઈ છે, થાય છે અને થશે, કે જે કુસાધુઓમાં ચંચળ પરિ-ણામ, અલ્પ સત્ત્વ, વ્રતમાં પ્રમાદ, બીજા ધર્મિઓને ધર્મમાંથી પાડવાની વૃત્તિ અને સાચો ઉપદેશ આપનાર સુસાધુઓની મશ્કરી કરવાની કુટેવ-આ દુર્ગુણો હતા, છે અને હશે. વિચારો કે-આ બધા દુર્ગુણો આવે કયારે ? સાધુ પૌદ્-ગલિક અનુકૂળતાનો અર્થી અને પ્રતિકૂળતાનો વૈરી બને, એટલે એના પતનનાં મંડાણ મંડાય. એ પછી જ્યાં વ્રતની શિથિલતામાં જ પાવરધો બની જાય, એટલે ‘આરાધકભાવ’ જાય અને ‘વિરાધકભાવ’ આવે, એ પણ સંભવિત છે. વિરાધક ભાવ આવે એટલે તે બીજા પણ ધર્માત્માઓની ધર્મબુદ્ધિમાં વિપર્યાસ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન પણ કરે, તે સ્વાભાવિક છે. પછી એવો કોઈના ઉપદેશને સાંભળે ? એ તો સાચી વાતને પણ

ખોટી ઠરાવવા મથે અને સારા સાધુને પણ કલંકિત કરવાના પેતરા રચે! આવાઓના યોગે પ્રવચનની અવજ્ઞા ન થાય, તો પછી કોના યોગે થાય? પ્રવચનની તે પાપાત્માઓ સ્વયં તો અવજ્ઞા કરે જ છે, પણ તેમના યોગે દુનિયાના અજ્ઞાન જીવોથી પણ અજાણતાં પ્રવચનની અવજ્ઞા થઈ જાય છે. પ્રવચનને મલિન કરનારા એવાઓને તમારે બરાબર પીછાની લેવા જોઈએ. એ જે કાંઈ બોલે તેને સાંભળતાં ચકોર રહેવું પડે: કારણ કે–તેવાઓ એમનું બને ત્યાં સુધી અધર્મને ધર્મ રૂપ મનાવવાનો પ્રયત્ન કરે. પોતાનું પાપ છૂપાવવાને એકતાની, શાંતિની અને અપવાદની ખોટી વાતો કરે! પણ એ તમે ક્યારે પીછાની શકો? તત્ત્વને જાણો અને સુગુરૂના સ્વીકાર માટે તથા કુગુરૂના ત્યાગ માટે તમારામાં પ્રબળ ભાવના જાગે તો! એ માટે તો ઉપકારી પરમર્ષિઓ ફરમાવે છે કે–'સમ્યગ્-દ્રષ્ટિને માટે ચારેય સદ્દહણા પણ પરમ આવશ્યક છે.'

  

ક્ષીરવૃક્ષ સ્વપ્નનો ફલાદેશ:

આ રીતિએ કપિસ્વપ્નના ફલને અંગેનો વિચાર પૂરો થાય છે. ત્રીજા સ્વપ્નમાં શ્રી પુણ્યપાલ મણ્ડલેશે ક્ષીરવૃક્ષ જોયું છે. એ ક્ષીરવૃક્ષના સ્વપ્નનું ફલ દર્શાવતાં ચરમ તીર્થપતિ ભગવાન શ્રી મહાવીરપરમાત્માએ જે ફરમાવ્યું હતું, તે જણાવતાં, કલિકાલસર્વજ્ઞ આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્ર-સૂરીશ્વરજી મહારાજા, પોતે રચેલા આ શ્રી ત્રિષષ્ટિશલાકાપુરૂષ-ચરિત્ર નામના મહાકાવ્યના દશમા પર્વના તેરમા સર્ગમાં ફરમાવે છે કે:—

"क्षीरद्रुतुल्याः सुक्षेत्रे, दातारः शासनार्चकाः ।
श्रावकास्ते तु रोत्स्यन्ते, लिंगिभिर्वंचनापरैः ॥१॥

"तेषां च प्रतिभास्यन्ति, सिंहसत्त्वभृतोऽपि हि ।
महर्षयः सारमेया, इवासारमतिस्पृशाम् ॥२॥

"आदास्यन्ते सुविहित–विहारक्षेत्रपद्धतिम् ।
लिंगिनो बब्बूलसमाः, क्षीरद्रुफलमीदृशाम् ॥३॥"

મોટે ભાગે સુસાધુઓને માથે આપત્તિઓ તો આવ્યા જ કરવાની :

આમાં પણ સાધુવેષને ધરનારાઓને અંગે જ કહેવામાં આવ્યું છે. વાંદરાના સ્વપ્નનું ફલ દર્શાવતાં જણાવ્યું કે–'**ते विपर्यासयिष्यन्ति धर्मस्थानितरानपि ।**' પ્રાયઃ વાંદરાના જેવા ચપલ પરિણામવાળા, અલ્પ સત્ત્વવાળા અને વ્રતમાં પ્રમાદી બનેલા ગચ્છમાં રહેલા આચાર્ય પ્રમુખ સાધુઓ, ધર્મમાં રહેલા બીજાઓને પણ ધર્મમાં વિપર્યાસબુદ્ધિવાળા કરશે. એ વાત ત્યાં સામાન્ય રીતિએ જણાવી અને અહીં તો શ્રાવકોને કયી રીતિએ ઉન્માર્ગે ચઢાવી દેવામાં આવશે, એ જણાવ્યું છે. અહીં સઘળા સાધુઓને નથી લીધા, પણ વેષધારિઓને લીધા છે. વેષધારિઓ પણ કેવા ? વંચના કરવામાં તત્પર. ઠગબાજી કરનારા. ઠગપણાનો ધંધો કરનારા વેષધારિઓ શ્રાવકોની કયી હાલત કરશે અને સુસાધુઓને વિહરવા લાયક ભૂમિઓને કયી રીતિએ બથાવી પાડશે, એ વાતનો આ સ્વપ્નફલમાંથી ઘણો સુન્દર ખ્યાલ મળી જાય છે. આ સ્થિતિ પણ આજે સમા-જમાં કેટલા અંશમાં વર્તી રહી છે, તેય ખાસ વિચારવા જેવું

છે. આ આઠેય સ્વપ્નોનો ફલાદેશ જો વાસ્તવિક રીતિએ વિચારાય, તો એમ લાગ્યા વિના રહે નહિ કે–'મોટે ભાગે સુસાધુઓને માથે આપત્તિઓ આવ્યા જ કરવાની.' સુસાધુઓ ગમે તેટલા સારા હોય અને સાચા હોય, તે છતાં પણ ઠગબાજી કરનારા વેષધારિઓ શ્રાવકોને એવી રીતિએ ઘેરી લેવાના, કે જેથી પેલા બીચારા સુસાધુઓથી ભડકયા જ ફર્યા કરે. સુસાધુઓ જ શ્રાવકોને ભૂંડા લાગે અને વેષધારી ઠગારાઓ પોતે જ શ્રાવકોને સારા લાગે, એવી દશા મોટે ભાગે રહેવાની અને એના યોગે સમાજમાં સુસાધુઓને માથે અનેક પ્રકારનાં ખોટાં કલંકો પણ આવ્યા જ કરવાનાં.

## શ્રી જિનેશ્વરદેવો દુનિયાના નિષ્કારણ બંધુ અને વેષધારિઓ દુનિયાના નિષ્કારણ દુશ્મન:

આવી દશા થવામાં મૂખ્ય દોષ આ વેષમાં ફરનારાઓનો જ રહેવાનો. આ વેષમાં રહે, મોજ ઉડાવે, સાહ્યબી ભોગવે અને તે છતાં પણ સુસાધુ તરીકેની નામનાની ભૂખમાં ઉણપ હોય નહિ, એટલે એ વેષધારિઓ સુસાધુઓના નિષ્કારણ શત્રુઓ બનવાના. શ્રી જિનેશ્વરદેવો દુનિયાના જીવોના નિષ્કારણ બન્ધુ ગણાય છે. એ તારકો દુનિયાના જીવોના નિષ્કારણ બન્ધુ બન્યા, ત્યારે એ તારકના નામે અને એ તારકના શાસનના યોગે ચરી ખાનારા વેષધારિઓ કલ્યાણના અર્થી જીવોના નિષ્કારણ શત્રુ બનવાના. પોતે ઉન્માર્ગે જવાના, બીજાઓને ઉન્માર્ગે ઘસડી જવાના અને જે કોઈ સન્માર્ગમાં રહેતા હોય, તેઓના માર્ગમાં કાંટા વેરવાના. સુસાધુઓને શ્રાવકો માને નહિ અને તેમને દેશ–વિદેશમાં વિચરવાની મુશ્કેલીઓ

પડે, એવી કફોડી હાલત બબ્બૂલ જેવા વેષધારિઓ કરવાના. શ્રાવકોને ઠગબાજી કરી વશ કરી લે, તેમની પાસે સુસાધુઓની સતત્ નિન્દા જ કર્યા કરે અને જે જે સારી વિહારભૂમિ હોય, ત્યાં ત્યાં પોતાનો અડ્ડો જમાવી દે. શ્રી મહાવીર પરમાત્માના શાસનમાં આવા વંચના કરવામાં કુશળ વેષધારિઓ પાકવાના છે, એ ભગવાને પોતે કહ્યું છે તો ખરૂં જ, પણ જો ભૂતકાલનો ઇતિહાસ તપાસો તો માલૂમ પડે કે–'મહાપુરૂષોને માથે પણ શી શી વીતી છે અને શાસનના સાચા ધુરંધર પુણ્યપુરૂષોને પણ વેષધારિઓના પાપે કેટલું કેટલું સહન કરવું પડ્યું છે!' વર્તમાન પરિસ્થિતિનું પણ જો બારીક અવલોકન કરવામાં આવે, વસ્તુને વસ્તુગતે વિચારાય, આવડત મેળવી કુશળતાથી નિરીક્ષણ કરાય અને દૃષ્ટિરાગથી પર રહી ધર્મરાગથી જ સંશોધન કરાય, તો માલૂમ પડે કે–'આ કાળમાં પણ સુસાધુઓને માથે પ્રપંચી વેષધારિઓ કેટલી આફતો વર્ષાવે છે.' આજે એવી પણ સ્થિતિ છે કે–'વેષધારિઓને પલ્લે પડેલા શ્રાવકો ગમે તેવા પણ સુસાધુની કારમી અવજ્ઞા કરતાં ય ખંચકાતા નથી.' પ્રપંચી વેષધારિઓએ તેમને એવા તો ઘેરી લીધેલા છે કે–'પ્રાયઃ તેમની લક્ષ્મીનો વ્યય પેલાઓની જાતપ્રભાવનામાં થાય છે અને શાસનનાં અનેક કાર્યો સીદાયા કરે છે.'

### સુક્ષેત્રમાં ક્ષીરવૃક્ષ જેવા દાતાર અને શાસનપૂજક શ્રાવકોને વેષધારી વંચકો ઘેરી લેશે :

આ સ્વપ્નનું ફલ દર્શાવતાં શ્રાવકોને ક્ષીરવૃક્ષની ઉપમા આપવામાં આવી છે. અહીં સુક્ષેત્રના વિશેષણ તરીકે 'ક્ષીર-

દ્રુતુલ્યાઃ' પદ વાપરવામાં આવ્યું નથી, પણ 'ક્ષીરદ્રુતુલ્યાઃ' એ પદ શ્રાવકોના વિશેષણ તરીકે વપરાએલું છે. શાસ્ત્ર કહે છે કે-શ્રાવકપણાના ગુણથી સંપન્ન એવા શ્રાવકો તો આ શાસનમાં ક્ષીરવૃક્ષ જેવા છે. એવા ગુણસમ્પન્ન શ્રાવકો, સુક્ષેત્રમાં ક્ષીરવૃક્ષ સમાન દાતાર હોય છે. ક્ષીરવૃક્ષોમાંથી જેમ ક્ષીર ઝરે, તેમ એવાય શ્રાવકો હશે, કે જેમનામાં ઉદારતા ઘણી અને એના યોગે જેઓ સુક્ષેત્રમાં ઝરનારા હશે. ક્ષીરવૃક્ષની માફક સુક્ષેત્રમાં દાતાર હોવા ઉપરાંત, તે શ્રાવકો શાસનના પૂજક પણ હશે. શાસન પ્રત્યે તે પૂજ્યભાવને ધરનારા હશે. શાસના પૂજક અને સુક્ષેત્રમાં ક્ષીરવૃક્ષ સમાન દાતાર એવા શ્રાવકોને વેષધારિઓ, કે જે ઠગપણાનો ધંધો કરનારા હશે, તે ઘેરી લેશે. વેષધારી અને છેતરપીંડી કરવામાં કુશળ એવા આ શાસનમાં પાકવાના અને તેઓ સુક્ષેત્રમાં ક્ષીરવૃક્ષની જેમ ઝરનારા તથા શાસનના પૂજક એવા શ્રાવકોને ઘેરી લેશે, આવું ભાવિ ભગવાને પોતે જ પોતાના શ્રીમુખે કહ્યું છે. ભૂતકાળમાં તથા વર્તમાન કાળમાં પણ અમૂક અમૂક અંશે આ વસ્તુનો પણ સાક્ષાત્કાર થયો છે તથા થાય છે. શાસનના પૂજક પણ શ્રાવકો પ્રાયઃ સુક્ષેત્રમાં પોતાના પૈસાનો વ્યય જેવો જોઈએ તેવો નહિ કરી શકે: કારણ કે-તેઓ વેષધારી વંચકોથી ઘેરાએલા હશે. વ્યય કરશે તો પણ મોટે ભાગે પેલાની દોરવણીથી એની નામનાદિની પૂંઠે કરશે. ઉદાર અને વિવેકશીલ શ્રાવકો હશે, પણ પેલા પ્રપંચી એવા હુંશીયાર થવાના કે-તેમની અંદરની પોલ દેખાવા દેવાના નહિ. આજે જો આ વસ્તુ નામ આદિ કહેવાપૂર્વક દાખલા આપીને જણાવાય, તો પ્રાયઃ મહા આક્રમણ આવ્યા વિના રહે નહિ.

## શાસનના સિદ્ધાંતો ઉપર આક્રમણ લાવનારા પુષ્ટ બને અને વધે એ માટે થઇ રહેલા કુપ્રયત્નો :

આજે લાખોનો વ્યય વેષધારી વંચકો ઉન્માર્ગની પુષ્ટિમાં કરાવી રહ્યા છે. અધર્મમાં પણ ધર્મ મનાવીને વેષધારી વંચકો ઉદાર અને વિવેકી શ્રાવકોના પણ પૈસાનું પાણી કરાવી રહ્યા છે. જે સુક્ષેત્રો આજે સીદાઈ રહ્યાં છે અને જે સુક્ષેત્રોની પુષ્ટિ તથા વૃદ્ધિને માટે આજે ઘણું ઘણું કરવા જેવું છે, તે સુક્ષેત્રો તરફ વેષધારી વંચકો ઉદાર શ્રાવકોના હૃદયમાં અરૂચિ જેવું તત્ત્વ ઉત્પન્ન કરી રહ્યા છે અને પોતાની નામના આદિ થાય તેને માટે ધર્મના નામે કેટલું ય દ્રવ્ય ખર્ચાવી રહ્યા છે. આ રીતિએ પણ શ્રી જૈનશાસનના સિદ્ધાંતો ઉપર આક્રમણ કરનારાઓ પુષ્ટ બને તેમજ વધે અને તે વેષધારી વંચકોની બોલબાલા બોલાયા કરે, એવું આજે પણ ઘણું ઘણું થઈ રહ્યું છે. આ દશા જોતાં પણ શ્રદ્ધાસંપન્ન, વિવેકી અને વેષધારી વંચકોની જાળથી કોઈ પણ કારણે બચી જવાને માટે ભાગ્યશાલી નિવડેલા શ્રાવકોને એમ થાય કે-ભગવાને ક્ષીરવૃક્ષ સ્વપ્નનું જે ફલ દર્શાવ્યું છે, તે યથાર્થ જ દર્શાવ્યું છે. ભગવાન જેવા ભગવાન, સર્વજ્ઞ, ત્રણે કાળના જ્ઞાતા, સર્વ પદાર્થના સર્વ પર્યાયોથી સુજ્ઞાત, એ કહે તેમાં ખામી હોય પણ શાની? આવું ફલવર્ણન વાંચવું, સાંભળવું અને પચાવવું, એ કાંઈ સહેલું નથી. આવું જાણ્યા પછી, જે આત્માઓ વેષધારી વંચકોના ફંદામાંથી બચવા સાથે, શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાને વળગી રહેનારા સુવિહિત સાધુઓની નિશ્રા વિના વિલંબે સ્વીકારે છે અને તેમ કરીને

સ્વપરહિતની સાધનામાં રક્ત બનવાને પ્રયત્નશીલ બને છે, તેઓ જ સુયોગ્ય છે અને પરમ ભાગ્યવન્ત છે.

## સુસાધુઓ પૂર્વે હતા, વર્તમાનમાં વિદ્યમાન છે અને પાંચમા આરાના અન્ત સુધી રહેવાના ય છે :

પુણ્યપાલ મણ્ડલેશને આવેલા ક્ષીરવૃક્ષના સ્વપ્નને અંગે કેવળ વેષધારી વંચકોની જ વાત ભગવાને સ્પષ્ટ કરી છે. એ વેષધારી વંચકો કયી રીતિએ શાસનના પરમ અંગભૂત સુસાધુઓને રંજાડશે, કયી રીતિએ શાસનના પરમ આધારભૂત સુવિહિત આચાર્યાદિ મુનિપુંગવોને અજ્ઞાન વર્ગની દૃષ્ટિમાં હલકા પાડશે, કયી રીતિએ કંટક સમાન બનીને એ મહાપુરૂષોના વિહારને મુશ્કેલ બનાવી દેશે અને કયી રીતિએ ક્ષીરવૃક્ષ માફક સુક્ષેત્રમાં ઝરનારા તથા શાસનના પૂજક શ્રાવકોને અવળે રસ્તે ચઢાવી દેશે, એ દર્શાવવામાં આવ્યું છે. આ બધા સાથે એક વાત તરફ વારંવાર ધ્યાન ખેંચવું પડે છે: કારણ કે–આવી વ્યાજબી પણ વાતોનો ઉંધો જ અર્થ કરીને અનર્થ મચાવવાનો પ્રયત્ન કરનારાઓ પણ આજે ઘણા છે. શ્રી જૈનશાસનમાં બધા જ સાધુઓ એવા વેષધારી વંચકો પાકશે, એમ નથી. હરેક કાળમાં થોડા કે વધતા પ્રમાણમાં પણ સુસાધુઓની હયાતિ તો રહેવાની જ અને તે ઠેઠ યુગપ્રધાન આચાર્યભગવાન શ્રીમદ્ દુપ્પસહસૂરિજી મહારાજા થશે ત્યાં સુધી! પાંચમા આરાના છેડા સુધી આ ભરતક્ષેત્રમાં કયારે ય પણ સુસાધુ નહિ હોય, એમ તો બનવાનું જ નથી. જ્યાં સુસાધુ નથી ત્યાં તો શાસન જ નથી. સુસાધુ વિના શાસન હોય નહિ. ભગવાન મહાવીરદેવ પછી અત્યાર સુધીમાં એક ક્ષણ

પણ એવી નથી ગઇ, કે જ્યારે સુસાધુનું અસ્તિત્વ જ ન હોય : વર્તમાન કાળમાં પણ સુસાધુઓ નથી એમ નહિ જ : અને પાંચમા આરાના અન્ત સુધી, જ્યાં સુધી શાસન છે ત્યાં સુધી, સુસાધુનો સર્વથા અભાવ થવાનો જ નહિ ! એટલે અત્યારના બધા સાધુઓ વેષધારી વંચકો છે, એમ ન માનતા : અત્યારે પણ સુસાધુઓ છે જ : પણ વાત એ છે કે–જો કોઈ એમ કહેતું હોય કે–'આજે વેષધારી વંચકો નથી જ.'–તો એ વાત ખોટી જ છે. વેષધારી વંચકો આજે પણ છે અને તેવા વેષધારી વંચકોએ ઉદાર શ્રાવકોને ઘેરી લઈને સુસાધુઓને સારા પણ શ્રાવકોની નજરમાં હલકા પાડવામાં બાકી રાખી નથી. એ તો એવા વેષધારી વંચકોની તાકાત નથી કે–સુસાધુઓ માત્રનો નાશ કરી શકે, એટલે મનમાં જ બળ્યા કરે છે અને થાય તેટલું ભૂંડું કરવાને ચૂકતા નથી. તેમનું નથી ચાલતું ત્યાં જ તેઓ મુંગા રહે છે, પણ એ વાત ખૂલ્લી જ છે કે–તેમની આંખમાં સુસાધુઓ કણીયાની માફક ખૂંચી રહ્યા છે.

## સુસાધુઓ સિંહસત્ત્વથી ભરેલા હોવા છતાં પણ કુતરા જેવા કોને લાગશે ?

વેષધારી વંચકોએ સુસાધુઓને લોકની માન્યતામાં સત્ત્વહીન ઠરાવી દીધા છે. એથી પણ સુસાધુઓ શાસનને એકાન્તે અનુસરતી વાત કરે, તો પણ બીચારા તે ઉભગી ગએલા શ્રાવકો જે રીતિએ તે વાત સાંભળવી જોઈએ, તે રીતિએ સાંભળી શકતા નથી. તેમની બુદ્ધિ, તેમની આવડત અને તેમની ધર્મ-વૃત્તિ–એ બધું વેષધારી વંચકોએ ઘેરી લીધું છે. અહીં એવું

આવે છે કે-સુક્ષેત્રમાં ક્ષીરવૃક્ષની જેમ ઝરનારા ઉદાર અને શાસનપૂજક એવા પણ શ્રાવકોના હૈયામાં, વેષધારી વંચકો દ્વારા એવી જાતિના સંસ્કારો નાખવામાં આવશે, કે જેથી અસારમતિને સ્પર્શેલા તે શ્રાવકોને સિંહસત્ત્વથી ભરેલા એવા પણ સુસાધુઓ કુતરા જેવા લાગશે. શાસ્ત્ર કહે છે કે-સુસાધુઓમાં સિંહસત્ત્વ નહિ હોય એમ નહિ, પણ વેષધારી વંચકોથી ઘેરાએલા અને એથી અસારમતિવાળા બની ગયેલા શ્રાવકોને તો, એ સુસાધુઓ કુતરા જેવા છે એમ લાગશે. પોતે ઘેરી લીધેલા શ્રાવકોની પાસે પેલા વેષધારી વંચકો હરહંમેશ સુસાધુઓની નિન્દા જ કર્યા કરે, સુસાધુઓનાં સારાં પણ કૃત્યોને ખોટાં તરીકે જ ઓળખાવ્યા કરે, સુસાધુઓ શાસનપ્રભાવના કરે ત્યારે પેલાઓ પોતાના શ્રાવકોને એમ સમજાવે કે-'શાસનની અપભ્રાજના કરી.' અને સુસાધુઓ શાસનના સિદ્ધાંતોનું રક્ષણ કરવાનો પ્રયત્ન કરે, તો પેલાઓ એને ઝઘડા તરીકે ઓળખાવે! આમ થાય એટલે અસાર મતિવાળા શ્રાવકોને સુસાધુઓ ગમે નહિ, તેઓ સિંહ જેવા લાગવાને બદલે કુતરા જેવા લાગે, એમાં નવાઈ પામવા જેવું કશું જ નથી!

## કલ્યાણના અર્થિઓએ પુદ્ગલની જંજાળમાંથી ઉંચા આવીને વિચાર કરવાની જરૂર :

જેમની મતિ સારાસારનો સુન્દર પ્રકારે વિવેક કરી શકે તેવી હોય અને એના યોગે જે પુણ્યાત્માઓ વેષધારી વંચકોથી ઘેરાઇ શકાયા ન હોય, એવા શ્રાવકો જ સુસાધુઓને સુસાધુઓ તરીકે અને કુતરા જેવા નહિ પણ સિંહ જેવા તરીકે ઓળખી શકવાના! તમારે પણ જો તરવું જ હોય, તો સાર-

વાળી મતિ કેળવવાને માટે પ્રયત્નશીલ બનવું પડશે. 'જ્યાં વેષધારી વંચકો હોય, ત્યાં અમે શું કરીએ ?'–એમ હાથ ધોઈ નાખ્યે તો કલ્યાણથી વંચિત રહી જવાશે. સુસાધુઓથી જરાય દૂર ન ખસવું અને વેષધારી વંચકોનો પડછાયો પણ ન લેવો, એ સહેલું કામ નથી : પણ જો કલ્યાણની વાસ્તવિક કામના હોય તો એમ કર્યા વિના નહિ ચાલે. 'અમે અજ્ઞાન, અમે ન સમજીએ.'–એમ કહેવાથી અને અસત્ય તથા સત્ય, ચારિત્રી તથા વેષધારી, એનો વિવેક નહિ કરવાથી, કાંઈ અકલ્યાણ થતું અટકાવી શકાશે નહિ. જીંદગી ટુંકી છે. આત્મા અનાદિ કાળથી પુદ્ગલની પંચાતમાં તો પડેલો જ છે. પૌદ્ગલિક પદાર્થોની પૂંઠે આત્માએ આજ દિ' સુધી શું નથી કર્યું ? એ જંજાળને આ ભવમાં પણ મજબૂત બનાવવી છે કે આ બધી સામગ્રીને પામીને એ જંજાળથી આત્મા સર્વથા મૂકાઈ જાય તેમ કરવું છે ? આત્માને આ જંજાળમાંથી સર્વથા મુક્ત કરવાની ભાવના ધરાવનારાઓ પણ જોસાચા–ખોટાનો, ચારિત્રી –વેષધારીનો, કલ્યાણમિત્ર–કલ્યાણદુશ્મનનો અને હિતાહિતનો વિવેક કરવાને માટે, પૌદ્ગલિક આળપંપાળમાંથી અમૂક સમય પણ ઉંચા ન આવે, તો પૌદ્ગલિક જંજાળમાંથી સર્વથા મૂકાઈ જવાની એમની ભાવના કયા પ્રકારની, એનો તો વિચાર કરો !

## કુતરા જેવા કોણ ?

જો વેષધારી વંચકો ન હોત તો તો ઘણી સરલતા હતી, પણ ભગવાને કહ્યું છે કે–મારા શાસનમાં વેષધારી વંચકો પણ પાકવાના. એ વેષધારી વંચકો સુક્ષેત્રમાં ક્ષીરવૃક્ષની જેમ ઝરનારા તથા શાસનપૂજક એવા પણ શ્રાવકોને ઘેરી લેવાના

અને એથી એ અસાર મતિને સ્પર્શેલા શ્રાવકોને, સિંહસત્ત્વથી ભરેલા હોય તેવા પણ સુસાધુઓ, કુતરા જેવા ભાસવાના! કુતરૂં એટલે રોટલાના ટુકડાને માટે લપ-લપ કરનારૂં, લાકડી દેખી ભાગી જનારૂં, પોતાની જાતને જોઈને ભસવા માંડનારૂં અને મારીને કાઢયું હોય પણ તુ-તુ કરો એટલે પાછું આવી લપ-લપ કરનારૂં! સિંહની દશા એથી ન્યારી જ હોય છે: સુસાધુઓની દશા કુતરા જેવી કદિ પણ હોતી નથી, પણ વસ્તુત: વેષધારી વંચકોની જ તેવી દશા હોય છે. તેમ છતાં પણ અસાર મતિને સ્પર્શેલા અને વેષધારી વંચકોથી ઘેરાએલા એવા શ્રાવકોને તો એવો પ્રતિભાસ થવાનો કે-'સુસાધુઓ કુતરા જેવા છે!'

**મઠ જમાવીને બેસશે:**

આ ઉપરાન્ત, સુસાધુઓ જે જે સારાં ક્ષેત્રોમાં વિહાર કરી શકે તેમ હોય, તે તે સારાં ક્ષેત્રોમાં પેલા વેષધારી વંચકો મઠ જમાવીને બેસી જવાના! એક તો વિહારક્ષેત્ર ટુંકું હોય અને તેમાં-વિહાર યોગ્ય ક્ષેત્રમાં સુસાધુઓને ઉપાશ્રયમાં સ્થાન મળે નહિ! કારણ કે-શ્રાવકોને વેષધારી વંચકોએ પહેલેથી જ એવા ઉભગાવી દીધા હોય કે-તેઓ ન તો સુસાધુઓને સાંભળે કે ન તો સુસાધુઓનો પરિચય કરે! કહેશે-'એ સારા-ખોટાના ઝઘડા અમારે નહિ જોઈએ! અમારે તો શાન્તિ જોઈએ!' કારણ કે-વેષધારી વંચકોમાં બગલાની શાન્તિ તો જોઈ હોય અને પેલાઓએ તેવું શીખવ્યું પણ હોય!

**પૂ. શ્રી મુનિસુન્દરસૂરીશ્વરજી મ૦નું કથન-'કોટવાળના વેષમાં ઘણા ચોટ્ટાઓ છે.'**

વિચાર કરી જૂઓ કે-વેષધારી વંચકો કયી રીતિએ આ શાસનને નુકશાન પહોંચાડવાના છે અને આરાધનાના કાર્યમાં

વિક્ષેપ નાખવાના છે! આમાં સાધુઓને માટે ઘણું આવવાનું, કારણ કે-ભગવાનની ગેરહાજરીમાં બેલી તો એ છે ને? એ રક્ષક મટી ભક્ષક બને ત્યારે કારમો અનર્થ મચે, તેમાં કશું આશ્ચર્ય પામવા જેવું નથી. એવો પણ વખત આવી લાગે કે-સુસાધુઓને પોતાના અંતરમાં જ બળ્યા કરવું પડે! શાસનનું કારમું અહિત થઈ રહ્યું હોય તે જોઈ તો શકાય નહિ અને વેષધારી વંચકોએ વાતાવરણ એવું ખડું કરી દીધું હોય કે-બોલવું ય ભારે થઇ પડે! એ દુઃખના માર્યા અન્તરમાં જ બળ્યા કરવું પડે કે બીજું કાંઈ થાય? સહસ્રાવધાની, સમર્થ મહાપુરૂષ એવા પણ આચાર્યભગવાન શ્રી મુનિસુન્દરસૂરીશ્વરજી મહારાજાને કહેવું પડ્યું છે કે-'કોટવાળના વેષમાં ઘણા ચોટ્ટાઓ ફરે છે, ત્યાં શું થાય? રાજા વિનાના રાજ્ય જેવી આ શાસનની દશા થઈ પડી છે!' ભગવાન શ્રી મહાવીર પરમાત્માને સંબોધીને, તે મહાપુરૂષે, શ્રી અધ્યાત્મ કલ્પદ્રુમના દેવ-ગુરૂ-ધર્મશુદ્ધિ નામના બારમા અધિકારમાં ફરમાવ્યું કે-'હે વીર! મુક્તિમાર્ગના વાહક તરીકે આપે સ્થાપિત કરેલા એવા પણ, આ કલિકાલમાં તારા શાસનમાં ઘણા લુંટારા પાકયા છે, કે જેઓ યતિ નામને ધારણ કરવા છતાં પણ ભોળા લોકોની પુણ્ય રૂપી જે લક્ષ્મી, તેને લૂંટી લે છે! રાજા વિનાના રાજ્યમાં શું કોટવાળો ચોરો નથી થતા?'

## શાસનની પ્રભાવના માટે એકલી શક્તિ જ કારગત નિવડતી નથી:

આવા શબ્દો કયારે ઉચ્ચારાયા હશે? શાસનમાં સાધુજનો એ તો કોટવાળોના સ્થાને છે, પણ એ કોટવાળોમાંના

જ ઘણાઓ ચોર બની ગયા છે! અને જ્યાં ખૂદ કોટવાળ તરીકે નીમાએલાઓનો મોટો ભાગ જ ચોર બને, તો પછી બાકી રહેલા થોડા પ્રમાણિક, વફાદાર અને સત્ત્વશીલ કોટવાળોને પણ મુંઝાવું પડે, એમાં નવાઇ જેવું નથી. કોટવાળના વેષમાં ચોટ્ટા બનેલા સાધુથી શાસન કેમ સારૂં રહી શકે? મહાન આચાર્ય મહારાજાઓને પણ આથીય કપરા સંયોગો આવ્યા છે. શક્તિ ઘણી હોય, પણ કરે શું? જીવોનું ભાગ્ય જોઈએ ને? અને પોતાનું પણ તેવું વિશિષ્ટ પુણ્ય જોઈએ ને? શાસનની પ્રભાવના કરવામાં એકલી શક્તિ કારગત નિવડતી નથી, પણ તેની સાથે બીજી ય ઘણી સામગ્રી જોઈએ છે. શક્તિ અજમાવવાની ક્યાં? ક્ષેત્રોમાં. એ ક્ષેત્રોને તો વેષધારી વંચકો બથાવી પડ્યા હોય અને વાતાવરણને બગાડી માર્યું હોય! ત્યાંના સારા પણ ગણાતા શ્રાવકોને એવા બનાવી મૂક્યા હોય કે–એમને પ્રાયઃ સુસાધુ પ્રત્યે વાસ્તવિક બહુમાન થાય નહિ! વેષધારી વંચકોએ એવી યોજના જ ઘડી રાખી હોય! એ તો સુસાધુમાં કાંઈક વિશિષ્ટ પુણ્યબળ હોય અને કોઈ કોઈ સારા આત્માઓનું ભાગ્ય સારૂં હોય, એટલે અવસરે અવસરે કાંઇક પણ ચમકારો આવ્યા વિના રહે નહિ!

## ભાગ્યશાલી હશે તે સાધી જશે:

આવી ભૂંડી હાલત આ શાસનની કોના પ્રતાપે થવાની? વેષધારી વંચકોના પ્રતાપે! વેષધારી વંચકો કેવળ પોતાની પૌદ્ગલિક લાલસાઓ, નામનાદિ કમાવાની ઈચ્છાઓ, એને આધીન બની જઈને મહા કારમો અનર્થ મચાવતા આવ્યા છે, મચાવે છે અને ભવિષ્યમાં પણ મચાવશે. આવું જાણ્યા

પછીથી, આપણે આપણું આત્મકલ્યાણ કેમ સધાય, તેનો જ ખાસ વિચાર કરવાનો! તમને એમ નથી લાગતું કે-જેઓ પરમ ભાગ્યશાલી હશે, તે જ શ્રાવકો આવા કાળમાં શ્રી જિન-શાસનની વિરાધનાથી બચીને આરાધના કરી શકશે? બહે-કાવનારા કેટલા? ઘણા. ઉભગાવનારાઓનો તોટો નહિ. ઉંધું કરે અને ઉંધું પ્રરૂપે! પાપ કરવું અને એના ઉપર પુણ્યની મહોરછાપ મારવી, એ જ એમનો ધંધો!

## તમે એવા બનો કે-તમારાથી પણ વેષધારિઓ ભાગતા ફરે :

આ સ્થિતિ સર્વથા નાબૂદ થઈ શકે, એ અશક્ય છે: માટે એવી સ્થિતિ હોય તો પણ આપણે શાસનથી તસુભર પણ આઘા ન ખસી શકીએ, તેની યોજના ઘડવાની! આજે તમે મોટે ભાગે તમારી પૌદ્‌ગલિક પ્રવૃત્તિઓમાં રોકાએલા રહો છો, પણ ખ્યાલ રાખો કે-તમે તમારી મહામૂલી સામગ્રીને ઉન્માર્ગે ખર્ચી રહ્યા છો. તમારા આત્માનો તમને જોઈતો ખ્યાલ કેમ નથી આવતો? આસ્તિક અને તે પણ શ્રી જિનેશ્વરદેવના શાસનના, એની આ ભૂંડી હાલત હોય? વેષધારિઓ તો તમારા જેવાથી પણ ભાગતા ફરે, એવા સુશ્રાવક તમે બનો! સુસાધુઓથી વેષધારિઓ જેમ ભાગતા ફરે છે અને ડરતા રહે છે, તેમ તમે પણ એવા સુશ્રાવક બનો કે-તમને જોતાં જ વેષધારી એક વાર તો ઠંડો થઈ જાય! વેષધારી ગમે તેટલો હુંશીયાર હોય, પણ હૈયાનું સાચું ધર્મબળ એ કોઈ જૂદી જ વસ્તુ છે. જે આત્મિક સત્ત્વ સુસાધુમાં હોય છે, તે ભયંકર વેષધારી વંચકમાં નથી જ હોતું.

એથી જ તે આત્માઓને સુવિહિત મહાત્માઓના માર્ગમાં કાંટા જેવું બનવું પડે છે. બાવળીયા જેવા બનીને તેઓ ભલે સુવિહિતોને વિહરવા યોગ્ય ક્ષેત્રોને ઘેરી લેતા હોય, અને એ માટે, ગમે તેવી પાપયોજનાઓ ઘડયા કરતા હોય, તે છતાં પણ સુસાધુઓથી તેઓ ડર્યા તો કરે જ છે! તમે પણ અંદરના સત્ત્વને ખીલવો અને સુધર્મના સાચા અર્થી બનો, તો એવા વેષધારિઓ તમારાથી પણ ભાગતા ફરે અને સુસાધુઓનું શરણુ ગ્રહીને તમે તમારૂં કલ્યાણ સાધી શકો. આજે તો હજુ સારો કાળ છે. સુસાધુઓની ખોટ નથી અને વેષધારિઓ કિંમત વિનાના બનતા જાય છે. પણ એ બધાનો લાભ કોણ ઉઠાવી શકે? લાભ લેવો હોય તે ને? ખેર, જે પુણ્યાત્માઓ ચકોર બનીને વિરાધનાથી બચશે અને આરાધનામાં તત્પર બનશે, તે આત્માઓ આ કાળમાં પણ પોતાનું કલ્યાણ સુન્દરમાં સુન્દર રીતિએ સાધી જશે, બાકી તો જેવું જેનું ભાગ્ય!

  

# પ્રવચન ત્રીજું :

આસો વદ બીજી ચૌદશ : વિ. સં. ૧૯૯૨
તા. ૧૩ : નવેમ્બર : ૧૯૩૬, શુક્ર

## મોક્ષ જ અર્થભૂત :

વર્ત્તમાન શાસનના નાયક, આ અવસર્પિણી કાળના ચરમ તીર્થપતિ, અનન્ત ઉપકારી અને અનન્તજ્ઞાની શ્રી મહાવીર પરમાત્મા છેલ્લે છેલ્લે 'અપાપા' નામની નગરીમાં પધાર્યા છે. ત્યાં, પોતાના આયુષ્યના પર્યન્તને જાણીને, ભગવાને અન્તિમ દેશના દીધી છે. અન્તિમ દેશનામાં ભગવાને શું ફરમાવ્યું, તે આપણે જોઈ ગયા છીએ. આ દુનિયામાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમ પુરૂષાર્થો ચાર છે: પણ તે ચાર પુરૂષાર્થોમાં જે અર્થ અને કામ પુરૂષાર્થો છે, તે બે પુરૂષાર્થો તો નામના જ અર્થભૂત છે: પરમાર્થદૃષ્ટિએ તો, અર્થપુરૂષાર્થ અને કામપુરૂષાર્થ, એ બન્ને ય પુરૂષાર્થો પ્રાણિઓને માટે અનર્થભૂત છે. દુનિયામાં જો ખરેખરો કોઇ અર્થભૂત પુરૂષાર્થ હોય, તો તે એક માત્ર મોક્ષ જ છે. જ્યારે મોક્ષ

એ જ એક સાચો પુરૂષાર્થ છે, ત્યારે ધર્મપુરૂષાર્થ કેવો ? એને માટે કહ્યું કે-' સંસાર રૂપ સમુદ્રથી તારનારો સંયમાદિ દશ પ્રકારનો જે ધર્મ છે, તે મોક્ષનું કારણ છે.' આથી સમજી શકાય તેમ છે કે-જે ધર્મ પરંપરાએ પણ મોક્ષનું કારણ હોય, તે ધર્મ પણ અર્થભૂત છે.

## જે ધર્મથી મોક્ષ સધાય તે જ વસ્તુતઃ ધર્મ ગણાય :

જે ધર્મ કેવળ અર્થ કે કામના જ કારણભૂત બને, તે ધર્મ, વસ્તુતઃ ધર્મની કોટિમાં પણ જતો નથી અને અર્થભૂત પણ ગણાતો નથી, એમ પણ આ કથનથી સિદ્ધ થઇ જાય છે. વાસ્તવિક ધર્મ તે, કે જે વહેલો યા મોડો મોક્ષનું કારણ બને. જે ધર્મ કયારે ય પણ મોક્ષનું કારણ બને નહિ અને સંસારનું જ કારણ બને, તે દેખાવમાં ધર્મ હોય, તો પણ વસ્તુતઃ તે ધર્મ નથી. તમે એ વિચારો કે-'તમારો ધર્મ મોક્ષના કારણ રૂપ છે કે નહિ ?' આપણે કદાચ ઘણો થોડો પણ ધર્મ કરી શકતા હોઈએ, તે છતાં પણ આપણી એટલી સાવધગીરી તો હોવી જ જોઈએ કે-પરંપરાએ પણ આપણો ધર્મ મોક્ષનું કારણ બને. ધર્મની અર્થભૂતતા શાથી ? ધર્મનું ઉપાદેયપણું શાથી ? એથી જ કે-'ધર્મ મોક્ષનું કારણ છે.' ધર્મથી મોક્ષ સધાય છે માટે જ ધર્મની મહત્તા છે. જે ધર્મ સિદ્ધિનું સાધન નહિ, તે વસ્તુતઃ ધર્મ પણ નહિ.

## વિષાદિ અનુષ્ઠાનોનો નિષેધ કેમ ?

આથી જ, જ્ઞાની મહાપુરૂષોએ પાંચ પ્રકારનાં અનુષ્ઠાનોમાં વિષાદિ અનુષ્ઠાનોને 'અસદનુષ્ઠાનો' તરીકે જણાવીને તેનું તજવાપણું જણાવ્યું છે અને ' તદ્હેતુ-અનુષ્ઠાન ' તથા ' અમૃતાનુ-

ષ્ઠાન' એ બે અનુષ્ઠાનોને 'સદનુષ્ઠાનો' તરીકે જણાવી તેનું આદરવા લાયકપણું જણાવ્યું છે. વિષાદિ અનુષ્ઠાનો જો પરંપરાએ પણ મોક્ષનું કારણ જ બનતાં હોત, તો જગતના જીવોનું એકાન્તે કલ્યાણ ચાહનારા જ્ઞાનિઓ, તે વિષાદિ અનુષ્ઠાનોનો નિષેધ કરતા નહિ. અનુષ્ઠાનો ઉત્તમમાં ઉત્તમ, પણ તેમાં વિષાદિ ભળેલાં નહિ હોવાં જોઈએ. મોક્ષના કારણ-ભૂત નહિ બનનારી એવી ધર્મક્રિયાઓ દ્વારા દેવલોકાદિ મળે, તો તેની જ્ઞાનિઓ કિંમત આંકતા નથી : કારણ કે–તે ક્રિયાઓ, કર-નાર યોગ્ય હોય તો એટલી ઉચ્ચ કોટિની છે કે–મોક્ષનું કારણ બન્યા વિના રહે નહિ. વળી જ્ઞાનિઓ એ દેવલોકના ઉપભોગ પછીની દુર્દશાને પણ જોનારા હોય છે, એટલે જ તેવાં અસદનુ-ષ્ઠાનોનો નિષેધ કરે છે. જે ક્રિયાઓ પરિણામે હાનિકર નિવડે તેમ હોય, તે ક્રિયાઓનો ઉપદેશ ઉપકારિઓ તો આપે જ નહિ.

## ધર્મની ઉપેક્ષા કરવી તે વસ્તુતઃ દુઃખત્યાગ અને સુખપ્રાપ્તિની ઉપેક્ષા કરવા જેવું છે :

ઉપકારિઓનું લક્ષ્ય મોક્ષ છે. દુનિયાના જીવો જ્યાં સુધી મોક્ષ નહિ પામે, ત્યાં સુધી દુઃખ માત્રથી મૂકાવાના નથી અને સુખના સર્વસ્વને પામવાના નથી. દુઃખ માત્રનો અભાવ અને સુખના સર્વસ્વનો સદ્ભાવ એક માત્ર મોક્ષમાં જ છે. આથી જ ભગવાન શ્રી મહાવીરપરમાત્માએ ફરમાવ્યું કે–

"अर्थस्तु मोक्ष एवैको"

અને ધર્મને અંગે જણાવ્યું કે–

"धर्मस्तस्य च कारणं ।
संयमादि–दशविधः; संसाराम्भोधितारणः ॥"

સંયમાદિ દશ પ્રકારનો ધર્મ, કે જે સંસારથી તારનારો છે, તે મોક્ષનું કારણ છે. આ પછી પણ ભગવાન શ્રી મહાવીર પરમાત્માએ ફરમાવ્યું કે–સંસાર અનન્ત દુઃખવાળો છે, જ્યારે મોક્ષ અનન્ત સુખવાળો છે. અનન્ત દુઃખવાળા સંસારથી છૂટવાનું અને અનન્ત સુખવાળા મોક્ષને મેળવવાનું જો કોઈ પણ સાધન હોય, તો તે એક માત્ર ધર્મ જ છે. પાંગળો પણ આદમી જો માર્ગે ચઢેલો હોય છે, તો ક્રમે કરીને દૂર પહોંચી શકે છે: તેમ ઘન-કર્મવાળા પણ આત્માઓ જો ધર્મમાં સ્થિત હોય છે, તો મોક્ષને પામે છે. ધર્મમાં એ તાકાત છે કે–એ ગમે તેવાં કર્મોનો નાશ કરી દે છે અને આત્માને અનન્ત સુખના ધામ રૂપ મોક્ષમાં પહોંચાડી દે છે. માત્ર વાત એ છે કે–આપણે ધર્મને ધર્મ રૂપ રહેવા દેવો જોઈએ અને ધર્મના માર્ગથી ચલિત થવું જોઈએ નહિ. એ વાત પણ ધ્યાનમાં રાખવાની છે કે–'ધર્મનું અવલંબન સ્વીકાર્યા વિના કદિ પણ અનન્ત દુઃખવાળા સંસારથી મૂકાવાનું નથી અને અનન્ત સુખવાળા મોક્ષને પમાવાનું નથી.' દુઃખનો નાશ અને સુખની પ્રાપ્તિ–એ માટે એક માત્ર સાધન ધર્મ જ છે: એટલે ધર્મની ઉપેક્ષા કરવી, તે વસ્તુતઃ દુઃખત્યાગ અને સુખપ્રાપ્તિ–એની જ ઉપેક્ષા કરવા જેવું છે.

## ભયંકર ભાવિસૂચક સ્વપ્નો:

આ રીતિએ, ધર્મદેશના કરીને ત્રણ જગતના ગુરૂ ભગવાન શ્રી મહાવીરપરમાત્મા વિરામ પામ્યા, એટલે મણ્ડલેશ પુણ્યપાલે ભગવાનને નમસ્કાર કરીને વિનંતિ કરી કે–' હે સ્વામિન્! આજે મેં આઠ સ્વપ્નો જોયાં છે. તેમાં પહેલા સ્વપ્નમાં હાથીને જોયો, બીજા સ્વપ્નમાં વાંદરાને જોયો,

ત્રીજા સ્વપ્નમાં ક્ષીરવૃક્ષને જોયું, ચોથા સ્વપ્નમાં કાગડાને જોયો, પાંચમા સ્વપ્નમાં સિંહને જોયો, છઠ્ઠા સ્વપ્નમાં કમળને જોયું, સાતમા સ્વપ્નમાં બીજને જોયું અને આઠમા સ્વપ્નમાં કુંભને જોયો. આમ મેં ક્રમે કરીને આઠ સ્વપ્નોને આજ રાત્રે જોયાં છે, તો હે ભગવન્! આપ તેના ફલને કહો! હું તો તે આઠ સ્વપ્નોના દર્શનથી ભયને પામ્યો છું.' પુણ્યપાલ મણ્ડલેશ, એ પણ પરમ પુણ્યાત્મા છે. શાસનને સમર્પિત થયેલા આત્માની દશાને એ પુણ્યાત્મા ધારણ કરનારા છે. શાસન એ પુણ્યાત્માની રગ રગમાં પરિણામ પામેલું છે. હાથી આદિ આઠ સ્વપ્નો જોવાથી, એ પુણ્યાત્મા ભયને પામ્યા છે, એ સૂચવે છે કે–તે તે સ્વપ્નો કોઇ તેવી ભયને પેદા કરનારી સ્થિતિવાળાં જ જોયેલાં હોવાં જોઈએ. ભગવાને એ સ્વપ્નોનું જે ફલ વર્ણવ્યું છે, તે જોતાં પણ એ સ્વપ્નો ભયાનક ભાવિનાં સૂચક જ હતાં, એમ જણાઈ આવે છે.

## સુસાધુ થોડા ને વેષધારી વધારે :

આપણે એ આઠ સ્વપ્નોમાંથી ત્રણ સ્વપ્નોનું ભગવાને જે ફલ વર્ણવ્યું તે જોઇ ગયા છીએ. પરમ ઉપકારી કલિકાલસર્વજ્ઞ આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ, ભગવાને તે આઠ સ્વપ્નોનાં ફરમાવેલાં ફલોની નોંધ શ્રી ત્રિષષ્ઠિશલાકાપુરુષચરિત્ર નામના મહાકાવ્યના દશમા પર્વના તેરમા સર્ગમાં કરેલી છે. આ ફલવર્ણન જાણીને તેના ઉપરથી આપણે શો બોધ લેવો એ લાભકારી છે, તે પણ આપણે વિચારી ગયા છીએ. જેમ જેમ કાળ જતો જાય છે, તેમ તેમ ધર્માત્માઓ વિરલ બનાવાના અને વંચકોનો રાફડો

ફાટવાનો ! ધર્મના બખ્તર નીચે પણ વંચના કરનારાઓની સંખ્યા વધતી જવાની અને ધર્મને જીવનમાં ધર્મ રૂપે ઉતારી જાણનારા વિરલ રહેવાના. સુસાધુ થોડા અને વેષધારિઓ વધારે. શાસનમાં રહેલા દેખાય, તે છતાં પણ શાસનને વફાદાર જૂજ અને શાસનને કોરી ખાનારાઓની બહુમતિ ! –આ દશા થશે. જ્યારે આવી દશા હોય, ત્યારે તો ખાસ કરીને બહુમતિ ને લઘુમતિની વાતો પડતી મૂકવી જોઇએ અને સત્યની જ ગવેષણા કરનારા બની જવું જોઈએ.

## સત્યની ગવેષણા ક્યારે થાય ?

સત્યની ગવેષણા ક્યારે થઈ શકે ? તમને તમારી દશા ઉપરથી એમ લાગે છે કે–'તમે સત્યના અર્થી છો ?' સંસાર પ્રત્યે રોષવાળા અને મોક્ષ પ્રત્યે ગાઢ રાગવાળા બન્યા સિવાય, પારમાર્થિક સત્ય હાથ લાગી જાય ? નહિ જ, કારણ કે–અર્થ અને કામના જે રસીયા છે, અર્થ અને કામના જે ઉપાદેયભાવે અર્થી છે, અર્થ અને કામમાં જેઓ કલ્યાણ માને છે, અર્થ અને કામને માટે જેઓ ધર્મને નેવે મૂકે છે, દુનિયાદારીને સાચવવા તથા વધારવાને માટે જ જેઓ ઉત્સુક છે અને જેઓ કેવળ ફુરસદ મળે તો જે મળ્યા તે દેવની અને જે મળ્યા તે ગુરૂની મનફાવતી રીતિએ સેવા કરી જવાથી વધુ કશું કરવાને તૈયાર નથી, તેઓ સત્યની ગવેષણા કરી શકે નહિ. સત્યની ગવેષણા કરવી હોય તો પુદ્ગલ તરફથી દૃષ્ટિ પાછી ફેરવી જોઈએ અને આત્માના હિત તરફ દૃષ્ટિ ચોંટવી જોઈએ. આત્માનું કલ્યાણ સાધવું છે, એ ધ્યેય બની જવું જોઇએ અને એ માટે મોક્ષના અર્થી બનવું જોઇએ.

## મોક્ષના અર્થી બનો :

તમે જો મોક્ષના અર્થી બનો, તો તમારે માટે સત્યની ગવેષણા બહુ સહેલી બની જાય. મોક્ષનો અર્થી કુગુરૂ-સુગુરૂને પારખવામાં કુશળ બની જાય. મોક્ષનો અર્થી પણ કુગુરૂ રૂપ વંચકથી ન જ છેતરાય એમ નહિ, પણ મોટે ભાગે બચી જાય. આત્માને ડૂબતો બચાવે, આત્માને તારે, પુદ્ગલ તરફ જતાં રોકે અને આત્માના ગુણોને ખીલવવાની પ્રેરણા કરે, એવા ચારિત્રશીલ સુગુરૂઓના શરણને પામેલા આત્માઓ તો આ કાળમાં પણ મોક્ષમાર્ગની શક્તિ મુજબ આરાધના કરી શકે છે. વંચકો ઘણા છે, ઘણા રહેવાના, પણ આપણે કયી રીતિએ વિરલ કોટિના આત્માઓને પનારે પડી જઈએ, એ ખાસ જોવાનું છે. વંચકોની મોટી સંખ્યાથી કે વંચકોના ખોટા આડંબર માત્રથી જરા પણ મુંઝાયા વિના, શાસનને સમર્પિત એવા વિરલ પુણ્યપુરૂષોનો આજ્ઞામાં રહેવું, એ જ કલ્યાણમાર્ગ છે—એ આમાંથી સમજવાનું છે.

## આરાધનામાર્ગથી ભ્રષ્ટ થઇ જવાય નહિ-તેની વધુ કાળજી રાખવી જોઇએ :

જ્યાં સુધી ભગવાનના શાસનની હયાતિ છે, ત્યાં સુધી વિરલ પણ ધર્માત્માઓ જીવતા તો રહેવાના જ છે. માત્ર કાળનો મહિમા એ કે-વંચકો ઘણા પાકવાના. જે શાસનના નામે મોજ કરે, જે શાસનના નામે માનપાન ભોગવે, જે શાસનના નામે લોકમાં પૂજાય અને જે શાસનના નામે જગતમાં ગુરૂ થઈને ફરે, તેજ શાસનને માટે એ વંચકો દુશ્મનનું કાર્ય કરવાના. જેના તરફથી શાસનની પ્રભાવનાની

આશા રખાય, તેઓ જ શાસનની અપભ્રાજના કરવાના અને શાસનની અપભ્રાજનાના પોતે જ સાચા કારણભૂત હોવા છતાં પણ, શાસનને વફાદાર એવા નિર્દોષ અને પવિત્ર મુનિવરો ઉપર અછતાં પણ કલંકો ઓઢાડવાનો પ્રયત્ન કરવાના. જો કે-શાસનને સમર્પિત એવા સુસાધુઓને, વસ્તુતઃ અંગત આક્રમણોની દરકાર હોતી નથી: પરન્તુ એ વંચક વેષધારિઓના પાપે કેટલાય આત્માઓ સન્માર્ગથી ચ્યુત થઈ જવાના, સન્માર્ગ પામતાં અટકી જવાના અને ઉન્માર્ગે ઘસડાઈ જવાના. આવા કાળમાં કલ્યાણના અર્થિઓએ તો વધુમાં વધુ સાવધ બનવું જોઇએ. અશક્તિના યોગે આરાધના ઓછી-વધતી થાય તેની તેવી ચિન્તા નહિ, પણ આરાધનામાર્ગથી ભ્રષ્ટ થઈ જવાય નહિ, તેની તો પૂરપૂરી કાળજી રાખવી જોઈએ. આરાધના જેમ બને તેમ વધુ કરવાની ભાવના તો સમ્યગ્દૃષ્ટિની હોય જ, પણ કોઈ વંચકની જાળમાં ફસાઈ માર્ગ ન ચૂકી જવાય, તે ખાસ સંભાળવા જેવું છે!

## જનતાને ધર્મથી ઉભગાવી દેવાના ઈરાદાથી થતી સાધુઓની નિન્દા:

આજે કેટલાકો તો જનતાને ધર્મથી ઉભગાવી દેવાનો જાણે કે ધંધો લઈ બેઠા છે અને એથી કેટલા ય બીચારા અજ્ઞાન આત્માઓ એ પાપાત્માઓના કુપ્રચારનો ભોગ બની જાય છે. 'ફલાણો સાધુવેષમાં છે ને આમ કરે છે: ફલાણો સાધુવેષમાં છે ને તેમ કરે છે.'-આવી આવી વાતો ફેલાવીને, આજે જાણે કોઇ સુસાધુ છે જ નહિ, એવું લોકના હૃદયમાં ઠસાવી દેવાનો પ્રયત્ન થાય છે અને જનસમૂહ સાધુઓના

પરિચય માત્રથી જ દૂર રહે, એવી યોજનાઓનો અમલ થાય છે. આમાં મુખ્ય બીના તો એ છે કે–સાધુઓને અંગે તેઓ જેટલી વાતો લખે છે કે બોલે છે, તેમાં મોટે ભાગે સત્યાંશ હોતો નથી અથવા તો થોડી સાચી વાતને દુષ્ટ કલ્પનાઓથી વધારીને તદ્દન ખોટા રૂપે જાહેર કરવામાં આવી હોય છે. બીજી વાત એ છે કે–આવો ધંધો કરનારાઓના હૈયામાં વાસ્તવિક રીતિએ શાસનની દાઝ છે જ નહિ. તેમના પાપ-પ્રચારમાં સુસાધુઓ આડે આવે છે, માટે જ તેઓ સુસાધુ-ઓને ખોટી રીતિએ પણ નિન્દે છે : અને જે કુસાધુઓ સીધી કે આડકતરી રીતિએ તેમના પાપપ્રચારમાં સહાયક બને છે, તેમની ભાટ બનીને પ્રશંસા પણ કરે છે. જો કે–અવસરે તો તેઓ એવા સાધુવેષધારિઓ, કે જેમની તેમણે ભારોભાર પ્રશંસા કરેલી હોય, તેમને પણ નિન્દે છે : કારણ કે–વસ્તુત: તો તેમને સાધુઓ જ જોઇતા નથી.

## 'વંચકો ઘણા છે, આપણે શું કરી શકીશું ?'–એમ નિરાશ થવાનું હોય નહિ :

એય સત્ય છે કે–આ શાસનમાં વંચકો નથી એમ પણ નહિ : વંચક વેષધારિઓ પણ હોય : તો એવા સંયોગોમાં ઉભગી ન જવાય એ માટે આ ફૂલવર્ણન જાણવું ઉપયોગી છે. વંચક વેષધારિઓના વિરોધી બનતાં શાસનના વિરોધી ન બનાય, તેની ખાસ કાળજી રાખવાની છે. વંચકોનો વિરોધ પણ તેમની વંચક કાર્યવાહી પૂરતો જ કરવાનો છે : બાકી તો તેમનું પણ કલ્યાણ થાય એ ભાવના રાખવાની છે. વંચકો ઘણા હોય એથી મુંઝાઈ જવાનું નથી, પણ આપણે માર્ગથી

તસુભર પણ ખસી ન જઇએ તેની સાવધગીરી રાખવાની છે. વંચકો ઘણા દેખાય તો કહેવું કે-'ભગવાને કહ્યું છે કે વંચકો ઘણા પાકશે.' આપણે તો જે વિરલ ધર્માત્માઓ શાસનને સમર્પિત હોય, તેની આજ્ઞાદિમાં રહીને કલ્યાણ સાધવાનું! આ ઉપરાન્ત, શક્તિ મુજબ એવો પણ પ્રયત્ન કરવાનો, કે જેથી દુનિયાના જીવો વંચકોની જાળમાં ફસાતા અટકે અને મોક્ષ-માર્ગની આરાધનામાં જોડાય. 'વંચકો ઘણા છે, આપણે શું કરી શકીશું?'-એમ નિરાશ થવાનું હોય નહિ. આપણે તો ભગવાનની આજ્ઞા સામે જોવાનું. ભગવાનની આજ્ઞા પાસે શિર ઝુકાવવાનું. આપણે તો એ જ નક્કી કરવાનું કે-'આ જીવનમાં આપણે વિરાધનાથી બચવાપૂર્વક એવી આરાધના કરી જવી છે, કે જેના યોગે આપણે અનન્ત દુ:ખવાળા સંસારથી જલ્દિ છૂટી જઈએ, અને અનન્ત સુખવાળા મોક્ષને પામી જઈએ!'

## શાસન પાંચમા આરાના અન્ત સુધી રહેવાનું છે પણ તેથી છતા સામર્થ્યે આક્રમણોની ઉપેક્ષા ન થાય :

આ ફૂલવર્ણન સાંભળ્યા પછી તો-'આ શાસનમાં આવા વંચકો કેમ પાકયા?'-એવી મુંઝવણ નીકળી જવી જોઈએ. એમ થઇ જવું જોઇએ કે-'એવા પણ હોય.' એવા હોય તેથી સુસાધુઓની હયાતિ ન હોય એમ નહિ! થોડા પણ સુસાધુઓ શાસન છે ત્યાં સુધી રહેવાના અને અલ્પસંસારી આત્માઓ આવા કાળમાં પણ શાસનની આરાધના શક્તિના પ્રમાણમાં કરી જ શકવાના. ભગવાનનું શાસન કાંઈ નષ્ટ થઈ ગયું નથી. ગમે તેટલા ઉત્પાતો થાય, તે છતાં પણ ભગવાનનું શાસન પાંચમા આરાના અન્ત સુધી રહેવાનું જ છે. પાંચમા

આરાના અન્ત સુધી આરાધક આત્માઓની હયાતિ કોઇનાથી પણ મિટાવી શકાવાની નથી. આથી શાસન સામે આક્રમણ આવે ત્યારે પણ છતી શક્તિએ સોડ તાણીને સૂઇ જવાનું નથી. શાસન ઉપર આક્રમણ આવ્યું હોય, તે સમયે છતી શક્તિએ પણ જે પોતાનાં માનપાનાદિના ઇરાદાથી ઉપેક્ષા કરે, તે આરાધક રહેતો નથી પણ વિરાધક જ ઠરે છે. પરમ ઉપકારી કલિકાલસર્વજ્ઞ આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજા તો ફરમાવે છે કે–"શાસન ઉપર આવેલા આક્રમણને સામર્થ્ય છતાં પણ જે નિવારે નહિ, તે શ્રી જિનાજ્ઞાનો વિરાધક બને છે અને શ્રી જિનાજ્ઞાનો વિરાધક બનેલો તે '**बम्भ्रमीति भवे घोरे**' આ ભયંકર સંસારમાં રૂલે છે!" આથી સ્પષ્ટ છે કે–શાસન પાંચમા આરાના અન્ત સુધી રહેવાનું છે, પણ જેઓ સામર્થ્ય છતાં પણ શાસન ઉપર આવેલાં આક્રમણોની, માનપાન આદિની લાલસાને આધીન થઇને ઉપેક્ષા કરશે, તેઓ તો વિરાધક બનીને ભયંકર સંસારમાં ભ્રમણ કરવાના છે. શાસન ઉપર આવતાં આક્રમણોને ટાળવાનો આજ્ઞાવિહિત પ્રયત્ન કરવો, એ પણ આરાધના જ છે અને એમ કરવામાં પણ આત્માને એકાન્તે લાભ જ છે, એ વાત પણ ભૂલાવી જોઇએ નહિ.

## મોક્ષનું અર્થિપણું આવશે એટલે વંચક વેષધારિઓથી મુંઝાઇને આરાધનાથી દૂર રહેવાની બુદ્ધિ નહિ થાય :

આ ભરતક્ષેત્રમાં પાંચમા આરાના અન્ત સુધી શાસન રહેવાનું જ છે, એનો અર્થ એ છે કે–ત્યાં સુધી અહીં સુસાધુઓ પણ રહેવાના, સુસાધ્વીઓ પણ રહેવાની, સુશ્રાવકો પણ

રહેવાના અને સુશ્રાવિકાઓ પણ રહેવાની ! માત્ર વાત એ છે કે-વંચકો બહુ જ પાકવાના. વંચકો બહુ પાકે એથી કાંઇ મુંઝાઇને આપણે આપણી આરાધના મૂકી દેવાની હોય નહિ. વંચકો વધારે હોય તો સાવધ વધારે રહેવાનું ! જ્યારે દુકાળ પડે છે અને કેટલેક ઠેકાણે ચોર-લૂંટારાઓની સંખ્યા વધી પડે છે, ત્યારે લોકો શું કરે છે ? ઘર ઉઘાડાં મૂકીને-'હયો ત્યારે લઈ જાવ !'-એમ કહે છે ? 'ઘણા લુંટારાઓ પાકયા છે તો બારણાં બંધ કર્યે શું ?'-એમ કહી બારણાં બંધ કરવાનું મૂકી દે છે કે પછી બારણાં તથા સાંકળો મજબૂત બનાવે છે અને જાપ્તો વધારે છે ? કેટલીક વખત તો બારી-બારણાં મજબૂત બંધ કર્યાં પછીથી પણ, ઘરમાં વારા-ફરતી આદમીઓ જાગતા રહે છે, કે જેથી ચોરનો જરાક અવાજ આવે ત્યાં બધાને જગાડી શકાય અને માલને બચાવી શકાય ! બજારમાં પણ જેમ જેમ બેવચનીપણું વધ્યું, તેમ તેમ સહીઓ લેવાની, દસ્તાવેજ કરવાની અને કાયદે-સર લખાણ કર્યાં પછી જ નાણાં ધીરવા-દેવાની કડાકૂટ વધી કે ઘટી ? ઘણા બેવચની પાકયા, ઘણા દેવાળીયા પાકયા, એ જાણીને વ્યાપાર કેટલાએ બંધ કર્યો ?

**સભા૦** એમ કાંઇ વ્યાપાર બંધ કરાય છે ?

ત્યારે બેવચની અને દેવાળીયા વધ્યા, તેમ તમે શું કરવા માંડ્યું ?

**સભા૦** વધારે સાવધ રહેવા માંડ્યું.

કેમ એમ ?

**સભા૦** એનું અર્થિપણું છે માટે !

તો પછી અહીં પણ એમ જ કરવું જોઈએ: પણ એને બદલે કેટલીક વાર અહીં તો તેથી વિપરીત જ દશા દેખાય છે, તેનું કારણ વિચારી જૂઓ!

**સભા૦** ખરી વાત એ છે કે-દુનયાદારીમાં જેવું અર્થિપણું છે, તેવું ધર્મમાં નથી!

જો એમ લાગતું હોય, તો હવે જાગ્યા ત્યારથી સવાર એમ માનો અને મોક્ષનું અર્થિપણું કેળવો. મોક્ષનું અર્થિપણું આવશે, એટલે વંચક વેષધારિઓથી મુંઝાઈ જઈને આરાધનાથી દૂર રહેવાની બુદ્ધિ નહિ સુઝે, પરન્તુ એવા વખતે વધારે સાવધ બનીને આરાધનાના પ્રયત્નો થશે: કારણ કે-એ તો ખાત્રી જ છે કે-'વેષધારી વંચકો ગમે તેટલા હોય, તે છતાં પણ શાસનની સ્થિતિ પર્યન્ત સુગુરૂઓ આદિની હયાતિ બીલ્કુલ જ ન હોય, એમ તો બનવાનું જ નથી.'

## આત્મકલ્યાણના વિચારનો અને આત્મકલ્યાણનાં સાધનોનો અમલ કરવાની જરૂર:

હવે એ આઠ સ્વપ્નોનું ભગવાને સ્વમુખે પુણ્યપાલ મણ્ડલેશને જે ફલ કહ્યું છે, તે વિચારીએ. હાથીસ્વપ્ન, વાનરસ્વપ્ન અને ક્ષીરવૃક્ષ-સ્વપ્ન એ ત્રણ સ્વપ્નોનાં ફલો વિષે તો આપણે વિચારી ગયા છીએ. તમને યાદ તો છે ને?

**સભા૦** અંશે અંશે યાદ હોય.

આ તો બહુ સહેલાઈથી યાદ રહે તેમ હતું. અંશે અંશે પણ જેટલું યાદ રહે, તેટલું ય જો સુયોગ્ય રીતિએ યાદ રહે તો સારૂં. દુનિયામાં કોઈ આવો નિશાળ હશે ખરો? ખરેખર, મોટા ભાગની મુશ્કેલી તો વાસ્તવિક અર્થિપણાની

ખામીને અંગે છે. મહા દુર્લભ એવા મનુષ્યજન્મને પામ્યા છો અને એમાં પણ આટલી બધી ઉત્તમ સામગ્રી મળેલી છે, તે છતાં પણ આ જીવન અર્થ અને કામની પુંઠે બરબાદ કરી દેવામાં આવે, તો એ સામાન્ય પ્રકારની કમનશિબી નથી. આર્યદેશમાં પણ જૈન કુળ અને જૈન જાતિ મળ્યાં તેમજ દેવ-ગુરૂ-ધર્મની સામગ્રી મળી : આ દશામાં આત્મા ધારે તો ઘણા જ સુન્દર પ્રકારે ધર્મની આરાધના કરી શકે અને એ આરાધનાના યોગે પોતાના સંસારને ઘણો અલ્પ બનાવી શકે : પણ આજે તો જાણે આ જાતિના વિચારો કરવાની વાસ્તવિક ગરજ જ મોટે ભાગે દેખાતી નથી. 'આત્મા, આત્માનું કલ્યાણ અને આત્મકલ્યાણનાં સાધનો'-એ વિષે જાણવાની, જાણીને તેના ઉપર ચિન્તવનાદિ કરવાની અને તેનો જીવનમાં બનતો અમલ કરવાની, એક ધર્માત્માને છાજતી તાલાવેલી આજે કેટલાકમાં હશે ? જ્યાં સુધી એ તાલાવેલી આત્મામાં ન જાગે, ત્યાં સુધી માનો કે-'હજુ અર્થિપણામાં ખામી છે. આત્મા હજુ બહારના પદાર્થોનો રસીયો છે.' સંસાર ન છૂટે એ બને, પણ-'સંસારથી છૂટવું છે અને મુક્તિ મેળવવી છે.'-આ ધ્યેય નિશ્ચિત થઈ જાય, તો ય આજની દશામાં ઘણું પરિવર્તન આવી જાય. એ દશા આવ્યા બાદ આત્મકલ્યાણકર વસ્તુઓ યાદ રાખવાની, સમજવાની, વિચારવાની અને આચરવાની ભાવના આપોઆપ તમારા હૃદયમાં ઉત્પન્ન થઈ જશે.

### વિવેકી આત્માને માટે દુઃખ એ પણ વૈરાગ્યનું એક કારણ બની જાય છે :

પુણ્યપાલ મણ્ડલેશે પહેલા સ્વપ્નમાં હાથી જોયો હતો. એ સ્વપ્નનું ફલ દર્શાવતાં ભગવાને ફરમાવ્યું કે-શ્રાવકો

વિવેકવન્ત હોવા છતાં પણ, હવેથી, ક્ષણિક ઋદ્ધિસુખવાળા ઘરમાં લુબ્ધ થયા થકા વસશે. એ લુબ્ધતા એવી ભયંકર કોટિની હશે, કે જેના યોગે દૌ:સ્થ્ય અગર પરચક્રની પીડા ઉપસ્થિત થશે, તો પણ તે શ્રાવકો પ્રવ્રજ્યા લેશે નહિ. : સંસાર દુ:ખમય છે એનો અનુભવ કરવા છતાં પણ, સંસારથી તારનારી પ્રવ્રજ્યા ગ્રહણ કરવાને તત્પર બનશે નહિ. વિવેકી આત્માને માટે દુ:ખ એ પણ વૈરાગ્યનું એક કારણ બની જાય છે. દુ:ખ આવે ત્યારે યોગ્ય આત્માઓ દુ:ખના મૂળનો વિચાર કરે : અને દુ:ખના મૂળનો વિચાર બરાબર આવી જાય, તો આત્મામાં વૈરાગ્યભાવ પેદા થયા વિના રહે નહિ. દુ:ષમ નામના આ આરામાં, ભગવાન કહે છે કે–દૌ:સ્થ્યાદિ ઉપસ્થિત થયે છતે પણ, ક્ષણિક ઋદ્ધિ-સુખવાળા ઘરમાં લુબ્ધ થઈને રહેલા શ્રાવકો, પહેલી વાત તો એ છે કે–દીક્ષા લેશે નહિ : પણ બધા જ એવા પાકશે એમ નહિ : કેટલાક શ્રાવકો એવા પણ થશે કે જેઓ દીક્ષા ગ્રહણ કરશે. હવે જે શ્રાવકો દીક્ષા ગ્રહણ કરશે, તે બધા અંગીકાર કરેલા ચારિત્રધર્મનું પાલન જ કરશે એમ નથી : પ્રવ્રજ્યાને ગ્રહણ કર્યા પછીથી પણ, કેટલાક આત્માઓ, કુસંગના યોગે પ્રવ્રજ્યાનો પરિત્યાગ કરનારા થશે : માત્ર વિરલ આત્માઓ જ એવા હશે, કે જે આત્માઓ સંસારથી વૈરાગ્ય પામીને ભાગવતી દીક્ષાને ગ્રહણ પણ કરશે અને ગમે તેવા કુસંગનો યોગ થવા છતાં પણ, પોતે ગ્રહણ કરેલા વ્રતનું આજીવન પાલન કરશે. પહેલી વાત એ કે–દીક્ષા લેનારા જ થોડા નીકળશે અને જે થોડા દીક્ષા લેનારા નીકળશે, તેમાં પણ કેટલાક તો કુસંગ મળતાં પ્રવ્રજ્યાનો

પરિત્યાગ કરશે : માત્ર થોડા જ આત્માઓ પોતાને કુસંગનો યોગ પ્રાપ્ત થશે તો પણ કુસંગની અસરથી લેપાશે નહિ અને જીવનના અન્ત સુધી પોતે સ્વીકારેલાં વ્રતોનું પાલન કરશે.

**'ધર્મમાં શિથિલ બનેલાઓ હિતશિક્ષા દેનાર ધર્માત્માઓનો ઉપહાસ કરશે'–એ આજે પણ દેખાઇ રહ્યું છે.**

બીજું સ્વપ્ન વાનરનું છે. એના ફલને અંગે પણ જણાવ્યું કે–આચાર્ય આદ ગચ્છમાં રહેલા મુનિઓ પ્રાયઃ ચપલ પરિણામવાળા થશે, અલ્પ સત્ત્વવાળા થશે અને વ્રતમાં પ્રમાદી બનશે. પરિણામની ચંચળતા, અલ્પસત્ત્વતા અને વ્રતમાં પ્રમાદ,–આ ત્રણનો યોગ એ ઘણી જ ભયંકર વસ્તુ છે. એ ત્રણના યોગે જેટલું અનિષ્ટ ન થાય તેટલું ઓછું ! પરિણામની ચંચળતાવાળા, અલ્પ સત્ત્વવાળા અને વ્રતમાં પ્રમાદી બનેલા એવા જે આચાર્ય આદિ મુનિઓ હશે, તે ધંધો શું કરશે ? ધર્મમાં રહેલા બીજાઓના વિપર્યાસનો ! પોતે તો ઉન્માર્ગે ચઢશે, પણ ધર્મમાં રહેલા બીજાઓને પણ ઉંધે માર્ગે ચઢાવશે. માત્ર વિરલ આચાર્ય આદિ મુનિવરો એવા થશે, કે જેઓ ધર્મની સાધનામાં તત્પર બન્યા રહેશે. આ ઉપરાન્ત, આ સ્વપ્નના ફલને અંગે ફરમાવ્યું કે–ધર્મમાં શિથિલ એવા આત્માઓને જે કોઈ અપ્રમાદી ધર્માત્મા શિક્ષા દેવાને જશે, તે ધર્માત્માનો પેલા ધર્મમાં શિથિલ બનેલા આત્માઓ ઉપહાસ કરશે. ગામડીયાઓ જેમ ગ્રામસ્થ શહેરીનો ઉપહાસ કરે, તેમ ધર્મમાં પ્રમાદી બનેલાઓ પણ, શિક્ષા દેનાર ધર્માત્માઓનો ઉપકાર તો નહિ માને, પણ ઉપહાસ કરશે !

'વાહરે, ધર્મના ઢીંગલા !'

'જોયા મોટા શાસનપ્રેમી થઈ ગયા છે તે!'

'ઓહો, જાણે આ જ એક ધર્મના ઠેકેદાર!'

'આમના હાથમાં જ જાણે સ્વર્ગ-નર્કની કુંચીઓ છે ને શું?'

–આવું આવું આજે તો ઘણું કહેવાય છે અને એ દ્વારા ધર્માત્માઓનો ઉપહાસ કરાય છે. કેટલાક સાધુવેષમાં રહેલાઓ પણ આજે, પોતાની ધર્મહીનતા છૂપાવવાને માટે, ધર્મમાં દૃઢ એવા આત્માઓનો ઉપહાસ કરવાને ચૂકતા નથી. 'ભાઇ રે! આપણે સાધુ કહેવાઇએ. આપણાથી આમ ન વર્તાય.'–આવી હિતશિક્ષા દેનારનો પણ ઉપહાસ કરનારા છે! 'અરે આ જોયા કે? કોણ જાણે ભૂલથી ચોથા આરાને બદલે પાંચમા આરામાં ભટકાઈ પડચા છે! આજ કોઈ સાચા સાધુ હોય તો તે આ જ ભાઈ છે ને? કેવા સુધરી ગયા છે? બીચારા પોતાને કાંઈ સુધારવાનું બાકી ન રહ્યું, તે આપણને સુધારવા નીકળી પડચા છે!' આવી આવી રીતિએ પણ હિતશિક્ષા દેનારનો ઉપહાસ કરાય છે. એમાં વળી કેટલાક એવા પણ હોય છે કે–હિતશિક્ષા દેનારને માથે ખોટું પણ કલંક ઓઢાડે, ત્યારે જ એમને જંપ વળે. જ્યાં સુધી હિતશિક્ષા દેવાની ભૂલ (?) કરનાર ધર્માત્માને માથે કાંઈ કે ય તહોમત ન મૂકે, ત્યાં સુધી તો એ બીચારાઓને ચેન પડે નહિ. 'ધર્મમાં શિથિલ એવા આત્માઓને જે અપ્રમાદી હિતશિક્ષા દેશે, તે અપ્રમાદીનો ધર્મમાં શિથિલ એવા આત્માઓ ઉપહાસ કરશે.'–એમ ફરમાવ્યા બાદ, વાનરસ્વપ્નના ફલવર્ણનમાં જ ભગવાને ફરમાવ્યું કે–'આવી રીતિએ હવેથી શ્રી પ્રવચનની અવજ્ઞા થશે!' અર્થાત્–શ્રી પ્રવચનની અવજ્ઞા તે કપિ સમાન આચાર્ય આદિ મુનિઓથી જ થશે, છતાં તેઓ ધર્મસ્થ એવા આચાર્ય

આદિનો ઉપહાસ કરવાને અવસરે ચૂકશે નહિ ! પરિણામે બીચારા અજ્ઞાન આત્માઓ મુંઝાય અને વિપર્યાસપણાને પામે, તે સ્વાભાવિક જ છે.

## વેષધારી વંચકો ક્ષીરવૃક્ષ સમાન દાતાર અને શાસનપૂજક શ્રાવકોને ઘેરી લઈ સુવિહિતોને રંજાડશે :

ત્રીજા સ્વપ્નમાં પુણ્યપાલ મણ્ડલેશે ક્ષીરવૃક્ષ જોયું હતું. મુનિલિંગને ધરનારાઓમાં કેટલાક વંચના એટલે છેતરપીંડી કરવામાં તત્પર બનશે. વંચના કરવામાં તત્પર એવા તે મુનિલિંગને ધરનારાઓ તે શ્રાવકોને ઘેરી લેશે, કે જે શ્રાવકો સુક્ષેત્રમાં ક્ષીરવૃક્ષ જેવા દાતાર હશે અને શાસન પ્રત્યે પૂજ્યભાવને ધરનારા હશે. સુક્ષેત્રે ક્ષીરવૃક્ષની જેમ દેનારા અને શાસનના પૂજક એવા શ્રાવકોને, વંચના કરવામાં તત્પર એવા મુનિલિંગને ધરનારાઓ પોતાની જાળમાં ફસાવશે. પોતે જ જાણે શાસનના સાચા ઉદ્ધારક છે, દેશ–કાલાદિને જાણનારા છે, સાચા મુત્સદ્દી છે, એમ શ્રાવકોના હૃદયમાં ઠસાવશે અને જે સુસાધુઓ હશે તેમના: પ્રત્યે દુર્ભાવ પેદા કરી દેશે. વંચના કરવામાં તત્પર એવા મુનિલિંગધારિઓની જાળમાં સપડાવાથી, શાસન પ્રત્યે પૂજ્યભાવવાળા પણ શ્રાવકોને, તેઓ અસારમતિને સ્પર્શેલા હોવાથી, સાચા મહાપુરૂષો સિંહસત્ત્વવાળા હોવા છતાં પણ કુતરા જેવા લાગશે. આમ થવાથી સાચા મહાપુરૂષોનો તેવા શ્રાવકો તિરસ્કાર કરે તે સ્વાભાવિક છે : અને એ તકનો લાભ લઇને, બબ્બૂલસમા લિંગિઓ સુવિહિતોને વિહાર કરવા યોગ્ય જે ક્ષેત્રો છે, તેને પચાવીને બેસી જશે. વાત એ છે કે–વેષધારી વંચકો પોતાની વંચક-

કળાના યોગે શ્રાવકોને પોતાને આધીન બનાવી લેશે : એમના હૃદયમાં એવું ઝેર રેડશે, કે જેથી તેમને સિંહસત્ત્વવાળા પણ મહર્ષિઓ કુતરા જેવા ભાસે અને પોતે વિહારયોગ્ય ભૂમિઓને કબજે કરી લેશે, કે જેથી સુવિહિત મુનિવરોને તે તે ક્ષેત્રોમાં વિહાર કરવામાં પણ ઘણી ઘણી મુશ્કેલીઓ પડે. વેષધારી વંચકો શાસનમાં કેવી વિડંબનાને પેદા કરનારા હોય છે, તેનો પણ આ દ્વારા ખ્યાલ મળી શકે તેમ છે. વેષધારી વંચકને શું ? એને કાંઇ વ્રતની પરવા છે ? એવાઓ તો વેષની વફાદારીને ભૂલી જાય છે અને તેમનો ધંધો સુવિહિત મુનિવરોના માર્ગમાં તેમજ શ્રાવકોના વાસ્તવિક કલ્યાણમાર્ગમાં કાંટા રૂપ બનવાનો થઈ પડે છે ! જે મુનિવેષની વફાદારીને ભૂલ્યો, તેને ભયંકર નિવડતાં વાર લાગે નહિ. તીવ્ર માનાકાંક્ષી વેષમાં રહે અને વેષને લજવે. આમ છતાં પણ–'પોતે જ સાચો સાધુ છે'–એવો ડૉળ કર્યા વિના રહે નહિ !

  

**શ્રી પુણ્યપાલ મણ્ડલેશે જોયેલા કાકસ્વપ્નનું ફલ :**

હવે ચોથા સ્વપ્નનું ફલવર્ણન આવે છે. ચોથા સ્વપ્નમાં પુણ્યપાલ મંડલેશે કાગડાને જોયો છે. આ સ્વપ્નના ફલમાં પણ મુનિઓને અંગે જ જણાવવામાં આવ્યું છે. બધા મુનિઓ તો કાંઈ ખરાબ થવાના જ નથી. સારા મુનિઓ તો હરેક કાલમાં શાસન છે ત્યાં સુધી રહેવાના જ છે : પણ દુઃષમકાલના પ્રભાવથી કેટલાક મુનિઓ એવા પણ થવાના, કે જેમનું નામ લેતાં પણ પાપ લાગે. કાગડાના સ્વપ્નનું ફલ દર્શાવતાં, ભગવાન શ્રી મહાવીરપરમાત્માએ જે ફરમાવ્યું, તેનું વર્ણન કરતાં

કલિકાલસર્વજ્ઞ આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજા, પોતાના રચેલા 'શ્રી ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિત્ર' નામના મહાકાવ્યના દશમા પર્વના તેરમા સર્ગમાં ફરમાવે છે કે—

"घृष्टस्वभावा मुनयः, प्रायो धर्मार्थिनोऽपि हि ।
रंस्यन्ते न हि गच्छेषु, दीर्घिकांभःस्विव द्विकाः ॥१॥

"ततोऽन्यगच्छिकैः सूरि,-प्रमुखैर्वंचनापरैः ।
मृगतृष्णानिभैः सार्धं, चलिष्यन्ति जडाशयाः ॥२॥

"न युक्तमेभिर्गमन-मिति तत्रोपदेशकान् ।
बाधिष्यन्ते नितान्तं ते, काकस्वप्नफलं ह्यदः ॥३॥"

મુનિઓ પ્રાયઃ ધર્મના અર્થી હોવા છતાં પણ
ગચ્છમાં રમશે નહિ :

ચોથા સ્વપ્નમાં પુણ્યપાલ મણ્ડલેશે કાકપક્ષીને જોયું છે. એ દ્વારા એવું સૂચિત થાય છે કે—આ દુઃષમા નામના પાંચમા આરામાં કેટલાક સાધુઓ કાકવૃત્તિના પણ પાકશે. કાગડામાં એવી કુટેવ હોય છે કે-નિર્મલ જલથી ભરેલું મોટું સરોવર હોય તોય તેમાંથી પાણી ન પીએ, પણ મોટે ભાગે રસ્તે જનારીના બેડામાંથી ચાંચ મારીને પીએ અગર તો ગંદા પાણીવાળાં ખાબોચીયાં હોય તેમાંથી પાણી પીએ. કાગડામાં એવી પણ એક ખાસીયત હોવાનું કહેવાય છે કે-'ચાંદુ ન હોય તો પાડે.' કાગડાની જાત પક્ષિઓમાં લુચ્ચામાં લુચ્ચી જાત તરીકે પંકાય છે. ભગવાન શ્રી મહાવીરપરમાત્મા, શ્રી પુણ્યપાલ મણ્ડલેશને જોવામાં આવેલા કાગડાના સ્વપ્નનું ફલ વર્ણવતાં એ જ ફરમાવે છે કે-'કેટલાક ધૃષ્ટ સ્વભાવના

મુનિઓ, ધર્મના અર્થિઓ હોવા છતાં પણ, પોતાના ગચ્છોમાં રમશે નહિ.' કાગડાઓ જેમ વાવડીઓના પાણીમાં રમશે નહિ, તેમ તે મુનિઓ પણ ધૃષ્ટ સ્વભાવના હોવાના કારણે ગચ્છોમાં રમશે નહિ. એવા પણ મુનિઓ પ્રાયઃ ધર્મના અર્થી તો હશે જ, પણ ધૃષ્ટ સ્વભાવના યોગે ગચ્છમાં રહેવાનું તેમને પાલવશે નહિ. એમને ભટકવા જોઈશે. પ્રાપ્ત થયેલાં ઉત્તમ પણ સ્થાનોમાં રહીને આરાધના કરવાનું તેમને પસંદ પડશે નહિ, પરન્તુ કુગચ્છોમાં જઇને મહાલવાનું પસંદ પડશે.

## આજે તો હજુ કાંઇક સારૂં છે-એમ કહો :

આખા શાસનનો અનન્તજ્ઞાનિએ જે ચિતાર દોર્યો છે અને મહાપુરૂષે જેની નોંધ લીધી છે, તે જોતાં આજે થઈ રહેલા ઉત્પાતો જોઇને કે જાણીને મુંઝવણ થાય તેમ નથી. મહાપુરૂષોને પણ પોતાના કાળમાં ઘણા કડવા અનુભવો અનુભવવા પડયા છે. નાગાની પાંચશેરી ભારે. સજ્જનને સો ચિન્તા ને દુર્જનને એકેય ચિન્તા નહિ ! એને ખોવાનું શું ? આત્માના કલ્યાણ-અકલ્યાણનો તો સવાલ હોય નહિ, ગમે તેમ કરીને મેળવવું અને ભોગવવું એ નિર્ણય હોય તેમજ પોતાને મોજ કરવામાં સુસાધુઓ આડે આવતા હોય, માટે એમને ગમે તે રીતિએ પણ ઠેકાણે પાડી દેવા એ જ વાત હોય-આવા વેષધારિઓ શાસનને જેટલું ખરાબ ન કરે, તેટલું અહોભાગ્ય સમજો ! આજે તો હજુ કાંઈક સારૂં છે, એમ કહો. આજે ગમે તેમ તોય કુસાધુઓ તેઓ ઇચ્છે છે એટલા પ્રમાણમાં ફાવી શકતા નથી. સુસાધુઓની સામે ધૂળ ઉડાડવાના તેમના પ્રયત્નો તેમના ધાર્યા મુજબ ફલીભૂત થતા

નથી. આજે તો એવી પણ સ્થિતિ છે કે-કલ્યાણના અર્થી આત્માઓ જો ધારે તો ઘણી સારી રીતિએ સુગુરૂનો યોગ પણ સાધી શકે તેમ છે અને આત્માની યથાશકય છતાં સુન્દર પ્રકારે ઉન્નતિ પણ કરી શકે તેમ છે.

<u>શાસન કદિ વાંઝીયું હોય જ નહિ</u> :

ભગવાનનું શાસન જ્યાં સુધી રહેશે, ત્યાં સુધી કદિ પણ વાંઝીયું રહેવાનું નથી. સુસાધુ, સુસાધ્વી, સુશ્રાવક ને સુશ્રાવિકાનો અભાવ એ વાંઝીયાપણું છે: પરન્તુ ભગવાનના શાસનમાં કદિ પણ એવું વાંઝીયાપણું આવતું જ નથી. સાચા ટેકધારિઓ કહે છે કે-'મરીએ તે હા, પણ અમારી ટેક ન જાય. અમે જીવતા હોઈએ અને અમારી ટેક જાય એ બને નહિ.' શીલવતી સ્ત્રીઓ પણ એ જ કહે છે કે-'પ્રાણ આપું તે હા, પણ મારૂં શીલ તો અખંડ-અભંગ જ રહે. વિનંતિ કર, મારઝુડ કર કે જીવતાં સળગાવી મૂક તેની ચિન્તા નહિ, સર્વસ્વ ચાલ્યું જાય તેની ફીકર નહિ, પણ મારૂં શીલ લૂંટવાની કોઈનામાં તાકાત નથી.' માણસમાં વસ્તુની કિંમત જોઈએ. સામો આદમી બહુ બહુ કરીને ય શું કરી નાખે? જાન લે કે બીજું કાંઈ? પણ જેને જાન કરતાં શીલની કિંમત વધારે છે, તે સતી કદિ નમતું આપે? નહિ જ. એ તો એક જ વાત કહે કે-'શીલ માટે મરવું પડે તો મરવું તે હા, પણ શીલ લૂંટાય અને શરીરમાં આત્મા રહે એ નહિ!' એ જ રીતિએ આ શાસન પણ કહે છે કે-'હું ન હોઉં એ બને: પણ હું હોઉં અને સુસાધુ ન હોય, હું હોઉં અને સુસાધ્વી ન હોય, હું હોઉં અને સુશ્રા-

વક ન હોય તથા હું હોઉં અને સુશ્રાવિકા ન હોય-એ કદિ પણ બન્યું નથી, બનતું ય નથી અને બનશે પણ નહિ. જ્યારે એક પણ સુસાધુ, સુસાધ્વી, સુશ્રાવક અને સુશ્રાવિકા નહિ હોય, ત્યારે તો હું જ નહિ હોઉં ! તેમના અભાવની સાથે મારો પણ અભાવ થઇ જશે.' માટે જ કહેવાય છે કે-આ શાસનમાં કદિય વાંઝીયાપણું તો આવતું જ નથી.

## 'આજે શાસન હયાત છે'-એમ માનતા હો, તો એમ પણ માનવું જ પડશે કે-'સુસાધુ આદિ પણ છે જ !'

જે લોકો આજે એમ કહે છે કે-' સુસાધુ કોઈ નથી, સુસાધ્વી કોઇ નથી, સુશ્રાવક કોઈ નથી કે સુશ્રાવિકા કોઈ નથી.'-તે લોકો મિથ્યાત્વથી ઘેરાએલા છે. એવું બોલનારાઓ વેષમાં સાધુ હોય કે શ્રાવક ગણાતા હોય, પણ વાસ્તવિક રીતિએ તો તેઓ નથી તો સાધુ કે નથી તો શ્રાવક, એ શંકા વિનાની વાત છે. ભગવાનના શાસનમાં જેને શ્રદ્ધા છે, તે તો માને જ છે કે-' આવા વિષમ કાળમાં પણ સુસાધુ ય છે, સુસાધ્વી ય છે, સુશ્રાવકે ય છે અને સુશ્રાવિકા ય છે. સુસાધુ, સુસાધ્વી, સુશ્રાવક અને સુશ્રાવિકાનો સર્વથા અભાવ, આવા વિષમ કાળમાં પણ શાસન પ્રવર્તમાન હોવાના કારણે સંભવે જ નહિ !' જેઓ એમ માનતા હોય કે-' સુસાધુ આદિનો આજે સર્વથા અભાવ જ છે.'-તેઓએ તો માનવું પડશે કે-' આજે ભગવાનનું શાસન પણ હયાત નથી.' આથી એવું માનનારાઓને અને એવું કહેનારાઓને એમ કહી શકાય કે-' જો તમારા કહેવા મુજબ ભગવાનનું શાસન જ હયાત નથી, તો પછી તમે જે ઓઘા લઈને ફરો છો

અગર તો પૂજા વિગેરે કરો છો તે કોના નામે અને શાથી કરો છો ?' પણ ખરી વાત તો એ છે કે-ભગવાનનું શાસન આજે પણ હયાત છે અને હજુ પાંચમા આરાના અન્ત સુધી હયાત રહેવાનું જ છે. જ્યારે ભગવાનનું શાસન નહિ હોય, ત્યારે જ સુસાધુ, સુસાધ્વી, સુશ્રાવક અને સુશ્રાવિકા નહિ હોય ! જ્યાં સુધી ભગવાનનું શાસન છે, ત્યાં સુધી તો સુસાધુ, સુસાધ્વી, સુશ્રાવક અને સુશ્રાવિકા થોડા યા વધુ પ્રમાણમાં રહેવાનાં જ ! આજે શાસન હયાત છે, એમ માનતા હો, તો તો તમારે એ પણ માનવું જ પડશે કે-આજે પણ કોઈ ને કોઇ સુસાધુ છે જ, કોઈ ને કોઇ સુસાધ્વી છે જ, કોઈ ને કોઈ સુશ્રાવક છે જ અને કોઈ ને કોઈ સુશ્રાવિકા પણ છે જ ! પરન્તુ જેઓ એમ માનતા હોય કે-' ભગવાનનું શાસન વિચ્છેદ પામ્યું છે.'-તેમને તો આરાધનાદિ કરવા માટે બીજું કાંઈ કહેવાનું રહેતું જ નથી ને ?

## સુસાધુ આદિ વર્તમાનમાં હયાત હોવા છતાં ન દેખાય તો તેને પોતાનો પાપોદય માનો :

**સભા૦** આજે સુસાધુ, સુસાધ્વી, સુશ્રાવક અને સુશ્રાવિકા હોય તો નજરમાં તો આવવાં જોઈએ ને ?

લઘુકર્મી પુણ્યાત્માઓને સુસાધુ આદિ નજરે ચઢે જ નહિ, એ બનવાજોગ નથી. ભગવાન શ્રી જિનેશ્વરદેવોનું શાસન હયાત હોવા છતાં પણ, તમારી નજરે જો કોઈ પણ સુસાધુ દેખાતા ન હોય, કોઈ પણ સુસાધ્વી જ નજરે ચઢતાં ન હોય, કોઈ પણ સુશ્રાવક દેખાતો ન હોય અને કોઇ પણ સુશ્રાવિકા નજરે ન ચઢતી હોય, તો એમાં તમારો પાપોદય

માનો. તમે તમારી જાતને એટલી હીણુકર્મી સમજો, કે જેના યોગે તમને કોઈ પણ સુસાધુ દેખાતા નથી, કોઈ પણ સુસાધ્વી દેખાતાં નથી, કોઇ પણ સુશ્રાવક દેખાતો નથી અને કોઇ પણ સુશ્રાવિકા દેખાતી નથી. ઉત્તમ આત્માઓ તો જોઇ શકે છે કે–'આજે સુસાધુ, સુસાધ્વી, સુશ્રાવક અને સુશ્રાવિકા એમ ચતુર્વિધ શ્રીસંઘ હયાત છે!' ભાગ્યશાળી આત્માઓ તો, તે તે સુસાધુ આદિની યથાશક્તિ ભક્તિ આદિ કરવા દ્વારાએ પણ પોતાનાં કર્મોનો નાશ કરવાની પ્રવૃત્તિ આચરતા બરાબર જોવાય છે!

## પારખવાની સાચી આવડત જોઇએ અને મેળવવાની મહેનત જોઈએ :

'આપણુને જે ન દેખાય તે નથી જ.'–એમ ન માનો. માણુસ આંખો બંધ કરે તો એને આંખોની સામે નજદિકમાં પણ રહેલી વસ્તુ ન દેખાય અને માણુસ આંખ ઉઘાડી રાખે તથા આંખમાં દોષ ન હોય તો દૂર પડેલી પણ વસ્તુઓને જોઇ શકે. જે લોકોને આજે સુસાધુ આદિ નજરે પડતા ન હોય, તે લોકોએ કદિ સુસાધુ આદિને પારખવાની અને સુસાધુ આદિને મેળવવાની મહેનત કરી છે? માણુસમાં પારખવાની સાચી આવડત ન હોય, તો એને સુસાધુ આદિ પણ કુસાધુરૂપ લાગે અને પારખવાની કદાચ આવડત હોય પણ પ્રયત્ન જ ન કરે, તો ય સુસાધુ આદિના યોગથી વંચિત રહી જાય, તે સ્વાભાવિક છે. એ દશામાં એને એમ કહેવાનો હક્ક કોઈ પણ સંયોગોમાં મળી જતો નથી કે–'આજે તો કોઈ સુસાધુ, સુસાધ્વી, સુશ્રાવક અને સુશ્રાવિકા છે જ નહિ.'

એ દશામાં એમ કહેવા નીકળનારો અજ્ઞાન છે: અથવા તો કહેવું પડે કે-એ બીચારો મિથ્યાત્વના ઉન્માદે ચઢ્યો છે. સુસાધુ આદિને પારખવાની સાચી શક્તિ કેળવો અને તે પછી સુસાધુનો યોગ સાધવાને માટે વ્યાજબી મહેનત કરવા માંડો, તો તમને આ કાળમાં સુસાધુ આદિનો પત્તો જરૂર લાગે તેમ છે! 'આજે કોઇ સુસાધુ આદિ છે જ નહિ'-એવી વાતો લખનારાઓએ અને બોલનારાઓએ શું બધા જ સાધુઓનો, બધી જ સાધ્વીઓનો, બધા જ શ્રાવકોનો અને બધી જ શ્રાવિકાઓનો પરિચય કર્યો છે? સુસાધુ આદિની શોધ માટે તેવાઓએ ક્યાં ક્યાં, ક્યારે ક્યારે અને કેટલા કેટલા પ્રયત્નો કર્યા છે, એ તો દેખાડે? તેમજ કોનામાં શું દીઠું કે જેથી તેને કુસાધુ આદિ માનવાની ફરજ પડી, એ પણ બતાવે! આજે કેટલાક નામચીનો બાધેભાર ગમે તેવી ખોટી વાતો કરીને, જનતાને સાધુઓના પરિચયથી જ દૂર રાખવાનો પ્રયત્ન કરી રહ્યા છે: અને શ્રદ્ધાહીન હોવા સાથે ઉન્માદી હોવાના કારણે તેવાઓ જ-'આજે કોઇ સુસાધુ આદિ છે જ નહિ.'-એ જાતિની પાપવાસના ફેલાવી રહ્યા છે.

## આજે કુસાધુઓ છે એની ના નથી, પણ આજે સુસાધુઓ ય નથી એમ તો નહિ જ:

એવાઓના પાપપ્રચારથી પણ કલ્યાણના અર્થિઓએ આજે ખૂબ જ સાવધ રહેવા જેવું છે. એવાઓને કહી દેવું જોઇએ કે-

"તમારા કહેવા મુજબ આજે જ્યારે કોઈ સુસાધુ છે જ નહિ, કોઈ સુસાધ્વી છે જ નહિ, કોઈ સુશ્રાવક છે જ નહિ અને કોઈ સુશ્રાવિકા છે જ નહિ, ત્યારે તો એ નિશ્ચિત

વાત છે કે–તમે પણ સાધુ નથી પણ વેષધારી જ છો અથવા તો શ્રાવક નથી પણ શ્રાવક કહેવડાવવાનો દંભ કરનારા પાખંડી જ છો : કારણ કે–કોઈ સુસાધુ જ ન હોય તો તમે સાધુ શાના અને કોઇ સુશ્રાવક જ ન હોય તો તમે શ્રાવક શાના ? અને જ્યારે તમે સાધુ કે શ્રાવક નથી, ત્યારે અમે તમને પણ માનતા નથી. તમે સમાજની ઉન્નતિની અને શાસનની પ્રભાવનાની વાતો કરીને, એના નામે મોજથી ચરી ખાવા જ માગો છો, પણ અમે તમને ઓળખ્યા, એટલે હવે તો અમારે આંગણે તમારૂં સ્થાન છે જ નહિ !"

આવું કહી દો તો પેલાને પણ એમ થાય કે–"હું બીજાઓને બેવકૂફ બનાવવા નીકળ્યો તો ખરો, પણ મને મળ્યા એવા કે હું જ બેવકૂફ બન્યો !" આપણે એમ નથી કહેતા કે–"આજે એક પણ કુસાધુ નથી જ." પણ આપણું કહેવું તો એ છે કે–"આજે સુસાધુઓ આદિ પણ નથી જ એમ નહિ !"

## સુશ્રદ્ધાળુ બકુશ–કુશીલને ય કુસાધુ તરીકે માનનારો મિથ્યાદૃષ્ટિ છે :

જેઓને આજે સુસાધુઓ આદિ નજરે ન પડતા હોય, તેઓએ પાપીઓના પ્રચારથી જરા પણ દોરવાયા વિના, સુસાધુઓને મેળવવાનો પ્રયત્ન કરવો જોઈએ. પહેલાં એ સમજી લેવું કે–'સુસાધુ કોને કહેવાય અને કુસાધુ કોને કહેવાય ?' કાળને યોગ્ય શિથિલતા તો રહેવાની જ ! આજે આ ક્ષેત્રમાં યથાખ્યાત ચારિત્ર છે નહિ, સૂક્ષ્મસંપરાય ચારિત્ર છે નહિ અને પરિહારવિશુદ્ધિ ચારિત્ર પણ છે નહિ. ક્ષપકશ્રેણિ તથા ઉપ-

શમશ્રેણિ પણ નથી. ભગવાન શ્રી મહાવીરપરમાત્મા સ્વમુખે આ વસ્તુ જણાવી ગયા છે: એટલે તે તે જાતિના ચારિત્રને ધરનાર હોય તેને જ અમે સુસાધુ માનીએ અને બીજાને કુસાધુ માનીએ, એવી માન્યતા હોય તો તે માન્યતા પણ મિથ્યાત્વના ઘરની છે. અત્યારે પાંચ પ્રકારના નિર્ગ્રંથો પૈકી માત્ર બે જ પ્રકારના નિર્ગ્રન્થોની હયાતિ દસ ક્ષેત્ર માટે માનેલી છે: એક બકુશ અને બીજા કુશીલ. શ્રદ્ધામાં ખામી વિનાના અને આ કાળ માટે શકય ચારિત્રના પાલનમાં ભગવાનની આજ્ઞા મુજબ ધીર એવા મહાત્માઓને જે સુસાધુ ન માને, તે અજ્ઞાની છે અને મિથ્યાત્વથી ઘેરાએલો છે. આથી સુસાધુ કોને કહેવાય અને કુસાધુ કોને કહેવાય, એ વિગેરે પણ સમજતાં શીખો !

## વેષ પણ જોવાનો અને સાધુતા પણ જોવાની :

કોઈ પણ સુસાધુ તમને એવી સલાહ નહિ આપે કે- 'માત્ર વેષ જોઈને ઝુકી પડો અને બીજું કાંઇ જૂઓ જ નહિ!' વેષ પણ જોવાનો અને સુસાધુતા પણ જોવાની. જેટલા આ વેષમાં હોય તેટલા બધા જ સુસાધુ એમ માનવાનું નહિ. વેષ આ હોય તે છતાં પણ એનામાં સાધુતા ન હોય એમેય બને: કારણ કે-વેષમાત્રથી જ સાધુતા આવી જતી નથી: તેમ છતાં પણ એ વાત ચોક્કસ છે કે-આ વેષમાં કોઈ અજાણ્યાને જૂઓ, એટલે મુનિ માની પહેલાં તો શ્રાવકોચિત વિનય કરવાનો જ: પણ જ્યાં એમ માલૂમ પડી જાય કે-આ તો વેષધારી છે, એટલે ઝટ થોભી જવાનું. એને સુધારવાનો પ્રયત્ન કરવાનો. એવી ઉત્તમ રીતિએ એ

પ્રયત્ન કરવાનો, કે જેથી સામા આત્મામાં જો કાંઈક ય લાયકાત હોય, તો તે લાયકાત ઉછાળો માર્યા વિના રહે નહિ. એમ પ્રયત્ન કરતાં જો ઠેકાણે આવે તેમ હોય, તો ગંભીર પેટના ઉદાર બનીને, પોતાનાથી બને તેટલો ભોગ આપીને પણ, પેલાને વેષને દીપાવે એવો બનાવી દેવાનો. આ જાતિનો પ્રયત્ન કરવો, એ સામાન્ય કોટિનો ઉપકાર નથી. એ પણ શાસનની આરાધનાનો જ એક પ્રકાર છે.

## સુધારવાનો યોગ્ય પ્રયત્ન કરવો અને ન જ સુધરે તો તેવા કુસાધુનો છાંયો પણ લેવો નહિ :

સુશ્રાવકો તો એવા હોય કે-જેમના યોગે શિથિલ-પરિણામી બનેલા છતાં આરાધક-ભાવથી રહિત નહિ બનેલા મુનિઓ પણ મુનિપણામાં સ્થિર બને. મુનિઓને પણ એમ થઈ જાય કે-'એક ઉપકારી સુશ્રાવક મળ્યો હતો. એ ન મળ્યો હોત તો મારૂં શું થાત?' પણ આજે તો મોટા ભાગે દશા જ કોઈ વિલક્ષણ છે! અછતા આરોપો મૂકવા, એ તો રમત વાત! દોષિતની દયા ખાવાને બદલે, તેને સુધારવાનો પ્રયત્ન કરવાને બદલે, આજે તો ઘણાઓ ઠઠ્ઠા-મશ્કરીઓ જ કરે! એવી વાતો કરવા માંડે, કે જેથી દુનિયા સારા સાધુઓથી, અથવા તો કહો કે-સાધુ માત્રથી, ભડકતી બની જાય. તમને કોઈ પણ સુસાધુ એમ કહેતા જ નથી કે-'તમે વેષધારી કુસાધુઓને પણ સુસાધુઓ માનીને તેમને માનતા-સેવતા રહો!' પરન્તુ એનો અર્થ એ નથી કે-તમે સુશ્રાવકને છાજતી શિથિલાચારી સાધુઓને સુધારવાની ફરજ આદિ ચૂકી જાઓ! તદ્દન અજાણને આ વેષમાં

જૂઓ, ત્યારે તમારી સૌથી પહેલી ફરજ તો એ જ છે કે-તમારે એને સુસાધુ માનીને જ તેનો સત્કાર કરવો જોઈએ. તે પછી પરિચય સાધવો જોઈએ અને પરિચય સાધતાં જો તમને એમ લાગે કે-' ઓહ, આ તો વેષધારી જ છે '-તો ઉત્તમ કુળના વિવેકી વડિલો જેમ કુળમાં પેસતી બદીને અટકાવવાનો પ્રયત્ન કરે, તે રીતિએ તમારે પણ પેલાને સુધારવાનો પ્રયત્ન કરવો જોઈએ. એ રીતિએ કરવા યોગ્ય પ્રયત્ન કરતાં જો સામો સુધરી જાય તો મહાલાભ અને કદાચ તે એવો જ બહુકર્મી હોય કે-ન જ સુધરે, તો પછી એને છાંયે પણ ચડવાનું બંધ કરવું જોઈએ. એટલું જ નહિ, પણ એવા વેષધારિથી ધાર્મિક જનતા ન છેતરાય, એવા વેષધારિથી ધાર્મિક જનતા સાવધ રહે અને એવા વેષધારિથી ભદ્રિક જીવો માર્ગ પામતા અટકી ન પડે, એને માટે પણ તમારે શકય એવા ઉચિત પ્રયત્નો કરવા જોઈએ.

## કુસાધુઓ માટેની જાહેરાત પણ સુસાધુઓ હોવાની સાક્ષી પૂરે તેવી હોવી જોઇએ :

એ પ્રયત્નો કરતાં પણ એ ખ્યાલ રાખવો જોઇએ કે-શાસનની અપભ્રાજના થવા પામે નહિ. એ પ્રયત્નો એવી હોંશીયારીથી અને એવી વિવેકશીલતાથી કરવા જોઈએ, કે જેના યોગે બહારની દુનિયામાં પણ એવી છાપ પડે કે-'જૈનો સુસાધુઓ પ્રત્યે જેમ ભક્તિશીલ છે, તેમ કુસાધુઓ તો એમને આંગણે પણ ફરકી શકતા નથી.' એક કુસાધુની જ્યારે તમે સ્વપરહિત ખાતર જાહેરાત કરી રહ્યા હો, ત્યારે પણ દુનિયાને એ જ દેખાવું જોઇએ કે-

"જૈનોના સાધુઓ ઘણા ઉત્તમ. જૈનસમાજ પણ ઘણો વિવેકી. એ સુસાધુને માન્યા વિના રહે નહિ અને કુસાધુને સંઘરે નહિ. સેંકડો સુસાધુઓની ભક્તિ કરનારા જૈનોએ એક કુસાધુને જોયો, તેને સુધારવાના ઘણા ઘણા પ્રયત્નો કર્યા, બાપ પોતાના એકના એક દીકરાને સુધારવા માટેના જેટલા પ્રયત્નો કરવાની ધીરજ ન રાખી શકે તેના કરતાં ય વધુ ધીરજ રાખીને ખૂબ જ પ્રયત્નો કર્યા: પણ જ્યારે જોયું કે-કોઈ પણ રીતિએ આ સુધરે તેમ નથી, પોતે તો ખરાબ છે પણ બીજાઓને ખરાબ કરે તેમ છે, તથા ખાત્રી થઈ કે-વેષને લજવનારો જ છે, ત્યારે જ તે કુસાધુ માટે જૈનોને આ જાતિની જાહેરાત કરવાની ફરજ પડી છે."

કહેવાનું તાત્પર્ય એ છે કે-કુસાધુઓ માટે સ્વપરહિતાર્થે કરાતી જાહેરાત પણ એવા પ્રકારની હોવી જોઈએ કે-એ જાહેરાત પણ સુસાધુઓ સારી રીતિએ વિદ્યમાન હોવાની અને સમાજ તેઓ પ્રત્યે ભક્તિશીલ હોવાની સાક્ષી પૂરે!

## ધર્માર્થિઓની મુશ્કેલી વધી છે અને સરલ આત્માઓને ઉભગાવી દેવામાં આવ્યો છે:

આજે તો લગભગ વિપરીત જ દશા છે. સાધુઓની નિન્દા, એ કેટલાકોનો ધંધો થઇ પડ્યો છે, તો કેટલાકોનો શોખ થઇ પડ્યો છે. આજનો કહેવાતો સુધારક વર્ગ તો એવો પાક્યો છે કે-એ સુસાધુઓનો જ મોટે ભાગે નિન્દક છે. દોરા-ધાગા કરનારાઓ, આંકફરક દેખાડનારાઓ, સટ્ટાના ભાવ કાઢનારાઓ અને સાધુક્રિયાનાં ઠેકાણાં વિનાનાઓનો તો એ વર્ગ સત્કાર કરે છે! અર્થ અને કામની તેમની લાલસા-

ઓને ખીલવે અને તેમની શાસનદ્રોહી વાતોમાં પણ હાજીયા પૂરે, એવા કુસાધુઓ માટે એ વર્ગ કાંઈ બોલે નહિ. અવસરે અવસરે એને હથીયાર બનાવી સુસાધુઓની ભાંડણી પણ કરી લે. આવાઓને શાસનની દરકાર છે અને સુસાધુઓનો ખપ છે, એમ કેમ કહેવાય? કુસાધુતાના યોગે શાસનને થઈ રહેલા નુકશાનની બળતરાથી અને સુસાધુતાના અર્થિપણાથી જેઓ લખનારા કે બોલનારા હોય, તે એવા ધંધા કરે? નહિ જ. પણ આજે એ વર્ગે ધર્મના અર્થી વર્ગની મુશ્કેલી ખૂબ વધારી દીધી છે અને જો યોગ્ય સંયોગ મળી જાય તો ધર્મને પામી જાય એવા સરલ આત્માઓને પણ મોટી સંખ્યામાં ઉભગાવી દીધા છે. એમના હૈયા સુધી એવું ઝેર પહોંચાડી દીધું છે કે-તે બીચારા ભદ્રિક આત્માઓ સુસાધુઓનો પરિચય સાધવાને ઉત્સુક જ બને નહિ.

## સુસાધુઓ કાંઈ છૂપાઈને ફરતા નથી :

આથી જ ધર્મના અર્થી આત્માઓએ એવાઓની વાતોથી દોરવાઈ નહિ જતાં, યોગ્ય પ્રયત્નોથી ખાત્રી કરવાને તૈયાર રહેવું એ હિતાવહ છે. સુસાધુ કોને કહેવાય તે જાણી લેવું જોઈએ, સુસાધુ તથા કુસાધુને સાચી રીતિએ પારખવાની શક્તિ કેળવવી જોઈએ અને સાધુઓના પરિચયથી દૂર રહેવું જોઈએ નહિ. વેષધારિને ન માનવો, પણ સુસાધુની અજાણતાં ય અવગણના ન થઈ જાય તેની કાળજી રાખવાની. સાચી સાધુતા પ્રત્યે પૂજ્યભાવ હોય અને તે સાધુતાનું જો અર્થિપણું હોય, તો સુસાધુઓ નજરે ચઢયા વિના રહે નહિ. સુસાધુઓ કાંઇ છૂપાઈને ફરતા નથી. પણ એમ કહો કે–

જેમને સુસાધુઓની ગરજ નથી, તે બીચારાઓની તો વૃત્તિ જ એવી થઈ ગઇ છે કે-તેમને સુસાધુ પણ કુસાધુ રૂપ લાગે છે. કેટલીક વાર તો વેષધારી વંચકો જેવા મહા પાપી પણ કુસાધુઓ જ જાણે કે સુસાધુઓ હોય, એવું એ લોકોને લાગે છે.

## કલ્યાણના અર્થિએ કુગુરૂત્યાગ અને સુગુરૂસ્વીકારની પંચાતમાં પડ્યા વિના ચાલે નહિ:

સભા૦ એટલી પંચાતમાં પડે કોણ? કાં તો જેટલા ભગવાનના વેષને ધરનારા તેટલાને પૂજવા અને કાં તો પછી કોઈને માન્યા વિના આપણે આપણું કલ્યાણ સાધ્યા કરવું.

આ પ્રશ્ન જ વિચિત્ર છે. કોઈ પણ ડાહ્યો માણસ આવી મનોદશાવાળો હોય નહિ. 'આ સુસાધુ છે કે કુસાધુ છે, એની પંચાતમાં પડે કોણ?'-એ પ્રશ્નના ઉત્તરમાં કહેવું જોઈએ કે-'એ પંચાતમાં તે પડે, કે જે કલ્યાણનો અર્થી હોય.' જેને પોતાના આત્માનું કલ્યાણ સાધવું હોય, તેને માટે તો એ પંચાત જરૂરી છે. શ્રી જૈનશાસનમાં જેમ દેવને માનવાના છે પણ તે સુદેવને, જેમ ધર્મને માનવાનો છે પણ તે સુધર્મને, તેમ ગુરૂને માનવાના છે, પણ તે સુગુરૂને! શ્રી જૈનશાસનનો સ્વીકાર એટલે કુદેવ, કુગુરૂ અને કુધર્મનો ત્યાગ તેમજ સુદેવ, સુગુરૂ અને સુધર્મનો સ્વીકાર. કુદેવને પણ જે દેવ માને અને સુદેવને પણ જે દેવ માને, કુગુરૂને પણ જે ગુરૂ માને અને સુગુરૂને પણ જે ગુરૂ માને, કુધર્મને પણ જે ધર્મ માને અને સુધર્મને પણ જે ધર્મ માને, તે શ્રી જૈનશાસનને પામેલો નથી. શ્રી જૈનશાસનને પામેલો તો તે છે, કે

જે સુદેવને જ સુદેવ માને અને કુદેવને કુદેવ જ માને, સુગુરુને જ સુગુરૂ માને અને કુગુરૂને કુગુરૂ જ માને તથા સુધર્મને જ સુધર્મ માને અને કુધર્મને કુધર્મ જ માને. જૈન એટલે વસ્તુને વસ્તુગતે માનનારો. જે વસ્તુ જેવી હોય તેને તેવી જ માને, એનું નામ જૈન. સમ્યગ્દષ્ટિ એટલે શું ? જેની દૃષ્ટિનું મિથ્યાપણું ક્ષયોપશમાદિને પામ્યું છે, અને એ કારણે જેની દૃષ્ટિ સમ્યક્ બની છે તે! દૃષ્ટિ સમ્યક્ બને એટલે જે વસ્તુ જેવી હોય તે વસ્તુને તેવી જ તે માને! આથી સ્પષ્ટ છે કે-જેણે પોતાના આત્માનું કલ્યાણ સાધવું હોય, તેણે તો સુગુરૂ કોને કહેવાય અને કુગુરૂ કોને કહેવાય તેની તથા કુગુરૂના ત્યાગપૂર્વકના સુગુરૂસ્વીકારની પંચાતમાં પડવું જ પડે. સમ્યગ્દષ્ટિ આત્માઓને એ જાતિનો વિવેક કરવામાં પંચાત લાગે નહિ. સમ્યગ્દષ્ટિ આત્માઓ તો સમજે કે-'એ કહેવાતી પંચાતમાં ન પડીએ તો આત્માનો નિસ્તાર સાધી શકાય નહિ.

## ધર્મનું વાસ્તવિક અર્થિપણું નહિ હોવાના યોગે ઉત્પન્ન થયેલી મનોદશા :

હવે બીજી વાત. આ ભાઈએ કહ્યું કે-'કાં તો જેટલા ભગવાનના વેષને ધરનારા તેટલાને પૂજવા અને કાં તો પછી કોઈને માન્યા વિના આપણે આપણું કલ્યાણ સાધ્યા કરવું.' આમ કહેવું એ પણ બરાબર નથી. જ્ઞાનિઓ ફરમાવે છે કે-'કેવળ વેષના જ પૂજારી ન બનો!' આ વેષ એ સાચી નિર્ગ્રન્થતાનો સૂચક છે, એ માટે એના પ્રત્યે પૂરેપૂરૂં બહુમાન હોવું ઘટે, પરન્તુ વેષ ખાલી વેષ જ નહિ હોવો જોઈએ. વેષની સાથે સાથે નિર્ગ્રન્થતા પણ જરૂર હોવી જોઈએ. આપણે

જેવું કાંઈ છે જ નહિ. સિંહ જંગલનો રાજા ગણાય છે. સિંહના સત્ત્વ અને પ્રભાવની તુલનામાં બીજાં પશુઓ ટકી શકતાં નથી. સિંહનું નિષ્પ્રાણુ કલેવર પણુ પશુઓને ડારવાનું સામર્થ્ય ધરાવે છે. આમ છતાં પણુ મૃત સિંહના કલેવરમાં ઉત્પન્ન થયેલા કીડાઓ મોજથી એને કોરી ખાય છે. એ જ સ્થિતિ શાસનને અંગે સૂચવવામાં આવી છે. કુતીર્થિક રૂપી તિર્યંચો દ્વારા સદાય અપરાજિત રહેવાને સર્જાએલા શાસનને વેષધારી વંચકો ડોળી નાખે છે. શ્રી પુણ્યપાલ મંડલેશે સ્વપ્નમાં સિંહનું શબ જોયું છે અને તે સ્વપ્નના ફલાદેશમાં ભગવાને આ વાત ફરમાવી છે. તેને દર્શાવતાં કલિકાલસર્વજ્ઞ આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે–

" सिंहतुल्यं जिनमतं, जातिस्मृत्याद्यनूज्झितम् ।
विपत्स्येऽस्मिन् भरत,–वनं धर्मज्ञवर्जिते ॥ १ ॥
" न कुतीर्थिकतिर्यंचोऽभिभविष्यन्ति जातु तत् ।
स्वोत्पन्नाः क्रमिवत्किंतु, लिंगिनोऽशुद्धबुद्धयः ॥ २ ॥
" लिंगिनोऽपि प्राक्प्रभावात्, श्वापदाभैः कुतीर्थिकैः ।
न जात्वभिभविष्यन्ते, सिंहस्वप्नफलं ह्यदः ॥ ३ ॥ "

અહીં શ્રી જિનમતને જેમ સિંહ સમાન વર્ણવેલ છે, તેમ શ્રી ભરતક્ષેત્રને વન રૂપે જણાવેલ છે. શ્રી ભરતક્ષેત્ર રૂપ વનમાં સિંહ સમાન શ્રી જિનમત વિનાશને પામશે, એમ ફરમાવે છે. આથી શ્રી જૈનશાસનની હયાતિ જ નહિ રહે, એમ નહિ. શ્રી જૈનશાસનની હયાતિ તો પાંચમા આરાના અન્ત સુધી રહેવાની જ છે. આ કારણે સમજવું જોઇએ કે– આ વસ્તુ વિશિષ્ટતાદિના પ્રભાવને અંગે જણાવેલી છે. અહીં '**जातिस्मृत्याद्यनूज्झितम्**' એવા વિશેષણુનો શ્રી જિનમતને

માટે અને 'धर्मज्ञवर्जिते' એવા વિશેષણનો શ્રી ભરતક્ષેત્રને માટે પ્રયોગ કરવામાં આવ્યો છે. આનો સીધેસીધો અર્થ કરવામાં આવે, તો તો અનર્થ થાય તેમ છે: કારણ કે-આ કાલ માટે જાતિસ્મરણાદિનો વિચ્છેદ માનવામાં આવ્યો નથી. વિચ્છેદનો ઉલ્લેખ તો પરમાવધિ આદિને માટે મળી આવે છે. આમ છતાં પણ એ સંભવિત છે કે-વર્તમાનમાં શ્રુતજ્ઞાનની હયાતિ છતાં જેમ વિશિષ્ટ શ્રુતજ્ઞાન નથી તેમ મતિજ્ઞાન વિદ્યમાન છતાં કોઈ તેવા વિશિષ્ટ કોટિના જાતિસ્મરણાદિને અંગે અહીં રહિતપણું સૂચવાયું હોય: અગર ભાવિકાલમાં રહિતપણું પ્રાપ્ત થવાનું જાણ્યું હોય અને તે અપેક્ષાએ આવો ઉલ્લેખ કરાયો હોય તો ય તે સંભવિત છે: કારણ કે-"जातिस्मृतितपोलब्धि-ज्ञानातिशयवर्जितम्।'-એવો શ્રી 'દીપાલિકા-કલ્પ'નો અને 'तं च पवयणं मयं अइसयववगमेणं निप्पभावं भविस्सइ।' -એવો શ્રી 'અપાપાબૃહત્કલ્પ'નો ઉલ્લેખ જોતાં તથા જે વસ્તુ કથનીય છે તે વિગેરે વિચારતાં 'अनूज्झितम्'ને બદલે 'अनुज्झितम्' માની સહિત અર્થ કરવો એ પણ આપત્તિ જનક છે. આવી જ રીતિએ અપેક્ષા રાખીને 'धर्मज्ञवर्जिते'નો પણ અર્થ કરવો પડે તેમ છે. શ્રી ભરતક્ષેત્રમાં શાસન વિદ્યમાન છે ત્યાં સુધી ધર્મજ્ઞનો સર્વથા અભાવ, એ અસંભવિત વસ્તુ છે: એટલે સમજવું જોઇએ કે-આ દ્વારા સુપરીક્ષક ધાર્મિક જનોની પ્રવિરલતા જણાવાઈ છે. આ દશામાં પણ ભગવાન ફરમાવે છે કે-શ્રી જિનશાસનનો અભિભવ કુતીર્થિક રૂપી તિર્યંચો કરી શકશે નહિ, પરન્તુ પોતાનામાં ઉત્પન્ન થયેલા કૃમિ જેવા અશુદ્ધબુદ્ધિવાળા વેષધારિઓ જ અભિભવ કરનારા થશે જો કે-શાસનના પૂર્વપ્રભાવના કારણે, એવા વેષધારિઓનો પણ અભિભવ કરવાને માટે કુતીર્થિક રૂપી શ્વાપદો સમર્થ નિવડશે નહિ.

હમણાં જ વિચારી ગયા કે–આ વેષમાં કોઈ અજાણ્યાને દેખો, એટલે પહેલાં તો તમારે શ્રાવકોચિત વિનયાદિની ક્રિયા કરવાની જ ! પણ તે પછી પરિચયના યોગે માલૂમ પડી જાય કે–' આ તો ખાલી વેષધારી જ છે. '–તો એને સુધારવાના પ્રયત્નો કરવાના અને ન સુધરે તો પછી એનો છાંયો લેવો પણ બંધ કરવાનો. ભગવાનના વેષને ધરનારાઓ પૂજ્ય છે, પણ તે ભગવાનની આજ્ઞામાં હોય તો ! ભગવાનની આજ્ઞાની અવગણના કરનારા વેષધારિઓ પૂજ્ય તો નથી જ, પરન્તુ શ્રી જૈનશાસનમાં એવાઓની એક ફુટી કોડીની ય કિંમત નથી. વળી–' આજે ઘણા વેષધારિઓ નીકળ્યા છે, માટે આપણે તો કોઈને ય માન્યા વિના આપણું કલ્યાણ સાધવું. '–આ મનોદશા પણ અજ્ઞાનતાના ઘરની છે. આત્માનું કલ્યાણ સાધવું હોય, તો સુસાધુઓની સેવાથી જરા પણ વંચિત રહેવું જોઈએ નહિ. સુસાધુઓથી પણ ઇરાદાપૂર્વક દૂર રહેનારો, પોતાનું આત્મકલ્યાણ શી રીતિએ સાધવાનો તો ? સારા કે નરસા કોઇ પણ સાધુને માનવા જ નહિ, વો નિશ્ચય કરનારે ભગવાનની આજ્ઞા જાળવી કે જતી ? કહો કે–જાળવી નહિ પણ જતી કરી : અને જ્ઞાનિઓ ફરમાવે છે કે–શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞાની આરાધના તે જ સાચું કલ્યાણ છે. પણ ખરી વાત એ છે કે–આવી નોદશા ઉત્પન્ન થવાનું મૂળ જ જૂદું છે. ધર્મનું વાસ્તવિક ાર્થિપણું છે નહિ, એથી જ આવી મનોદશા ઉત્પન્ન થવા પામી છે. બજારમાં ધનનું અર્થિપણું છે, તો માણસ ત્યાં કેટલો કાબેલ બને છે ? રખે કોઈ મને ખાડામાં ન ઉતારી દે, એની વ્યાપારીને સતત્ ફીકર રહ્યા કરે છે. સામી પેઢી

માટે શક ઉત્પન્ન થાય તો દેખીતો નફો જતો કરે, પણ તેની જોડે વ્યાપાર ન કરે. નાદાર ઘણા નીકળ્યા, બેવચની ઘણા નીકળ્યા, એથી વ્યાપારીઓએ વ્યાપાર છોડયો નહિ : કારણ કે-ત્યાં અર્થિપણું છે. એ અર્થિપણું જો ધર્મમાં આવી જાય, તો સુગુરૂ-કુગુરૂના સ્વીકાર-ત્યાગમાં પંચાત ન લાગે અને સાધુ માત્રથી દૂર રહેવાની બુદ્ધિ ઉત્પન્ન થાય નહિ. આજે ખરી ખામી જ ધર્મના અર્થિપણાની છે અને એના જ યોગે આવી મુંઝવણો વધતી જાય છે. જેઓ ધર્મના વાસ્તવિક અર્થી છે, તેઓ તો આ રીતિએ મુંઝાતા જ નથી.

## પૂર્વે પણ વેષધારિઓ થયા હતા અને મહાપુરૂષોને ખમવું પડયું હતું :

કુસાધુઓ માત્ર આપણા જ વખતમાં પાકયા છે અને પૂર્વે નહોતા, એમ નહિ માનતા. પૂર્વના મહાપુરૂષોને પણ પોતાના કાળમાં ઘણું ઘણું વેઠવું પડયું છે. મહાપુરૂષોને માટે એવા પણ પ્રસંગો બન્યા છે કે-તે પુણ્યપુરૂષો ગ્રન્થ લખીને ગોચરી જાય, ત્યાં પાછળથી દુશ્મનો તે ગ્રન્થનાં પાનાંને સળગાવી મૂકે. એવો કાળ પણ હતો, કે જ્યારે વેષધારિઓનું જોર ઘણું હતું. અને સુસાધુઓને માટે મુશ્કેલીઓનો પાર નહોતો. કેટલાક એવા પણ હતા, કે જે મનમાં સમજતા કે-આ શાસનનું ભૂંડું થાય છે, પણ તાકાતના અભાવે બોલી શકતા નહોતા. મનમાં બળ્યા કરતા અને કોઈ સત્ત્વશીલ દેખાય તો એને ઉન્માર્ગનું ઉન્મૂલન કરવાની પ્રેરણા કરતા. કેટલીક વાર વેષધારિઓનું પરિબળ ઘણું વધી જાય, એથી સુસાધુઓ આદિને ઘણું ખમવું પડે, પણ શાસન તો

જયવન્તુ છે. કોઈ ને કોઈ નીકળી આવે, કે જે બધી આફ્તોને ઘોળી પીએ, વેષધારિઓના ધમપછાડાની પરવા કરે નહિ અને ભગવાનની આજ્ઞા નિર્ભયપણે જનતાને સમજાવી વેષધારિઓના ફન્દામાંથી ઉગારી લેવાનો પ્રયત્ન કરે. વેષધારિઓ પોતાની ખ્યાતિ તૂટતી જોઈને, પોતાના ભક્તમંડળમાં ભંગાણ પડતું જોઈને અને પોતાને માટે જનતામાં અવિશ્વાસ પેદા થતો જોઈને, સુવિહિત સાધુઓને હેરાન કરવાના બને તેટલા કૂટ પ્રયત્નો તેઓ કરી છૂટે, પણ શ્રી જિનેશ્વરદેવના શાસનને સમર્પિત થયેલા, શ્રી જિનાજ્ઞાની આરાધના કરવામાં જ એકતાન રહેનારા અને પોતાની શક્તિ મુજબ પ્રભુમાર્ગનો પ્રચાર કરનારા સુવિહિત સાધુઓ તો એને ગણકારે જ નહિ!

## આયુષ્યની ચંચળતા પીછાની શ્રેય સાધો:

આજે પણ શાસનમાં ક્યાં ઓછી ધમાલ ચાલે છે? આજે તો એવા પણ પાકવા માંડ્યા છે, કે જેમણે શાસ્ત્રગ્રન્થોમાં ય ગોટાળા કરવા માંડ્યા છે! ચૈત્યવાસિઓએ પણ શાસ્ત્રોમાં એવા ગોટાળા કર્યા નથી. આજે તો એવા છે કે—શાસ્ત્રના નામે પણ પોતાની પૂર્વની નામનાનો દુરૂપયોગ કરી રહ્યા છે. એવાઓથી કલ્યાણના અર્થિઓએ સાવધ થવાની જરૂર છે. અનેક પ્રકારની મુશીબતો વચ્ચેથી પણ અર્થી આત્મા માર્ગ શોધી શકે છે, માટે વારંવાર એ કહેવાય છે કે—અર્થ અને કામના અર્થી મટી જાવ અને આત્મકલ્યાણના અર્થી બની જાવ. આ જીવન ઓછું કિંમતી નથી અને સાથે આયુષ્ય ચંચળ છે. આયુષ્યની ચંચળતા પીછાણીને આ

જીવનની કિંમતવાળા આત્માઓએ તો, પોતાનું વાસ્તવિક શ્રેય સાધવામાં મશ્ગુલ બની જવું જોઈએ. આપણી તો ઘણી ય એવી ઇચ્છા હોય કે–એક પણ કુસાધુ હોય નહિ, પણ આજે છે અને ભગવાને ફરમાવ્યું છે કે–એવા પણ રહેવાના ! જ્યારે એવા છે અને એવા રહેવાના છે, ત્યારે આપણે કરવાનું એ કે–એવાઓ આપણને ફસાવી જઇ શકે નહિ તેમજ બીજા પણ યોગ્ય આત્માઓ એવાઓની જાળમાં ફસાતા બચી જાય !

ગચ્છ રૂપ વાવડીઓ :

કાકસ્વપ્નના ફલનું વર્ણન કરતાં પણ ભગવાને ફરમાવ્યું કે–આ શાસનમાં કેટલાક સાધુઓ કાકસ્વભાવના પાકશે. એ મુનિઓ ધર્માર્થી નહિ જ હોય એમ નહિ. પ્રાય: ધર્માર્થી હશે, પણ સ્વભાવે એવા ધૃષ્ટ હશે કે–એમને આપેલી શિખામણ એમના હૃદયમાં જે રૂપે પરિણમવી જોઇએ તે રૂપે પરિણમે નહિ. આવડત ઓછી ને આડંબર ઘણો. ધર્મ ન જોઈએ એમ જ નહિ, પણ લાયકાતની ખામી ! હિતશિક્ષા આપતાં તેના આત્માના ભલા ખાતર જરાક કડક કહેવામાં આવે, એટલે એને એમ થાય કે–' આ નહિ. આમ તે હોતું હશે ? આમ કેમ સંભળાય ? ' ભગવાન ફરમાવે છે કે–ધૃષ્ટ સ્વભાવના મુનિઓ, પ્રાય: ધર્મના અર્થી હોવા છતાં પણ, ગચ્છ રૂપ વાવડીઓમાં નહિ રમે. પૂર્વે વાવડીઓ મોટા શ્રીમન્તોના બંગલાઓની આજુબાજુ રહેતી. એ વાવડીઓની ચારે બાજુ વૃક્ષોની સુન્દર ઘટા પ્રસરેલી રહેતી. વાવડીઓમાં સદા નિર્મલ જલ રહેતું. અમૂક અમૂક સમયે એ વાવડીઓને ગાળવામાં

આવતી, જેથી પાણી નિર્મલ રહે. ગચ્છોમાં પણ ગાળવાનું કામ ચાલુ જ હોય. ગચ્છ રૂપ વાવડીઓમાં ધૃષ્ટ સ્વભાવના મુનિ રૂપ કાગડાઓ નહિ રમે. કાગડાને જેમ વાવડીઓમાં જ આનંદ નહિ માનતાં ભટકવા જોઈએ, તેમ પેલા મુનિઓની પણ એ હાલત થશે. સમુદાયમાં રહેવું એમને પાલવશે નહિ. સારો સમુદાય, એ તો ગુણપ્રાપક, ગુણવર્ધક અને ગુણપોષક સ્થાન છે: પણ સ્વભાવમાં ધૃષ્ટતા આવવી જોઈએ નહિ: નહિ તો સમુદાય બહાર નીકળી જતાં વાર લાગે નહિ.

## જે ગચ્છમાં સારણા આદિ ન હોય તે સુગચ્છ નથી પણ કુગચ્છ છે:

સુગચ્છમાં સારણા પણ હોય, વારણા પણ હોય, ચોયણા પણ હોય અને પડિચોયણા પણ હોય. સમુદાયના માલીકોનું એ કર્ત્તવ્ય છે કે-તેમણે સમુદાયમાં આશ્રય પામેલા મુનિઓનું સંયમ સીદાય નહિ તેની કાળજી રાખવી. સાધુઓ ન કરવા લાયક કરવા માંડે તો સમુદાયના માલીક ઝટ રોકે. જરૂર પડે તો ઠપકો પણ આપે. યોગ્ય પ્રકારની શિક્ષા પણ કરે. ધીઠ્ઠાઓને એ પાલવે નહિ. કાકસ્વભાવના ધીઠ્ઠા સાધુ-ઓના માલીક થવું, એ પણ જોખમ. જેમ વર્તે તેમ વર્તવા દ્યો ત્યાં સુધી તો વાંધો નહિ, પણ જરાક હા-ના કરો એટલે વાંકું પડતાં વાર લાગે નહિ. એવા સાધુઓને ભવાઈ કરતાં પણ સંકોચ થાય નહિ. એ જૂએ જ નહિ કે-'ભૂલ મેં કરી છે અને ગુરૂએ મારા ભલાને માટે કહ્યું છે.' એવા પણ હોય છે કે-ઉપરથી કહે કે તમે કહેનાર કોણ?

**સભા૦** પરીક્ષા કરીને લીધા હોય તો?

પરીક્ષા કરીને લીધા હોય એથી એમ થવાનો સંભવ ઓછો, છતાં પણ પરીક્ષા કરવામાં ભૂલ થવાનો ય સંભવ તો છે ને ? પરીક્ષા કરીને જેઓ લે છે તેમને તો જોખમ ઓછું ખેડવું પડે છે, છતાં પણ છેતરાઈ જવાનો સંભવ તો ખરો ને ? એ માટે ઉપકારી પરમર્ષિઓએ ફરમાવ્યું કે–'કુશલ ચીતારાઓ જેમ ચિત્રપટ સપાટ હોવા છતાંય તેમાં ઉંચા–નીચા ભાગ દેખાડી શકે છે, તેમ કેટલાક એવા પણ દંભી આવે છે કે–હૈયાના જૂદા અને જીભના જૂદા! મનમાં કાંઇ ને વચનમાં કાંઇ! દેખાવ એક ને ધારણા બીજી! માટે સાવચેત રહેવું.' સાવધગીરી રાખવા છતાં પણ કોઇ તેવા આવી જાય તો નિરૂપાય. વિનયરત્નને દીક્ષા આપનાર આચાર્ય મહારાજા સામાન્ય કોટિના નહિ હતા: છતાં વિનયરત્ને ય એવો ઠગારો હતો કે–ન તો આચાર્ય મહારાજ તેને પારખી શક્યા કે ન તો મુનિવરો તેના ભેદને જાણી શક્યા. ઉલ્ટું, બીજા ઉત્તમ મુનિવરો કરતાં વિનયરત્ન આચાર્ય મહારાજને વધુ વિશ્વાસપાત્ર લાગ્યો. એક માણસ બાર બાર વર્ષ સુધી સાથે રહે, છતાં પોતાનું સ્વરૂપ છૂપાવી શકે અને દેખાવનું સ્વરૂપ એવું રાખે કે–સૌ તેને ઉત્તમ કોટિનો જ માને, એ ઓછી વાત છે ? છતાં એ સંભવિત છે: માટે પરીક્ષા કરવા છતાંય ભૂલ ન જ થાય એમ નહિ: પરન્તુ પરીક્ષાના વિધાન સામે જ ચેડાં કાઢનારાઓ તો આજ્ઞાના લોપક જ બને છે.

વાત તો એ છે કે–કેટલાક સાધુઓ ધૃષ્ટ સ્વભાવના એવા હોય કે–એમને હિતસ્વી હિતશિક્ષા દે તે પણ એમનાથી ખમાય નહિ: બીજી તરફ સુગચ્છમાં સારણાદિ ન હોય એ પણ બને નહિ. સારણાદિ ચારનો જે ગચ્છમાં અભાવ હોય, તે

સુગચ્છ નથી પણ કુગચ્છ છે. જે ગચ્છના માલીક સારણાદિ કરનારા ન હોય, તે ગચ્છમાં રહેવામાં ય નુકશાન. સારણાદિ વિનાના માલીક એ માલીકજ નથી. જરૂર ન હોય અને કાંઈ ન કરે તે વાત જૂદી છે, પણ જરૂર લાગે તો પાપભીરૂ માલીક પોતાની ફરજ ચૂકે નહિ. આ રીતિએ ગચ્છના માલીક પોતાની ફરજ અદા કરે, એટલે પેલા ધૃષ્ટ સ્વભાવના કાગડા જેવા સાધુઓને તે પાલવે નહિ. વર્તે તેમ વર્તવા દ્યો ત્યાં સુધી તો ભગત રહે, પણ સારણાદિ શરૂ થાય, એટલે પોતાના તારક ગુરૂને માટે પણ સત્તર દાખલા ઉભા કરે. તમે કેવા છો ?—એમ કહે. ખોટાં કલંક આપે. ખમાસમણાં દેનાર મારવા ન ઉઠે તો સારૂં. આટલી હદ સુધીના પ્રસંગ તો કવચિત જ બને. વળી માલીક જો ડાહ્યો હોય તો તો, એવા પ્રસંગ ઉત્પન્ન થવા પામે તે પહેલાં જ, એવા નાલાયકોને માટે ઘટતું કરી લે.

## મૃગતૃષ્ણા જેવા વંચકો :

તમને કદાચ એમ થતું હશે કે-' આવા કાગડા જેવા કુશિષ્યોને રાખે કોણ ? ' પણ ભગવાન કહે છે કે-' એવાઓને રાખનારા પણ મળી રહેશે. ' અન્ય ગચ્છના આચાર્યો વિગેરે સાધુઓ, કે જે વંચના કરવામાં તત્પર હશે અને મૃગતૃષ્ણા જેવા હશે, તેમની સાથે પેલા ધૃષ્ટ સ્વભાવના જડાશયી સાધુઓ ચાલી નીકળશે. એ આચાર્યો વિગેરે પણ એવા સ્વભાવના હશે કે-જેટલા ભળ્યા તેટલા સારા. એ તો કહે કે-' આપણે તો કદિ પણ કોઈને ઉપાલંભ દેતા નથી. શ્રાવકો આપનાર છે અને માગી ખાવાને પાત્રાં છે, તો નાહક

કચ-કચ કોણ કરે? મારા સમુદાયમાં તો લ્હેર છે!' પાછા વંચના કરનારા ય એવા કે-પેલા ધૃષ્ટ સ્વભાવના મુનિઓ એનાથી અંજાઈ જાય. તેવા આચાર્યાદિ માટે વિશેષણ મૂકયું કે-'**मृगतृष्णानिभैः**' દેખાવ જબરો પણ પુંઠે પડે તે બરબાદ થયા વિના રહે નહિ. એમને ચારિત્રની તો પંચાત નહિ. વાત જ એક કે-'આ દુનિયામાં સમુદાય કેમ વધે?' એ માટે તેઓ વંચના પણ કરે. પણ સમુદાય મોટો હોય એથી કલ્યાણ થઈ જાય એમ માનતા નહિ. ઘણા શિષ્યોનો ગુરૂ વહેલો તરે, એ માન્યતા શ્રી જૈનશાસનની નથી જ.

## શિષ્ય ઘણા હોય કે એક પણ ન હોય, પરન્તુ જે આજ્ઞાની આરાધના કરશે તે તરશે :

પોતાનો સમુદાય ગમે તેમ કરીને પણ વધારવાની લાલસા, એ પાપલાલસા છે. શાસ્ત્રકારપરમર્ષિઓએ ફરમાવ્યું કે-'ગીતાર્થ ગુરૂએ યોગ્ય દીક્ષાર્થિને જે દીક્ષા દેવાની છે, તે અનુગ્રહબુદ્ધિથી દેવાની છે.' હું ઘણા શિષ્યોનો ગુરૂ કહેવાઉં, હું મોટા સમુદાયનો માલીક ગણાઉં, આવી આવી ઇચ્છાને વશ થવું એ પણ પાપ છે અને એવી ઇચ્છાથી સમુદાય વધે તો પણ કલ્યાણ સધાતું નથી. સમુદાય મોટો હોય કે નાનો હોય, પોતાને એક પણ શિષ્ય ન હોય કે ઘણા શિષ્યો હોય, એથી કાંઈ આત્માનું કલ્યાણ થઈ જતું નથી. ઘણા શિષ્યો હોય તો જલ્દિ અગર ઘણું કલ્યાણ થઈ જાય છે, એમ માનતા નહિ. શિષ્યોથી તરી જવાય છે એમ નથી. શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞાની જે આરાધના કરે તે તરે. આજે સમુદાય વધારવાની લાલસાના નામે કહેવાતા સુધારકો કેટલી ય

શ્રમણાઓ ફેલાવી ચૂકયા છે, પણ કોઈ સુસાધુ સમુદાય વધારવા માત્રથી જ પોતાનું કલ્યાણ સધાય છે એમ માને જ નહિ. દુનિયામાં બને તેટલા વધુ આત્માઓને પ્રતિબોધ પમાડવાની ઈચ્છા જરૂર હોવી જોઈએ. જેટલા બને તેટલા વધારે આત્માઓને મોક્ષમાર્ગની આરાધનામાં જોડવાની ભાવના જરૂર હોવી જોઈએ. મોક્ષમાર્ગને પામેલા આત્માઓને આરાધનામાં સહાયક થવાને બનતો પ્રયત્ન જરૂર કરી શકાય, પણ–'મોટા સમુદાયને હું ગુરૂ કહેવાઉં કે મારે ઘણા શિષ્યો છે એમ દુનિયામાં કહેવાય.'–એવી પાપલાલસા તો કલ્યાણના અર્થી એવા કોઈ પણ સાધુમાં આવવી જોઇએ નહિ. કદાચ તેવી ઈચ્છા થઈ જાય, તો પણ મનને ઝટ કાબુમાં લઈ લેવું જોઈએ : પશ્ચાત્તાપ કરવો જોઈએ અને વિચારવું જોઈએ કે–'શ્રી જિનાજ્ઞાની આરાધના કરનારાઓનું જ કલ્યાણ છે : પછી શિષ્ય ઘણા હો કે એક પણ ન હો!'

## 'વેષધારી વંચકોની સાથે જવામાં કલ્યાણ નથી'–એવો ઉપદેશ આપનારને બાધા ઉપજાવશે :

પરન્તુ આ વિચાર મૃગતૃષ્ણા જેવા અને વંચના કરવામાં તત્પર એવા આચાર્ય આદિ સાધુઓને આવે કયાંથી? એવાઓની તો દ્રષ્ટિ જ જૂદી! ગમે તેમ કરીને ટોળું વધારવું અને મોટા કહેવડાવવું. આવા આચાર્યાદિની સાથે પેલા ધૃષ્ટ સ્વભાવના જડાશયી સાધુઓ જ્યારે ચાલવા માંડશે, ત્યારે સ્વપરહિતમાં રક્ત અને પરમાર્થના માર્ગને પામેલા એવા પુણ્યપુરૂષો પેલા સાધુઓને કહેશે કે–'આ લોકોની સાથે જવું એ યોગ્ય નથી. એવા કુગચ્છના આશ્રયે જવાથી

તમારૂં કલ્યાણ નહિ સધાય. આ મુનિપણાનો નિર્વાહ જે રીતિએ થવો જોઇએ તે રીતિએ એમની સોબતમાં નિર્વાહ નહિ થાય અને એથી તમે આ મનુષ્યભવને હારી જશો. પ્રાપ્ત થયેલી ઉત્તમ સામગ્રી વેડફાઇ જશે. આરાધક મટી વિરાધક બનશો.' આવું આવું હિતકારી કથન પુણ્યપુરૂષો કરશે, પણ ધૃષ્ટ સ્વભાવના સાધુઓ એમાંનું કાંઇ પણ સાંભળશે નહિ. નહિ સાંભળે એટલું જ નહિ, પણ હિતકર ઉપદેશને આપનારા શુદ્ધ બુદ્ધિવાળા મહાત્માઓને બાધા ઉપજાવશે. એવા સાધુઓને તો–'હિતશિક્ષા દેવી એય એમનો ગૂન્હો'–એ દશા થઈ પડશે. એવાઓ પોતે ખરાબ હશે છતાં ગુરૂને કલંકિત કરશે. બીજે જાય એટલે પોતાને સારા કહેવડાવવાને માટે જે વસ્તુતઃ સારા હોય તેમની નિન્દા કરવી પડે, તે જાતમાની આત્માઓને માટે અસ્વાભાવિક નથી, પણ સ્વાભાવિક જ છે. કુસાધુઓને માટે એ નવાઈની વસ્તુ જ નથી કે-તેઓ લોકમાં સારા તરીકે પંકાવાનો અને સુસાધુઓને હલકા પાડવાનો અધમ પણ પ્રયત્ન કરે.

## 'જે કોઈ મને હિતશિક્ષા આપે છે તે મારા ઉપર ઉપકાર કરે છે'-એમ માનવું:

હૃદય અત્યંત હીનપરિણામી બન્યા વિના આ દશા આવતી નથી. આવી અધમ દશાએ પહોંચવાની શરૂઆત પ્રાયઃ સામાન્ય ભૂલોમાંથી જ થાય છે. ઉપકારિઓએ આવી દશાથી બચવાને માટે, સદા સુગુરૂઓની પાસે બાલભાવ ધારણ કરવાની આજ્ઞા ફરમાવી છે. સામાન્ય ભૂલો માટે પણ ગુરૂ જે હિતશિક્ષા દે, તે અત્યન્ત પ્રેમભાવે અને સરલભાવે

સાંભળવી જોઇએ અને એમ માનવું જોઇએ કે-' જે કોઈ મને હિતશિક્ષા આપે છે, તે મારા ઉપર ઉપકાર કરે છે.' હિત-શિક્ષાદાતાને જે આત્માઓ ઉપકારી માને છે, તે આત્માઓ અનેક રીતિએ આરાધનામાં આગળ વધીને કલ્યાણ સાધી શકે છે અને જેઓ ધૃષ્ટ સ્વભાવના જડાશયી બને છે, તેમનું આખરે ઘણું જ ભયંકર પતન થાય છે. શ્રી પુણ્યપાલ મંડ-લેશને આવેલા કાકસ્વપ્નના ફલ તરીકે ભગવાને જે કાકસ્વ-ભાવના મુનિઓનું વર્ણન કર્યું, તે કોટિના આપણાથી ન બની જવાય, તેની દરેકે દરેક સાધુએ કાળજી રાખવી જોઈએ. દુ:ષમકાળમાં એવા ધૃષ્ટ મુનિઓ પાકશે, એમ ભગવાને ફર-માવ્યું છે, પણ સાથે જ એ વાત છે કે-'ઉત્તમ કોટિના સાધુઓનો પણ પાંચમા આરાના અન્ત સુધી સર્વથા અભાવ નહિ હોય.' માટે સાધુઓએ સુસાધુ તરીકે જ જીવવાને માટે પ્રય-ત્નશીલ રહેવાનું અને શ્રાવકોએ સુસાધુઓ દ્વારા કલ્યાણ સાધ-વાને માટે પ્રયત્નશીલ બનવાનું !

  

### પાંચમા સિંહ સ્વપ્નનું ફલવર્ણન :

હવે પાંચમા સ્વપ્નમાં શ્રી પુણ્યપાલ નામના મંડલેશે સિંહને જોયો છે. આ સ્વપ્નના ફલવર્ણન ઉપરથી પણ એ વાત સ્પષ્ટ થઈ જાય છે કે-' શ્રી જૈનશાસન કોના યોગે સીદાશે.' શ્રી જિનમત એ સિંહ સમાન છે. શ્રી જિનમતનો અભિભવ કરવાની તાકાત કોઈ પણ કુતીર્થિકમાં છે જ નહિ: કારણ કે-શ્રી જિનશાસનના સ્થાપકો એ સામાન્ય કોટિના આત્માઓ હોતા નથી. શ્રી જિનેશ્વરદેવોએ આ શાસનની

સ્થાપના અધુરા જ્ઞાને કરી નથી. સંપૂર્ણ જ્ઞાની બન્યા પછીથી જ શ્રી જિનેશ્વરદેવો તીર્થની સ્થાપના કરે છે. સંપૂર્ણ જ્ઞાનીના કથનમાં ભૂલ થવાનો સંભવ જ હોતો નથી. સંપૂર્ણ જ્ઞાની પણ તે જ આત્માઓ બની શકે છે, કે જે આત્માઓ રાગ અને દ્વેષથી સર્વથા મૂકાએલા હોય. રાગ અને દ્વેષથી સર્વથા રહિતપણા રૂપ વીતરાગ દશાને પામેલા આત્માઓ જ સંપૂર્ણ જ્ઞાનમય દશાને પ્રાપ્ત કરી શકે છે. શ્રી જિનેશ્વરદેવના આત્માઓ, પોતાના અન્તિમ ભવમાં ત્રણ જ્ઞાન, અને તે પણ નિર્મલ કોટિનાં, સાથે જ લઈને આવે છે. એ તારકના આત્માઓનો અન્તિમ ભવ જ્ઞાનપ્રધાન જીવનવાળો હોય છે. એ તારકોના આત્માઓ જે ભોગ વિગેરે પણ અન્તિમ ભવમાં ભોગવે છે, તે ભોગાસક્ત બનીને ભોગવતા નથી, મોહમાં ભાનભૂલા બનીને ભોગવતા નથી, પણ ભોગોના ભોગવટા વેળાએ પણ એ તારકોનો વિવેક બરાબર જળવાઈ રહે છે. એ જ કારણે એ તારકો જે પાણિગ્રહણ કરે છે, તે પણ તેવા કર્મના નાશના ઉપાય તરીકે જ કરે છે, એમ શાસ્ત્રકારપરમર્ષિ સ્પષ્ટપણે ફરમાવે છે. એ તારકોના અન્તિમ જીવનની સઘળી જ કરણીઓમાં અનુચિતતા હોતી નથી, પણ ઉચિતતા જ હોય છે, એમ પણ શાસ્ત્રકારપરમર્ષિ ફરમાવે છે. આમ હોવા છતાં પણ, એ તારક સંપૂર્ણ જ્ઞાની બન્યા પહેલાં તીર્થની સ્થાપના કરતા જ નથી. વિચાર કરો કે-અનન્તજ્ઞાની શ્રી વીતરાગપરમાત્માએ સ્થાપેલા શાસનમાં શી કમીના રહે ? કશી જ નહિ. આ જ કારણે રાગ તથા દ્વેષમાં પડેલા તેમજ અજ્ઞાનથી ઘેરાએલા એવા આત્માઓએ, સ્વતન્ત્રપણે પ્રવર્તાવેલા ધર્મો, શ્રી જિનમતની અપેક્ષાએ તદ્દન તુચ્છ ભાસે, એમાં નવાઈ પામવા

આરાધના કરશે તે તરશે :

જંગલમાં સિંહનું મુડદું પડ્યું હોય, તે છતાં પણ કોઈ પશુ તેની પાસે ફરકવાની હામ કરે નહિ, તેનું કારણ શું? એજ કે-સિંહનો એ પ્રકારનો સ્વાભાવિક પ્રભાવ વિસ્તરેલો છે. એનો પ્રભાવ જ એવો કે-એના નામે પ્રાય: સૌ કોઈ કંપે. આમ બીજાં પશુઓ તો કંપે, પણ મહીં શરીરમાં જે કીડાઓ ઉત્પન્ન થાય, તે કીડાઓ જ સિંહના શરીરને કોરે. શ્રી જૈનશાસન પણ એવા કીડાઓથી સીદાવાનું. પૂર્વ કાળનો ઈતિહાસ જોનારને અને વર્તમાન કાળની દશા જોનારને આ વાત સ્હેજમાં સમજાઈ જાય તેમ છે. શાસનમાં ઉત્પન્ન થયેલા કીડા જેવા લિંગિઓએ ઓછું બગાડ્યું છે? પોત-પોતાના મત જમાવીને બેસી ગયા અને શાસનમાં ઝઘડા ખડા કરી દીધા. શાસનને માનવાની વાતો કરે, 'ભગવાનને માનીએ છીએ'-એમ કહે અને શાસનના દેહને કીડાની માફક કોરે! શાસનની વધુમાં વધુ ખરાબી કરનારા જો કોઈ હોય, તો તે અશુદ્ધ બુદ્ધિવાળા બનેલા વેષધારિઓ જ છે. શ્રી જૈનશાસનની આન્તરિક હાલત આવી થવાની, એમ ભગવાને ફરમાવ્યું અને આજે આપણે તે આંખે જોઈએ છે. આ દશામાં પણ આપણે તો આરાધના કરવી છે. 'આવા આવા હોય તો થાય શું?'-એમ મુંઝવણ કર્યે કામ નહિ ચાલે. એવા વધારે હોય અને આપણે થોડા પણ હોઈએ, તે છતાં પણ આપણે જો આજ્ઞાવિહિત માર્ગે હોઈએ, તો ડરવા જેવું કશું જ છે નહિ. જેના પક્ષમાં ઘણા હોય તે જ સાચો અથવા તેનું જ કલ્યાણ-એવું કાંઇ છે જ નહિ. આરાધનાની અભિલાષાવાળા ભવભીરૂ આત્માઓએ તો એક જ ધ્યેય રાખવું કે-'કોઈ પણ રીતિએ આપણે આજ્ઞાથી વિપ-

રીત વૃત્તિવાળા બની જઈએ નહિ !' અશુદ્ધબુદ્ધિવાળા વેષધારિઓને ઓળખવા પ્રયત્નશીલ બનવું, તેમના પાપસંસર્ગથી બચવું અને શુદ્ધબુદ્ધિથી આરાધનામાં તત્પર બનવું. જે અરાધના કરશે તે તરશે. આપણે, આપણા માટે તો એ જ જોયા કરવાનું કે-' આપણે આજ્ઞાવિહિત માર્ગે છીએ કે નહિ ? ' એમાં ભૂલ હોય તો તરત જ સુધારી લેવી અને આજ્ઞાવિહિત માર્ગે હોઈએ તો જરા પણ ગભરાયા વિના આરાધના જારી રાખવી, એ જ એક કલ્યાણમાર્ગ છે.

  

**કમળ સ્વપ્નનું ફલવર્ણન :**

આ રીતિએ 'સિંહ' સ્વપ્નના ફલને અંગેની વાત પતી જાય છે. હવે આવે છે કમળનું સ્વપ્ન. શ્રી પુણ્યપાલ મંડલેશને આવેલાં હસ્તિ આદિ આઠ સ્વપ્નોમાંથી આ છઠ્ઠું સ્વપ્ન છે. હવે સુકુળ અને કુકુળની વાત આવે છે. સુકુળમાં ઉત્પન્ન થયેલા આત્માઓ કેવા પાકશે,-એનું આમાં સ્પષ્ટીકરણ છે. છઠ્ઠા કમળના સ્વપ્નનું ફલ વર્ણવતાં ભગવાને જે ફરમાવ્યું, તે દર્શાવતાં કલિકાલસર્વજ્ઞ આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે—

" अब्जाकरेष्वंबुजानि, सुगन्धीनीव देहिनः ।
धार्मिका न भविष्यन्ति, संजाताः सुकुलेष्वपि ॥ १ ॥
" अपि धर्मपरा भूत्वा, भविष्यन्ति कुसंगतः ।
ग्रामावकरकोत्पन्न–गर्दभाब्जवदन्यथा ॥ २ ॥
" कुदेशे कुकुले जाता, धर्मस्था अपि भाविनः ।
हीना इत्यनुपादेयाः, पद्मस्वप्नफलं ह्यदः ॥ ३ ॥ "

દેવતા પાછળ અંગારા :

આ સ્વપ્નનું ફલ દર્શાવતાં ભગવાન ફરમાવે છે કે- 'સુકુળમાં ઉત્પન્ન થયેલા આત્માઓ પણ ધાર્મિક નહિ થાય.' સુકુળ તે કહેવાય, કે જે કુળમાં ધર્મની આરાધના કરવા માટેની ઉત્તમ સામગ્રીનો યોગ હોય. ધાર્મિક સામગ્રીવાળા કુળની પ્રાપ્તિના યોગે આત્મામાં ધાર્મિક ભાવ સ્વાભાવિક રીતિએ ઉત્પન્ન થાય. એવા ઉત્તમ કુળને પામવા છતાં પણ, પ્રાણિઓ ધાર્મિક નહિ બને. અબ્જાકરોમાં ઉત્પન્ન થયેલાં કમળો સુગંધીવાળાં જ હોવાં જોઇએ, તેમ સુકુળોમાં ઉત્પન્ન થયેલા આત્માઓ ધાર્મિક બનવા જોઇએ, પરન્તુ ભગવાન ફરમાવે છે કે–સુકુળોમાં જન્મેલા આત્માઓ ધાર્મિક નહિ થાય : કદાચ ધર્મમાં તત્પર બનશે, તો પણ એ આત્માઓ કુસંગના ભોગ થઈ પડશે અને એથી સુકુળ આદિની પ્રાપ્ત થયેલી સામગ્રીના યોગે આ જીવનમાં જે જાતિની આરાધના થવી જોઈએ, તે જાતિની આરાધનાથી તે આત્માઓ બહુધા બેનશિબ રહેશે. 'દેવતા પાછળ અંગારા.'–એવું આજે સારાં સારાં કુળોને માટે પણ કહેવાય છે. બાપ ધર્મી હોય પણ દીકરાની દશા જૂદી જ હોય! આજે શ્રાવકકુળ જેવા ઉત્તમ કુળના ઉત્તમ સંસ્કારો કેટલા બધા ભૂંસાઇ ગયા છે? ઘરના વડિલને ઘરનું કોઈ પણ માણસ આરાધનાથી વંચિત ન રહી જાય તેની ચિન્તા હોય, એવાં ઘર કેટલાં? તમને તમારો દીકરો આ દુનિયામાં આબરૂદાર, પેઢીદાર, પૈસાદાર વિગેરે ન બને તેની જેટલી ફીકર છે, તેટલી ફીકર તે ધર્મનો આરાધક ન બને તેની છે ખરી? દીકરો પેઢીદાર કે પૈસાદાર ન થાય, એમાં મોટું નુકશાન કે તે ધર્મહીન

બનીને આ મોંઘી જીન્દગીને વેડફી નાખી દુર્ગતિનું ભાથું બાંધે, એમાં મોટું નુકશાન? તમારાં સંતાનોને દુનિયાદારીમાં પાવરધાં બનાવવાને તમે જેટલા ઉત્સુક છો, તેટલી ઉત્સુકતા તમારાં સંતાનોને ધર્મી બનાવવાની છે? 'દીકરો પૂજા, સામાયિક આદિ ન કરે તો એ માટે કેટલું ખટકે અને નિશાળે કે પેઢીએ ન જાય તો એ માટે કેટલું ખટકે?' –એ બે વચ્ચેનો કયાસ તો કાઢી જૂઓ! ખરેખર, આજે પરસ્પરની સાચી કલ્યાણભાવના લુપ્ત થતી જાય છે. આજે તો મોટે ભાગે એ દશા છે કે-પિતા, પુત્ર, માતા, ભગિની વિગેરે સંબંધિઓ અને સ્નેહિઓ પરસ્પરના આત્માના દુશ્મન રૂપ બન્યા છે! સંબંધિના કે સ્નેહિના આત્માની શી હાલત થશે, અહીંથી મર્યા બાદ તેની કયી ગતિ થશે, એ ધર્મ ફરી કયારે પામશે અને કયારે એ જન્મમરણાદિના આ અનન્તકાળથી ભોગવાતા દુઃખથી મૂકાશે, એ જાતિના વાસ્તવિક કલ્યાણવિચારો કરવાનું તો આજે લગભગ નષ્ટ થઈ ગયું છે. જાણે પરભવ હોય જ નહિ, પુણ્ય–પાપ હોય જ નહિ, તેમ આત્માના કલ્યાણની અવગણના કરીને આજે ઘણાઓ વર્તી રહ્યા છે. આ દશામાંથી સુકુળો પણ મુક્ત રહેવા પામ્યાં નથી, એટલે સુકુળોમાં પણ ધાર્મિક આત્માઓ ઉત્પન્ન ન થાય કે ધર્મતત્પર બનેલા કુસંગથી ધર્મહીન બને, તો તેમાં નવાઈ પામવા જેવું છે નહિ.

### શ્રાવકકુલોમાં ઉત્તમ આચાર-વિચારો જળવાઇ રહે તેવી તકેદારી રાખવાની જરૂર:

શ્રાવક જેવા ઉત્તમ કુળમાં તો પરસ્પર કલ્યાણભાવનાના ધોધ વહેતા રહેવા જોઇએ. જે કોઇ પુણ્યાત્મા શ્રાવકકુળને

પામે, તે આ જીન્દગીમાં એવું સાધી જાય, કે જેના યોગે તેનો સંસાર અતિ પરિમિત બની જાય, એવું શ્રાવકકુળનું વાતાવરણ હોવું જોઇએ. શ્રાવકકુળોમાં રહેલા નોકરો, ઇતર જાતિના હોવા છતાં પણ, ધર્મની રૂચિવાળા બની જાય, એવા ઉત્તમ કોટિના આચારો અને વિચારો શ્રાવકકુળોમાં પ્રવર્તમાન હોવા જોઇએ. શ્રાવકના ઘરનાં પશુઓ ઉપર પણ ઉત્તમ છાયા પડી જાય, એવી ઉમદા રહેણી–કહેણી ઉત્તમ શ્રાવકોની હોવી જોઇએ. આની સાથે જ્યારે આજનાં શ્રાવકકુળોની હાલત વિચારીએ છીએ, ત્યારે સ્વાભાવિક ગ્લાનિ ઉત્પન્ન થયા વિના રહેતી નથી. સારાં સારાં ગણાતાં શ્રાવકકુટુમ્બોમાં પણ આજે સડો પેસતો જાય છે. નામાંકિત કુળોમાં પણ આજે ધર્મસંસ્કારો નાશ પામતા જાય છે. ખાવા–પીવાની, પહેરવા–ઓઢવાની અને હરવા–ફરવા વિગેરેની સ્વચ્છન્દતા વધતી જાય છે. ભક્ષ્યાભક્ષ્યના અને શીલમર્યાદા આદિના ઉત્તમ વિચારો અને ઉત્તમ આચારો દિવસે દિવસે ઘસાતા જાય છે. અભક્ષ્ય–અનન્તકાયની વપરાશ વધે છે, એટલું જ નહિ, પણ અભક્ષ્ય–અનન્તકાય આદિને વાપરવાથી ઘણું પાપ લાગે છે, અભક્ષ્ય અને અનન્તકાયની વપરાશ તો જૈનકુળોમાં ન જ હોવી જોઇએ,–એવી એવી વાતો કોઇ કરે, તો તેની પણ મશ્કરી કરાય છે! શીલમર્યાદા માટેની ઉત્તમ આચારો છોડવા સામે હિતશિક્ષા દેવાય, તો–' એમને જમાનાનું ભાન નથી.'–એમ કહી દેતાં પણ શરમ આવતી નથી! બધાં શ્રાવકકુળો આવાં થઇ ગયાં છે એમ નથી. કેટલાંક શ્રાવકકુળોમાં હજુ પણ ઉત્તમ આચાર–વિચારો જળવાઇ રહે તે માટેની તકેદારી રખાય છે, પરન્તુ એ બહુ ઓછા પ્રમાણમાં છે! એ તકેદારી ન હોય તો લાવવાની અને હોય તો વધારવાની જરૂર

છે. જડવાદની હવાનું જોર એટલા પ્રમાણમાં છે કે–એની સામે સાવધ ન રહેવાય, તો આત્મહિતનો નાશ થયા વિના રહે નહિ.

## શ્રાવકકુળોમાં ઐહિક ચિન્તાની પ્રધાનતા ન હોય પણ આત્મચિન્તાની પ્રધાનતા હોય :

આ સાવધગીરી આવે ક્યારે ? આત્માની ચિન્તા પ્રધાન બને તો ! આજે તો પ્રાયઃ ઐહિક ચિન્તામાં જ જીવનને બરબાદ કરવામાં આવે છે, પણ આત્માની દશા શી થશે, તેની ચિન્તા થોડાક અપવાદ સિવાય થતી જ નથી. શ્રાવકકુળમાં ઐહિક ચિન્તાની પ્રધાનતા ન હોય, પણ આત્મચિન્તાની પ્રધાનતા હોય. ઐહિક સામગ્રી મળવી કે નહિ મળવી, તે પૂર્વના કર્મના ઉદયને આપેક્ષિત છે. ઐહિક સામગ્રી ગમે તેટલી મળી જાય, છ ખંડની સાહ્યબી મળી જાય, તો પણ તેથી કાંઈ આત્માનું કલ્યાણ થઈ જતું નથી. છ ખંડની સાહ્યબીને પામેલા પણ આત્માઓ જો એની એ જ હાલતમાં મર્યા, તો સાતમીએ ગયા. છ ખંડની સાહ્યબીને પામેલાઓમાં પણ, જે આત્માઓ આત્મકલ્યાણના જ અર્થી બન્યા, તે પુણ્યાત્માઓએ તો એ છ ખંડની સાહ્યબીને લાત મારી. શ્રી શાલિભદ્રને ઘેર દૈવી ઋદ્ધિ હતી, એથી જ જ્ઞાનિઓ શ્રી શાલિભદ્રને વખાણે છે, એમ ? નહિ જ. એવી પણ ઋદ્ધિની વસ્તુતઃ કશી જ કિંમત નથી. કિંમત તો એ મહાનુભાવ જેવા સુકોમળે સાહ્યબીને તૃણવત્ તજી સંયમ સ્વીકાર્યું તેની છે ! ઐહિક સામગ્રી તો પુણ્યોદય હોય તો મળે, પુણ્યોદય હોય તો ટકે અને પુણ્યોદય હોય તો ભોગવાય : પુણ્ય ખવાય એટલે ગમે તેવી સાહ્યબી હોય, તોય એક ક્ષણ પણ ટકે નહિ. એ સાહ્યબીમાં જે ભાનભૂલા

બને, તેની પરિણામે ભૂંડી હાલત થયા વિના રહે નહિ. આથી જ શ્રાવકકુળમાં ઐહિક ચિન્તાની પ્રધાનતા ન હોય, પણ આત્મચિન્તાની પ્રધાનતા હોય. પુણ્યયોગે જે સામગ્રી મળી હોય અગર ધર્મને નિરાબાધપણે પ્રયત્ન કરતાં જે સામગ્રી મળે, તેમાં શ્રાવક સંતોષ માને, પોતાની પાસેની સામગ્રીનો બની શકે તેટલો સદુપયોગ કરે અને ક્યારે આ બધાથી મૂકાઈને શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલા વિરતિધર્મની આરાધના કરી શકાય–એવી નિખાલસ દીલથી ભાવના ભાવ્યા કરે. એ રીતિએ વર્તતાં જો આત્મા સત્ત્વશીલ બની જાય, અનન્તજ્ઞાનિઓએ ઉપદેશેલા વિરતિધર્મને આરાધવાનો અપૂર્વ ઉલ્લાસ જાગી જાય, તો એ પુણ્યાત્મા સંસારને તજે અને સંયમી બની એકાન્તે આત્મકલ્યાણ સાધે. શ્રાવક એટલે વિરતિધર્મનો ઉમેદવાર. જે વિરતિધર્મનો ઉમેદવાર નહિ તે શ્રાવક નહિ. કદાચ તેવા પાપોદયથી, ચારિત્રમોહનીય કર્મના ઉદયથી, સત્ત્વહીનતાથી આ જીવનમાં અન્ત સુધી પણ વિરતિધર્મ ન સેવાય, તે છતાં પણ શ્રાવકનું લક્ષ્ય એ તરફ જ હોય. મરતાં મરતાં પણ શ્રાવક બને ત્યાં સુધી પચ્ચક્ખાણ કરી લેવાનું ચૂકે નહિ. આવું બને ક્યારે? જીવનમાં આત્મચિન્તાની પ્રધાનતા હોય તો! આત્મચિન્તાની પ્રધાનતા વિના આ જાતિની ઉત્તમ દશા આવે નહિ, માટે સાચા શ્રાવક બનવું હોય તો આત્મચિન્તાની પ્રધાનતાવાળા બનો!

## આ ઉત્તમ સામગ્રી મળી છે તો ધર્મને સાંભળી, આરાધકભાવ કેળવી કલ્યાણ સાધો:

હવે જે પુણ્યાત્મામાં, પોતાના આત્માની સાચી ચિન્તા

આવે, તેનામાં પરની આત્મચિંતા અમૂક અંશે પણ આવ્યા વિના રહે, એ બનવાજોગ છે ? નહિ જ ! જેના અંતરમાં સાચી આત્મચિન્તા પ્રગટે, તેનું અંતર ભાવદયાથી વિહીન હોય નહિ. સારા ય વિશ્વનું કલ્યાણ થાઓ, એવી ભાવના ભાવદયાવાળા આત્મામાં ન પ્રગટે એ બને નહિ. એ માને કે-આત્માના મોક્ષમાં જ વાસ્તવિક અને સંપૂર્ણ પ્રકારનું કલ્યાણ છે, એટલે એને સ્વાભાવિક રીતિએ જ એમ થાય કે-જગતના જીવો એવા કલ્યાણના માર્ગને પામે તો સારૂં. આવો આત્મા સ્વજનાદિના કલ્યાણ પ્રત્યે ઉપેક્ષાવાળો હોય, એ શક્ય છે ? નહિ જ ! પોતાના આત્માની ચિન્તાવાળો બનેલો આત્મા, પોતાના સ્વજનાદિના આત્માની બીલ્કુલ ચિન્તા જ ન કરે, એ બનવાજોગ નથી. આત્મચિન્તાની પ્રધાનતાવાળો વડિલ, પોતાના આખા ય કુટુમ્બના અન્તરમાં આત્મચિન્તા પ્રગટે, એ ભાવનાવાળો હોય. બાપ દીકરાને આત્મચિન્તાવાળો બનાવે, પતિ પત્નિને આત્મચિન્તાવાળી બનાવે, એમ કુટુમ્બનાં માણસો પરસ્પર એક-બીજાના આત્માના કલ્યાણમિત્રો બની જાય, તો તો એ કુળમાં શી કમીના રહે ? 'દુનિયાના પદાર્થો મળવા એ ભાગ્યાધીન છે, દુન્યવી સામગ્રી થોડી હશે તો થોડામાં નિભાવીશું, પણ કોઈ પોતાના આત્માનું ભૂંડું ન કરો અને આ ભવમાં બને તેટલું આત્મકલ્યાણ સાધો !'–આ જાતિના ઘોષ ઉત્તમ શ્રાવકકુળોમાં ચાલતા હોય, તો એનું પરિણામ કેટલું ઉમદા આવે, એનો વિચાર કરો ! દુનિયાની સાહ્યબીની પૂંઠે પાગલ બન્યે દુનિયાની સાહ્યબી નહિ જ મળે : અને કદાચ પૂર્વના પુણ્યના ઉદયથી એ સાહ્યબી મળી પણ જશે, તો ય એ પાગલપણું આત્માને દુર્ગતિમાં ધકેલી દીધા વિના

નહિ રહે! આ જીન્દગી ક્યારે ખતમ થશે, એની ખબર છે? નિમિત્ત મળતાં આયુષ્ય નહિ તૂટે, એની ખાત્રી છે? અહીંથી મરીને ક્યાં જશો, એની ખબર છે? જ્યાં જશો ત્યાં શ્રી જિનવાણીના શ્રવણનો અને શ્રી જિનધર્મની આરાધનાનો યોગ મળશે, એવું નક્કી કરી લાવ્યા છો?

સભા૦ આમાંનું કાંઈ નથી.

ત્યારે કોના વિશ્વાસે આ દોડધામ કરી રહ્યા છો? આવી ઉત્તમ સામગ્રી મળી છે, દેવ–ગુરૂ–ધર્મની આરાધનાની જોગવાઇ મળી છે, ધર્મને જાણવાની તક મળી છે, તો આ જીન્દગીમાં બને તેટલું આરાધી જાવને! ધર્મને સાંભળો, સમજવા પ્રયત્ન કરો, હૃદયમાં ઉતારો અને આરાધકભાવ કેળવી બને તેટલી વધુ આરાધના આ ભવમાં કરી લો, કે જેના યોગે અહીંથી મરીને પણ ઉત્તમ સ્થાને ઉત્પન્ન થાઓ અને ત્યાં પણ આરાધના કરી શકો, કે જેથી એમ કરતાં કરતાં નિકટના કાલમાં જ સંસારથી મૂકાઓ અને મોક્ષને પામો!

## જૈનધર્મને વિશ્વધર્મ બનાવવાની વાતો કરનારાઓ શું આવા હોય?

જીવનમાં જ્યાં સુધી આત્મચિન્તાની પ્રધાનતા નહિ આવે, ત્યાં સુધી તમે કોઈના પણ સાચા કલ્યાણમિત્ર નહિ બની શકો. શ્રી જૈનશાસનની પ્રભાવના કેવા શ્રાવકો કરી શકે? આજે જૈનધર્મને વિશ્વધર્મ બનાવવાની વાતો કરનારા પોતે જ આત્મચિન્તાથી પરવારી બેઠા છે. એ શું જૈનધર્મને વિશ્વધર્મ બનાવી શકશે? જૈનધર્મ વિશ્વને પમાડવો છે શા માટે, એ તો કહો! જૈનધર્મ વિશ્વના જીવોને એ માટે

પમાડવાનો છે, કે જેથી વિશ્વના અજ્ઞાન આત્માઓ અર્થ અને કામની પાગલતા છોડે, ધર્મના નામે કુધર્મમાં ફસાતા અટકે અને સુધર્મની આરાધના કરવા દ્વારા અનન્ત દુઃખથી મૂકાઈ અનન્ત સુખને પામે! જેનો આ ઈરાદો હોય તેની દશા, આજના વિશ્વધર્મની વાયડી વાતો કરનારાઓના જેવી ન હોય! વિશ્વને જૈનધર્મ પમાડવાની ઉત્તમ ભાવનાવાળા પુણ્યાત્માઓ તો શાસનને સમર્પિત હોય, પણ શાસનના કલ્યાણકારી સિદ્ધાંતોની ઠેકડી કરનારા પાપાત્માઓ ન હોય!

## 'જૈનધર્મને વિશ્વધર્મ બનાવવો'–એના અર્થની સમજ અને ભાવનાવાળાનું સ્પષ્ટીકરણ :

દુનિયાના કોઈ પણ આત્માને શ્રી જિનધર્મથી વાસિત અન્તઃકરણવાળો બનાવવાની વાસ્તવિક ભાવના, તે આત્માઓમાં પ્રગટી શકતી જ નથી, કે જે આત્માઓ સ્વયં શ્રી જિનેશ્વરદેવના શાસનને સમર્પિત બન્યા નથી. શ્રી જિનેશ્વરદેવના શાસનને સમર્પિત બનેલા આત્માઓમાં જ વિશ્વકલ્યાણની સાચી ભાવના પ્રગટી શકે છે. જૈનધર્મને વિશ્વધર્મ બનાવવાની સાચી ભાવના જેનામાં હોય, તે–'સર્વજ્ઞની આજ્ઞાઓ આ કાળમાં ન ચાલે.'–એવું બોલનારા હોય જ નહિ. જૈનધર્મને વિશ્વધર્મ બનાવવાની સાચી ભાવનાવાળો, કોઇ પણ કાળે,–'સર્વ ધર્મ સમાન છે.'–એવું બોલનારો તો શું, પણ તેવું ચિન્તવનારો પણ હોય નહિ. એના હૃદયમાં તો એ હોય કે–'આ જગતમાં ધર્મના નામે અનેક કુધર્મો પ્રવર્તી રહ્યા છે, દુનિયાના જીવોને મિથ્યાત્વના વમળમાં મુંઝવી રહ્યા છે, એક જૈનધર્મ જ એવો છે કે જેની આરા-

ધનાથી સાચું કલ્યાણ સધાય, માટે જૈનધર્મ વિશ્વના જીવો પામે તો સારૂં !' આ ભાવના, એ વિશ્વધર્મની વાતો કરનારાઓમાં છે ? 'ભગવાન મહાવીરનો સંદેશ વિશ્વભરમાં પહોંચાડવો છે, ભગવાન મહાવીરનો સંદેશ ઘેર ઘેર અને કાને કાને પહોંચાડવો છે, ભગવાન મહાવીરનું શાસન જગતમાં ફેલાવવું છે.'–એવી કોરી વાતો માત્રથી મુંઝાઓ નહિ. એ વાતો એવી છે કે–સ્હેજે ગમી જાય, પણ એ બોલનારને ઓળખતાં શીખો ! ભગવાન શ્રી મહાવીરદેવના સંદેશને એવું બોલનારાઓ કેટલા પ્રમાણમાં સમજ્યા છે, એ જૂઓ ! એમને પૂછો કે–'તમને ભગવાન શ્રી મહાવીરદેવના સંદેશનું કેટલુંક ભાન છે ? ભગવાન શ્રી મહાવીરદેવના સંદેશમાં તમને એવું કયું તત્ત્વ દેખાય છે, કે જેથી તમે એને વિશ્વના ખૂણે ખૂણે પહોંચાડવાની વાતો કરો છો ?' ભગવાન શ્રી મહાવીરદેવનો સંદેશ વિશ્વના ખૂણે ખૂણે પહોંચાડવાની વાતો કરનારો, શું એવો હોય કે–એના જ હૃદયના ખૂણામાં ભગવાન શ્રી મહાવીરદેવનો સંદેશ ન પહોંચ્યો હોય ? સાચી ભાવદયા ઉત્પન્ન થયા વિના ભગવાનનું શાસન બીજા આત્માઓને પમાડવાની સાચી પુણ્યભાવના જ જાગતી નથી અને જેનામાં સાચી ભાવદયા ઉત્પન્ન થઇ છે, તે વૈરાગ્યનો વૈરી કદિ પણ બનતો નથી. જૈનધર્મ વિશ્વના જીવોને પમાડવો, એનો અર્થ તો એ છે કે–'દુનિયાના જીવોમાં જે અર્થકામની લાલસા છે, તેને નાબૂદ કરવી : તે જીવોના હૃદયમાં સાચો વિરાગભાવ ઉત્પન્ન કરવો : અને વિષય–કષાય રૂપ સંસાર દુઃખમય, દુઃખફલક તથા દુઃખપરંપરક છે, એવું તેમના હૃદયમાં ઠસાવીને મોક્ષપદના તે જીવોને અભિલાષી બનાવવા !' શું જૈનધર્મને

વિશ્વધર્મ બનાવવાની વાતો કરનારાઓની પોતાની જ એવી હાલત છે ?, કે જેથી તેઓ દુનિયાના જીવોને તેવા બનાવવા ઇચ્છે છે, એમ માની શકાય ?

## ધર્મદ્રોહિઓનાં પાપકાર્યો પ્રત્યેની આજની રોષભરી લાગણીનું વાસ્તવિક નિદાન :

પણ આજે તો જૈનધર્મને વિશ્વધર્મ બનાવવા આદિની વાતો કરવા દ્વારા પણ તેઓને કેવળ સુસાધુઓની જ નિન્દા કરવી છે અને સુસાધુઓ પ્રત્યે લોક-હૃદયમાં જે કાંઈ સદ્ભાવના હોય તેનો નાશ કરવો છે. લોકોને એમ બતાવવું છે કે-'સુસાધુઓ કાંઈ કરતા નથી! જેટલી જૈનધર્મની લાગણી અમારામાં છે, તેટલી પણ તે સાધુઓમાં નથી!!' જ્યારે ખરી વાત તો એ છે કે-આજે ય સુસાધુઓ તો દુનિયાના જીવો શ્રી જિનેશ્વરદેવના ધર્મથી વાસિત અન્ત:કરણવાળા બને, તે માટેનો પોતાની શક્તિ મુજબનો સામગ્રી અનુસાર પ્રયત્ન કરે છે! એ પ્રયત્નને જોઈ તો સફળ નહિ થવા દેનારા, એ પ્રયત્નને નિષ્ફળ જેવો બનાવી દેનારા અને એ પ્રયત્નના યોગે ભદ્રિક જીવોને ધર્મબુદ્ધિવાળા બનતા અટકાવવાનું પાપ કરનારા જે કોઈ છે, તેમાં જૈનધર્મને વિશ્વધર્મ બનાવવા આદિની કોરી વાતો કરનારાઓ આગેવાન છે. શક્તિસંપન્ન માર્ગસ્થ સાધુઓને માટે તદ્દન કલ્પિત અને કારમી બાબતોનો પ્રચાર કરી, તેઓને જૈનધર્મનો શકય પ્રચાર કરવામાં ભયંકર પ્રકારે વિઘ્નભૂત થવાનું પાપ, આ યુગમાં જો કોઈએ પણ વધારેમાં વધારે કર્યું હોય, તો કેટલાક જૈન નામધારી કુલાંગારોએ જ કર્યું છે અને તેવાઓને દુનિયાના ચાલુ જડ-

વાદી વાતાવરણનો ટેકો મળી ગયો છે. એ બધાએ એવી મનોદશા સર્જવાનો કુટીલ પ્રયત્ન કર્યો છે, કે જેના યોગે ધર્મ પામવાને લાયક એવા ભદ્રિક જીવો સુસાધુઓના દર્શન માત્રથી પણ દૂર રહે! તદ્દન જુઠ્ઠો પ્રચાર કરીને તો એ લોકોએ દુનિયાના જીવોને શક્તિસંપન્ન માર્ગસ્થ મુનિવરોથી ઉભગાવી દીધા છે અને તેમના હૃદયમાં ખરાબ વિચારો ભરી દીધા છે. એથી જ સુસાધુઓનું કાર્ય મુશ્કેલ બન્યું છે. આમ છતાં પણ સુસાધુઓ તો પોતાની શક્તિ–સામગ્રી મુજબ પ્રયત્ન કર્યે જ જાય છે અને એથી ભાગ્યવાન આત્માઓને લાભ થઈ જાય છે. એવા ઘણા માણસો અમને મળ્યા છે, કે જે બીચારા ખોટા પ્રચારથી ઉભગી ગયા હોય, ગાળો દેનારા બની ગયા હોય અને પોતાના ગામમાં પેસવા દેવાને પણ રાજી ન હોય: એવા પણ માણસો જ્યારે કોઈ ભાગ્ય-યોગે અચાનક પરિચયમાં આવી જાય છે, ત્યારે તે બીચારાઓના આશ્ચર્યનો પાર રહેતો નથી. તેમને એમ થઈ જાય છે કે–"અમે સાંભળ્યું'તું શું અને આ નજરે જોઈએ છે શું?" પછી તો એ ઘણી ઘણી વાતો કરે છે. ઘણી બાબતો વિષે પૂછી પૂછીને ખૂલાસા મેળવે છે અને એવા પ્રસંગે પેલા પાપાત્માઓ ઉપર એમને જે તિરસ્કારભાવ છૂટે છે, તે જોયો હોય તો માલૂમ પડે કે–એ પાપાત્માઓનું કાર્ય કેટલું બધું કરપીણ હોય છે! પેલા બીચારા તો એટલા દુઃખી થાય છે, એટલા હૃદયમાં પીડાય છે કે–આજુબાજુ બીજા ગમે તેટલા માણસો બેઠા હોય, તે છતાં પણ પોતાનાં આંસુને તે રોકી શકતા નથી અને રડતાં રડતાં વારંવાર માફી માગ્યે જાય છે! કારણ કે–પાપાત્માઓના ખોટા પ્રચારથી દોરવાઈ જઈને જ,

તે બીચારાઓએ ગાળો વિગેરે દઈને, સુસાધુઓની ઘણી ઘણી આશાતના કરી હોય છે. પછી એવાઓને થાય છે કે-'જો આમ અણધાર્યો પરિચય ન મળ્યો હોત, તો અમારૂં થાત શું?' જેઓને આવો અનુભવ થયો હોય, એવા માણસોને પાપાત્માઓના પાપપ્રચાર તરફ કેટલી બધી રોષની લાગણી પ્રગટી નીકળે, એ વિચારો! માનસશાસ્ત્રનું જ્ઞાન ધરાવનારને એનો ઝટ ખ્યાલ આવે તેમ છે. જો કે-ધર્મને સમજવાના યોગે તેમને પાપાત્માઓના પણ અહિતની બુદ્ધિ ન આવે, તે છતાં પણ-'તે પાપાત્માઓ હત્યારા કરતાં પણ ભૂંડા છે.'-એમ તો લાગ્યા વિના રહે જ નહિ. આજે ધર્મદ્રોહિઓના પાપકાર્ય તરફ, જનસમૂહનો અમૂક ભાગ જે અત્યન્ત રોષની લાગણીથી જોઈ રહ્યો છે, તેનું મૂખ્ય અને પ્રબળ કારણ તો આ છે!

## સુસાધુઓ શાના વિરોધી છે?

એ ખોટા પ્રચારે તો અનેક આત્માઓને ધર્મથી વંચિત રાખીને, તેમની જીન્દગીઓને બરબાદ કરી નાખી છે. આવા પાપાત્માઓમાં જૈનધર્મને વિશ્વધર્મ બનાવવાની સાચી ભાવના હોય, એમ તમને લાગે છે?

**સભા૦** નહિ જ.

જૈનધર્મથી વાસિત અન્તઃકરણવાળું આખું ય વિશ્વ બને, તો એ કયા હીણભાગીને ન ગમે? સારીય દુનિયા શ્રી જિનશાસનની અનુપમ છત્રછાયાને પામીને આત્મકલ્યાણ સાધે, એ વિચાર પણ ધર્માત્માઓના અન્તઃકરણને પ્રફુલ્લ બનાવ્યા વિના રહે નહિ. જૈનધર્મ વિશ્વધર્મ બને એમાં અમને વાંધો

નથી : અમે તો એમાં જ રાજી છીએ : પણ જૈનધર્મને વિશ્વ-ધર્મ બનાવવાની વાતો કરીને, જે આત્માઓ જૈનધર્મની છાયામાં કાંઈક આવ્યા છે તેમને અને જૈનધર્મની છાયામાં આવવાને લાયક આત્માઓને, જૈનધર્મ પ્રત્યેની વાસ્તવિક રૂચિથી કે તે પામવાની સામગ્રીથી દૂર રાખવાનો દુષ્ટ પ્રયત્ન કરાય છે, તેની સામે જ સુસાધુઓનો વાંધો છે. વિશ્વને જૈન-ધર્મી બનાવવાના નામે જૈનધર્મિને પણ ધર્મહીન બનાવવાના જે પ્રયત્નો થાય છે, તેના તરફ જ આપણો અણગમો છે.

## સાચા જૈનત્વને પામવાની ભાવના વધે એમાં જ જૈનસમાજનો ઉદય :

વિશ્વને જૈનધર્મી બનાવવાની વાત તો દૂર રહી, પણ જો જૈનસમાજને જ ગુણથી જૈનધર્મી બનાવવાનો પ્રયત્ન થાય, તો ય બસ છે! જૈનસમાજની પ્રત્યેક વ્યક્તિ શ્રી જિનશાસનથી ભાવિત મતિવાળી બની જાય, તો પણ આજે શ્રી જૈનશાસ-નની અનુપમ પ્રભાવના થાય! આ નામજૈનને અંગે વિચાર નથી, પણ ગુણજૈનને અંગે વિચાર છે. જૈનકુળમાં જન્મેલા બધા જ ગુણજૈન હોત, તો જૈનસમાજની આજે કોઈ અનુપમ કોટિની દશા હોત! આજે તો નામજૈનો ઘણા અને ગુણજૈનો થોડા! જૈનસમાજની ઉન્નતિની સાચી ભાવના જેનામાં હોય, તેણે ગુણજૈનો વધે એવો જ પ્રયત્ન કરવો જોઈએ. જૈનસમા-જમાં સાચા જૈનત્વની ભાવના જેટલા પ્રમાણમાં વધે, તેટલા પ્રમાણમાં જૈનસમાજનો ઉદય થયો કહેવાય. આથી જ એ વાત ચાલે છે કે–'તમે તમારા જીવનમાં આત્મચિન્તાને પ્રધાન બનાવો! તમારા કુળમાં સૌ કોઈ આત્મચિન્તાવાળું બને એવો

પ્રયત્ન કરો. તમારા ઘરમાં એવું આત્મચિન્તામય વાતાવરણ સર્જો, કે જેથી તમારા કુળમાં ઉત્પન્ન થયેલો આત્મા ધર્મહીન ન બને પણ ધર્માત્મા બને.' અહીં તો કમળસ્વપ્નનું ફલ ફરમાવતાં ભગવાન શ્રી મહાવીરદેવ ફરમાવે છે કે-'સુકુળોમાં ઉત્પન્ન થયેલા પણ આત્માઓ ધાર્મિક બનશે નહિ: કદાચ તેઓ ધર્મપર બનશે તો પણ કુસંગના ભોગ થઈ પડશે.' આ સાંભળીને, તમારે તો તમારૂં કુળ એ દશાથી બને તેટલું વધારે બચી જાય-એવો જ પ્રયત્ન કરવો જોઈએ.

ઉકરડાના કમળ જેવા ધર્મિઓની કિંમત અંકાશે નહિ:

આ પછી ફરમાવે છે કે-કુદેશમાં અને કુકુળમાં ધર્મી આત્માઓ ઉત્પન્ન તો થઈ જશે, પરન્તુ-'આ તો હીનકુળના છે'-એ વિગેરે માનીને જનસમૂહ તેમને અનુપાદેય માનશે. ઉકરડે ઉગેલું કમળ જેમ કિંમતને ન પામે, તેમ કુકુળમાં ઉત્પન્ન થયેલા એવા ધર્માત્માઓ પણ કિંમતને પામશે નહિ. કમળ સારૂં, ગ્રહણ કરવા જેવું, પણ ઉકરડે ઉત્પન્ન થયું માટે તેની લોક કિંમત ન આંકે. એ રીતિએ ઉકરડા રૂપ કુળમાં કમળ રૂપ ધર્મિઓ પાકશે, પણ લોકમાં તે હીન તરીકે ગણાઈને અનુપાદેય મનાશે. સુકુળ ગણાતા કુળમાં ધર્મિ પાકશે નહિ, પાકી જશે તો કુસંગતિના યોગે ટકશે નહિ અને કુકુળમાં ધર્મિઓ ઉત્પન્ન થશે, તો તેમની તેવી કિંમત અંકાશે નહિ! સામાન્ય કોટિના કુળવાળા ધર્મિઓની કિંમત કેટલી? બહાર નીકળે ને છાયા પડે, એવાઓ તો જાણે ધર્મમાં આવે નહિ: આવે તો કુસંગમાં ફસી જાય એટલે પાછા ખસી જાય: અને પૂર્વના પાપોદયે કુકુળમાં ઉત્પન્ન થએલા હોવા છતાં

પણ, ખરા પુણ્યાત્મા બનેલા ધર્માત્માઓની કિંમત અંકાય નહિ. અહીં સમજવા જેવું છે કે-તેવા ધર્માત્માઓની કિંમત અંકાય નહિ, એટલે શું? એમનો ધર્મ ફલહીન નિવડવાનો એમ? રખે એવું માનવાની ભૂલ કરતા! થવાનુ તો માત્ર એટલું જ કે-આ લોકમાં સાચા ધર્મી તરીકે તેમનો જે આદરસત્કાર થવો જોઇએ, તે થશે નહિ.

## શ્રીમંત ધર્મી તો વિચારે કે-હું ધર્મહીન શ્રીમંતો જોડે ન શોભું પણ રંક ધર્મી જોડે ય શોભું:

**સભા૦** એ રીતિએ ધર્માત્માની અવગણના થાય એ યોગ્ય છે?

નહિ જ. ગમે ત્યાં ઉત્પન્ન થયેલા પણ ધર્માત્માની અવગણના ન જ થઇ શકે. ધર્મિની અવગણના, એ ધર્મની અવગણના છે. ધર્મ પ્રત્યે જેનામાં આદરભાવ હોય, તેનામાં ધર્મી પ્રત્યે પણ આદરભાવ જરૂર હોવો જ જોઇએ. ધર્મી ગમે તેવી સામાન્ય કોટિનો હોય, પણ આપણને માલૂમ પડી જાય કે-તે ધર્મી છે, તો તેનો યથાયોગ્ય આદરસત્કાર કરવાને ચૂકવું જોઇએ નહિ. કુળની દૃષ્ટિએ હીન કોટિના પણ ધર્મી બનેલા આત્માઓનો સુન્દર આદરસત્કાર કરાય, તો એથી બહારની દુનિયા ઉપર પણ સુન્દર છાયા પડે. ઇતરો પણ કહે કે-'આ લોકોને જેટલી ધર્મની કિંમત છે, તેટલી બીજી કોઇ પણ વસ્તુની કિંમત નથી.' આજે તો સામાન્ય દશાવાળા ધર્મિને પાસે બેસાડતાં અગર પોતાની સાથે ફેરવતાં કેટલાક શ્રીમંત ગૃહસ્થોને શરમ આવે છે! એમને તો એમના સમોવડીયા,-તેય પૈસામાં હોં! ધર્મમાં નહિ-એવાની જોડે બેસવા જોઇએ છે. એ બધા એમ માને છે કે-આપણે શ્રીમંત

માટે શ્રીમંત ગૃહસ્થો જોડે બેસીએ તો જ શોભીએ. એવાઓને હજુ વસ્તુતઃ ધર્મની કિંમત નથી. ધર્મી શ્રીમંત તો રંકમાં રંક ધર્મિને પણ પોતાની સાથે બેસાડીને આનન્દ જ અનુભવે. એ તો માને કે–' હું હવે ધર્મહીન શ્રીમંતો જોડે બેસું તે ન શોભે, પણ ગરીબમાં ગરીબ ધર્મિની જોડે ય બેસું તો ય તે શોભે.' આ મનોદશા ત્યારે આવે, કે જ્યારે આત્મા ધર્મમય બને : અર્થાત્–ધર્મને જ સર્વથી શ્રેષ્ઠ વસ્તુ ગણનારો બને !

## કમળસ્વપ્નના ફ્લવર્ણનને સાંભળીને ઉઠાવવા યોગ્ય ત્રણ મૂખ્ય લાભો :

કમળસ્વપ્નના ફ્લવર્ણનને સાંભળવા દ્વારા મૂખ્યત્વે લાભ શો ઉઠાવવાનો ?

**એક તો એ** કે–પોતાના કુળમાં ઉત્પન્ન થયેલો એકેએક આત્મા આત્મચિન્તાની પ્રધાનતાવાળો બને, એવો પ્રયત્ન કરવાનો. પોતાના કુળમાં એવું વાતાવરણ ઉત્પન્ન કરી દેવાનું, એવા આચાર–વિચારો ઘાલી દેવાના અને એવી રહેણી–કરણી કરી દેવાની, કે જેના યોગે ધર્મભાવ ઉત્પન્ન થવો તથા ધર્મની આરાધના થવી, એ સહેલું અને સ્વાભાવિક બની જાય.

**બીજો લાભ એ ઉઠાવવાનો** કે–સ્વયં કુસંગતિથી બચવા માટે સાવધ રહેવું અને બીજાઓ પણ કુસંગતિમાં ન ફસાય તેની કાળજી રાખવી. પહેલાંનાં સ્વપ્નોનાં ફ્લોનું તમે વર્ણન સાંભળ્યું છે, એટલે આ કાળમાં કુસંગ થવો એ કેટલું સ્વાભાવિક છે, તેનો ખ્યાલ કરી જૂઓ. વેષધારી વંચકો

સુકુળોમાં તો પોતાની પ્રપંચજાળ પાથરવાનો હરહંમેશ નિયમિત પ્રયત્ન કર્યે જ જવાના, માટે એવાઓની જાળમાં ફસાઈ જઈને ધર્મથી સ્વયં વંચિત થઈ જવાય નહિ તેની અને બીજાઓ પણ ધર્મથી વંચિત થવા પામે નહિ તેની કાળજી રાખવાની.

**ત્રીજો લાભ એ ઉઠાવવાનો** કે-ધર્મી માત્રની કિંમત આંકતાં શીખવાનું. સામાન્ય હાલતવાળા પણ ધર્મી પ્રત્યે પૂરેપૂરૂં બહુમાન રાખવાનું. જ્યાં જ્યાં શ્રી જિનધર્મની સાચી છાયા દેખાય, ત્યાં ત્યાં આત્મા ઝુકે અને ધર્મિને જોઈને પ્રફુલ્લ બને, એવો ધર્મરાગ કેળવવાનો !

  

બીજ સ્વપ્નનું ફલવર્ણન :

શ્રી પુણ્યપાલ નામના મંડલેશે સાતમું સ્વપ્ન જોયું છે બીજનું. આ બીજ સ્વપ્નના ફલનું વર્ણન પણ તમારે ખાસ સમજવા જેવું છે અને દાનમાં જે અવિવેક થતો હોય અગર તો ભૂલ થતી હોય, તેને ટાળવાને માટે પ્રયત્નશીલ બનવાનું છે. પાત્રમાં પાત્રબુદ્ધિએ કલ્પ્ય વસ્તુનું કરેલું દાન, એ પણ આત્મનિસ્તારનો પરમ ઉપાય છે. આમ છતાં પણ જે દાન દેવાશે તે કોને અને કેમ દેવાશે, એનું આ સ્વપ્ન-વર્ણન દ્વારા સ્પષ્ટીકરણ થાય છે. શ્રી પુણ્યપાલ મંડલેશને આવેલા સાતમા 'બીજ' સ્વપ્નનું જે ફલ ભગવાન શ્રી મહાવીરપરમાત્માએ ફરમાવ્યું, તે દર્શાવતાં કલિકાલસર્વજ્ઞ આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજા, આ શ્રી ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિત્રના દશમા પર્વના તેરમા સર્ગમાં ફરમાવે છે કે-

" यथा फलायाबीजानि, बीजबुद्ध्योखरे वपेत् ।
तथा वप्स्यन्त्यकल्प्यानि, कुपात्रे कल्प्यबुद्धितः ॥ १ ॥
" यद्वा घुणाक्षरन्यायाद्, यथा कोऽपि कृषीवलः ।
अबीजान्तर्गतं बीजं, वपेत् क्षेत्रे निराशयः ॥ २ ॥
" अकल्प्यान्तर्गतं कल्प्य–मज्ञानाः श्रावकास्तथा ।
पात्रे दानं करिष्यन्ति, बीजस्वप्नफलं ह्यदः ॥ ३ ॥"

## વિધિપૂર્વક કરાતું સુપાત્રદાન, એ કલ્યાણ રૂપ વૃક્ષના બીજ સમાન છે :

જ્ઞાનિઓ ફરમાવે છે કે–સુપાત્રદાન, એ કલ્યાણવૃક્ષનું બીજ છે. સુપાત્રે જે દાન દેવાનું છે, તે ભક્તિપૂર્વક દેવાનું છે. ભક્તિપૂર્વક દેવાતા સુપાત્રદાનનો હેતુ પણ પોતાના આત્માનો નિસ્તાર સાધવાનો હોવો જોઇએ અને એ રીતિએ જે દાન દેવાય તે પણ કલ્પ્ય હોવું જોઈએ. આ પ્રકારનું દાન જે આત્માઓ કરી શકે છે, તે આત્માઓ, ખરેખર, પરમ ભાગ્યશાલી આત્માઓ છે. ઉત્તમ પ્રકારની ભવિતવ્યતાવાળા પુણ્યાત્માઓ સિવાય, બીજાઓ, આવી ઉત્તમ કોટિનું દાન દઈ શકતા નથી. પહેલાં તો સુપાત્રનો યોગ થવો એ જ દુર્લભ છે. સુપાત્રનો યોગ થયા પછીથી પણ, આત્મામાં તે સુપાત્ર પ્રત્યે ભક્તિભાવ ઉત્પન્ન થવો, એટલે કે–' આ સુપાત્ર મારા તારક છે, એ તારકની ભક્તિમાં મારો નિસ્તાર છે, મારા પરમ ભાગ્યોદયે જ મને આવા સુપાત્રનો ભેટો થઈ ગયો છે, માટે આ તારકની જેટલી બને તેટલી વધારે ભક્તિ હું કરી લઉં '– આ વિગેરે ભાવનાઓ ઉત્પન્ન થવી એ મુશ્કેલ છે. લઘુકર્મી આત્માઓના અન્તરમાં જ, સુપાત્રનો યોગ મળ્યા પછીથી

પણ, આ જાતિની ઉત્તમ ભાવનાઓ ઉત્પન્ન થાય છે. હીનકર્મી આત્માઓને માટે તો, અકસ્માત્ થઈ ગયેલો સુપાત્રયોગ પણ નિષ્ફલપ્રાયઃ નિવડે છે અને કેટલાક બીચારા દુર્ગતિગામી પાપાત્માઓ એવા પણ હોય છે કે-એમને સુપાત્રનો યોગ મળતાં, એમના અન્તરમાં તારક એવા સુપાત્ર પ્રત્યે દુર્ભાવ ઉત્પન્ન થાય છે અને પોતાની હીનદશાના યોગે પોતાના અન્તરમાં ઉત્પન્ન થયેલા તે દુર્ભાવથી તે બીચારા પાપાત્માઓ મહા દુષ્કર્મને ઉપાર્જે છે. પોતાને માટે તે આત્માઓ એવી દયાજનક હાલત ઉભી કરી દે છે કે-તેમને સુપાત્રનો સુન્દર યોગ ભવાન્તરમાં જલ્દિ પ્રાપ્ત થાય નહિ અને કલ્યાણ-સાધનાની ઉત્તમ સામગ્રી ઝટ સાંપડે નહિ. આથી સ્પષ્ટ છે કે-પુણ્યશાલી આત્માઓને જ સુપાત્રનો સુન્દર યોગ મળે છે અને ફળે છે. ઉત્તમ ભવિતવ્યતાવાળા આત્માઓના જ અન્તરમાં સુપાત્ર પ્રત્યે ઉત્તમ પ્રકારનો ભક્તિભાવ ઉત્પન્ન થાય છે. આવો ભક્તિભાવ ઉત્પન્ન થયા પછીથી પણ, જે આત્માઓ ભાગ્યશાલી હોય છે, તે જ આત્માઓ સુપાત્રદાનનો લાભ મેળવી શકે છે. સુપાત્રે દેવાનું દાન પણ કલ્પ્ય હોવું જોઇએ. આવું દાન એ કલ્યાણવૃક્ષના બીજ સમાન છે. એવા દાન રૂપ ઉત્તમ બીજમાંથી સુન્દર કલ્યાણવૃક્ષ ઉત્પન્ન થયા વિના રહેતું નથી. અર્થાત્-એ પ્રકારનું દાન આત્માનું હરેક રીતિએ કલ્યાણ કરનારૂં નિવડે છે અને તે આત્માને નિયમા મોક્ષ પમાડે છે.

## સુપાત્રદાનનું વાસ્તવિક ફળ મેળવવાને માટે શુદ્ધ ઇરાદો હોવો એય જરૂરી છે:

હવે આપણે આની સાથે આપણી દશાનો વિચાર પણ

કરવો જોઇએને ? ' આજે સુપાત્ર પ્રત્યે કયી બુદ્ધિ છે ?, દાન દેવાય છે તે કયી બુદ્ધિએ દેવાય છે ?, અને જે દાન દેવાય છે તેમાં કલ્પ્ય-અકલ્પ્યનો વિવેક જળવાય છે કે કેમ ?'–આ વિગેરે પ્રશ્નો વિચારવા જેવા છે. શ્રી જિનેશ્વરદેવના શાસનનું એકેએક અનુષ્ઠાન આત્માની મુક્તિના ઇરાદે કરવાનું છે. આ વસ્તુ બરાબર સમજી લો. તમારે આ ગોખી રાખવું જોઇએ અને શ્રી જિનેશ્વરદેવોના શાસનના કોઈ પણ અનુષ્ઠાનને આચરતી વેળાએ, તે પહેલાં કે તે પછીથી પણ, આત્માના મોક્ષ સિવાયની બીજી કોઇ પણ બુદ્ધિ ન આવી જાય, તેની કાળજી રાખવી જોઈએ. 'અનન્ત ઉપકારી શ્રી જિનેશ્વરદેવોએ આ અનુષ્ઠાનો મોક્ષને માટે જ દર્શાવ્યાં છે અને મારે પણ મારા આત્માના મોક્ષને માટે જ આ અનુષ્ઠાનો આચરવાં જોઈએ '–આવી કલ્યાણબુદ્ધિ કલ્યાણના અર્થી આત્માઓએ અવશ્ય કેળવવી જોઈએ. સુપાત્રદાનનું પણ જો સંપૂર્ણ અને વાસ્તવિક ફલ પ્રાપ્ત કરવું હોય, તો તમારે આ કલ્યાણબુદ્ધિની જરા પણ ઉપેક્ષા કરવી જોઈએ નહિ. સુપાત્રદાન દ્વારા ઐહિક કે પારલૌકિક પૌદ્ગલિક સુખોની વાંછના કરવી, સુપાત્ર-દાનના બદલામાં આ લોકની કે દેવલોકની સાહ્યબીની ઇચ્છા કરવી, સુપાત્રદાન દ્વારા દુનિયાદારીની ઋદ્ધિસિદ્ધિ મળે એવી અભિલાષા સેવવી, એ કોઈ પણ પ્રકારે યોગ્ય નથી. એ ઇચ્છા અનર્થનું મૂળ છે : કારણ કે-તે પૌદ્ગલિક ઇચ્છા છે. પૌદ્ગલિક અભિલાષા સામાન્યપણે પણ હોય તોય આત્માના અનર્થનું કારણ બને છે, તો પુદ્ગલસંગથી મૂકાવનાર ધર્મક્રિયા પુદ્ગલ-યોગને દૃઢ કરવા કરાય, તો એ મહાઅનર્થનું કારણ બને, તેમાં નવાઈ પામવા જેવું શું છે ? ધર્મ કરતાં જેટલી પૌદ્-

ગલિક અભિલાષા આવી જાય તેને ભૂંડી માનો, તેને પોતાની નિર્બલતા માનો અને એ અભિલાષાનો નાશ કરવાને સતત્ પ્રયત્ન કર્યા કરો. એમ કરવાને બદલે,–'એવી અભિલાષાથી પણ ધર્મ કરીએ તો ય સારૂં જ છે, એવી અભિલાષાથી ધર્મ કરીએ તો ય નિયમા કલ્યાણ જ થવાનું છે અને દુન્યવી સુખસાહ્યબી મેળવવા માટે ધર્મ કરીએ તો પણ એથી કશું જ નુકશાન નથી પણ એકાન્તે લાભ જ છે'–આવું જો માની બેઠા અને 'પુદ્ગલસંગ ટાળવાના ઈરાદાથી જ ધર્મ કરવો જોઈએ'–આ આજ્ઞાને ભૂલી ગયા, તો સમજજો કે–તમે તમારા આત્માનું ભલું નથી કરતા, પણ પરમાર્થ દૃષ્ટિએ ભૂંડું જ કરો છો. જો એમ ન હોત, તો જગતના પ્રાણિ માત્રના એક માત્ર વાસ્તવિક કલ્યાણની જ કામનાવાળા જ્ઞાનિઓ, વિષાનુષ્ઠાન અને ગરાનુષ્ઠાન જેવા ભેદો બતાવીને, તે તે અનુષ્ઠાનો તજવા યોગ્ય છે, તે તે અનુષ્ઠાનો આત્માના અકલ્યાણને કરનારાં છે, એમ ફરમાવત જ નહિ. સુપાત્રદાનમાં પણ એક જ ઈરાદો હોવો જોઈએ અને તે સુપાત્રદાન દ્વારાએ આત્માની મુક્તિ સાધવાનો ! આવા પવિત્ર ઈરાદાથી જ યથાવિધિ સુપાત્રદાન દેવું જોઈએ. એવા સુપાત્રદાનના યોગે જ આત્મા સુપાત્રદાનના વાસ્તવિક ફલને પામી શકે છે. આ જ કારણે સુપાત્રદાન કયા ઈરાદાથી કરવું જોઈએ, એ વાતને આપણે પહેલી સ્પષ્ટ કરી લીધી.

## દાન દેવામાં જે જે વિપરીત ઈરાદાઓ ઘુસી ગયા હોય તે સર્વને દૂર કરો :

દાનના ઈરાદા સંબંધી આજની સ્થિતિ જોતાં પણ ખેદ ઉત્પન્ન થાય તેમ છે. એવા પણ પુણ્યાત્માઓ છે અને હોય જ,

કે જે પુણ્યાત્માઓ કેવળ આત્મનિસ્તારની શુદ્ધ બુદ્ધિથી જ સુપાત્રે દાન દે છે : પરન્તુ ઘણે ભાગે આજની દશા વિલક્ષણ કોટિની છે, એમ કહીએ તો ચાલે. 'સાધુઓને દઈએ તો પરભવે આ બધું આપણને ઘણું મળે.'–એમ માનીને–'પરભવમાં આ બધું ઘણું મેળવવાના ઈરાદાથી જ દાન દેવાય'–એ શું યોગ્ય છે? સુપાત્રદાનથી પરભવમાં આ બધું ય ઘણું મળે એની ના નથી, પણ એ તો તુચ્છ વસ્તુ છે. અનાજના છોડવાનું એ તો ઘાસ છે. ઈરાદો ઘાસ મેળવવાનો ન જોઈએ, પણ અનાજ મેળવવાનો જોઈએ! અર્થાત્–ઘાસ રૂપ દુન્યવી પદાર્થોને પ્રાપ્ત કરવાનું ધ્યેય ન જોઈએ, પણ મોક્ષનું ધ્યેય જોઈએ. દાન દેવામાં કીર્તિ વિગેરેની પણ અભિલાષા નહિ જોઈએ. દાન દેતાં–'સુપાત્ર ઉપર આપણે ઉપકાર કરી રહ્યા છીએ.'–એ બુદ્ધિ નહિ આવવી જોઈએ, પણ–'આપણું દાન ગ્રહણ કરવા દ્વારા એ તારક આપણા ઉપર ઉપકાર કરી રહ્યા છે અને આપણે એ તારકને દાન દઈને આપણા જ આત્માનો ઉપકાર કરી રહ્યા છીએ.'–આ ખ્યાલ જીવતો ને જાગતો રહેવો જોઈએ. અથવા તો–'આપણે આગેવાન છીએ, વ્યાખ્યાનાદિમાં આગળ બેસનારા છીએ, માટે આપણે ન આપીએ તે ઠીક નહિ.'–એમ સમજી પોતાની ગાદી સાચવવાના ઈરાદાથી પણ દાન દેવાય, તો તે પણ યોગ્ય નથી. આ ઈરાદો તો ભક્તિભાવનો અભાવ સૂચવવા સાથે આત્માની ઘણી જ હીન દશાને સૂચવે છે. આજે આવા જે જે વિપરીત ઈરાદાઓ ઘુસી ગયા હોય, તે સર્વ દૂર થાય અને ભક્તિભાવપૂર્વક પોતાના આત્માના નિસ્તારના જ એક માત્ર ઈરાદાથી સુપાત્રે દાન દેવાય, એમ કરવું જોઈએ.

## ભક્તિપૂર્વકના દાનમાં પણ કલ્પ્ય-અકલ્પ્યનો વિવેક જાળવવો જોઇએ :

સુપાત્રે, શુદ્ધ ઈરાદાથી અને ભક્તિપૂર્વક પણ જે દાન દેવાય, તેમાં પણ કલ્પ્ય-અકલ્પ્યનો વિવેક જાળવવો જોઈએ. સુસાધુઓને ભક્તિપૂર્વક આહારાદિનું જે દાન કરાય, તેમાં સાધુઓનો ઉદ્દેશ નહિ આવવો જોઈએ. સુશ્રાવકોનાં રસોડાં એવાં હોય કે-સાધુ અચાનક આવી જાય, તોય ફરીથી રાંધવું પડશે એવી મુંઝવણ ન થાય. સાધુ આહારાદિ લઈ ગયા પછીથી, હવે આપણે શું કરીશું, એ ચિન્તા નહિ થવી જોઈએ. આધાકર્મી, ઔદ્દેશિક આદિ દાનમાં ન આવી જાય તેની કાળજી રાખવી જોઈએ. સંયમના નિર્વાહને માટે સાધુઓને જોઈતાં દ્રવ્યો નિર્દોષપણે મળી જાય, એવી શ્રાવકોની રીતભાત હોય. આધાકર્મી, ઔદ્દેશિક આદિ દોષોથી અદૂષિત દાન દેવાનો વિધિ છે, તેનો ભક્તિવાળાએ ખ્યાલ કરવો જોઈએ. ભક્તિના યોગે પણ એવી ઘેલછા નહિ જન્મવી જોઈએ, કે જેથી સાધુઓને ઉદ્દેશીને આહારાદિ બનાવાય. શ્રાવકોએ દોષ રહિત કલ્પ્ય દેવાની કાળજી રાખવી જોઈએ અને સાધુઓએ પણ દોષોની તપાસ કરીને નિર્દોષ શુદ્ધ ભિક્ષાદિ લેવાય તેનો ખ્યાલ રાખવો જોઈએ.

**સભા૦** દવાને અંગે કરવું પડે તો ?

આ પ્રશ્ન જ અસ્થાને છે. નિરૂપાય દશામાં કેમ કરવું તેની આ વાત નથી. નિરૂપાય દશામાં તો સુવિવેકી શ્રાવકો પોતાની શી ફરજ છે, તે સમજે નહિ એ બને નહિ. આ વાત તો સામાન્ય ચાલુ પદ્ધતિની ચાલે છે. તેવા કોઈ

અસાધારણ સંયોગો વિના સાધુઓને ઉદ્દેશીને અન્નપાનાદિની જોગવાઈ કરવી, એ યોગ્ય નથી. સાધુઓની ભક્તિ પણ કલ્પ્ય વસ્તુઓ દ્વારા વિધિ મુજબ કરવી જોઈએ.

## સાધુઓ માટે સંયમયાત્રા :

**સભા૦** સાધુઓને તીર્થયાત્રા કરવી હોય તો ?

તીર્થયાત્રાની ભાવના એ બહુ ઉત્તમ વસ્તુ છે, પણ સાધુઓને માટે સંયમયાત્રા એજ ઉત્તમોત્તમ યાત્રા છે. સંયમના સાટે, સંયમના ભોગે સાધુઓને તીર્થયાત્રા કરવાની હોય નહિ. સાધુઓ સંયમનો નિર્વાહ કરતા વિચરે અને એ રીતિએ જે જે તીર્થોની યાત્રા થઇ શકે તે કરવાનું ચૂકે નહિ. સાધુઓને માટે તો, તે મહાવ્રતાદિનો સ્વીકાર કરે, એટલે એ વ્રતોનું નિરતિચાર પાલન જે રીતિએ થાય તે રીતિએ વર્તવું, એજ યોગ્ય છે. શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાનું પાલન કરવામાં રક્ત રહેવું, એજ એ તારકની પરમ ભક્તિ છે.

## વિકટ પ્રદેશમાં રહેલાં તીર્થોની યાત્રા સાધુઓ શી રીતિએ કરે ?

**સભા૦** વિકટ પ્રદેશમાં રહેલાં તીર્થોનાં દર્શન સાધુઓને શી રીતિએ કરાવી શકાય ?

પૂર્વકાળમાં ભયંકર અટવીઓને પણ સાધુઓએ ઉલ્લંઘી છે, તે કયી રીતિએ ઉલ્લંઘી હશે ? એ માટે સાધુઓ પ્રાયઃ કોઈ ઉત્તમ સાર્થનો યોગ સાધી લેતા. સાર્થવાહને મળી તેના સાર્થની સાથે સાથે વિહાર કરતા અને એ રીતિએ પોતાના સંયમને જરા પણ દૂષિત થવા દીધા વિના, તે મુનિ-મહાત્માઓ ભયંકર અટવીને પણ ઉલ્લંઘી જતા.

ભગવાન શ્રી મહાવીરદેવના શ્રી નયસારના ભવનો ખ્યાલ કરો. ગ્રામચિન્તક શ્રી નયસાર, રાજાની આજ્ઞાથી રાજાને જોઈતાં ઉત્તમ કાષ્ઠોને માટે જ્યારે મહા ભયંકર અટવીમાં ગયા છે, ત્યારે ત્યાં શ્રી નયસારને સાર્થથી ભ્રષ્ટ થયેલા સાધુઓ મળ્યા છે. એ અટવી એવી ભયંકર હતી કે-એકાકી શસ્ત્રધારી પણ તેમાં પર્યટન કરે નહિ! આ મુનિવરો પહેલાં તો સાર્થની સાથે જ નીકળ્યા હતા, પણ માર્ગમાં ગામ આવ્યું, ગામમાં સાધુઓ ભિક્ષા માટે ગયા, સાધુઓ પાછા ફરે તે પહેલાં સાર્થ ઉપડી ગયો, ભિક્ષાને નહિ પામેલા સાધુઓ પાછા સાર્થની શોધમાં ચાલી નીકળ્યા અને માર્ગના અજાણ એવા તે સાધુઓ ભૂખ્યા-તરસ્યા, થાકેલા-પાકેલા મધ્યાહ્ન સમયે શ્રી નયસારના જોવામાં આવ્યા. અર્થાત્-સાધુઓ પહેલાં તેવા સમયે સાર્થનો યોગ સાધી લેતા અને સંયમનો નિર્વાહ કરવા પૂર્વક વિકટ પ્રદેશને પણ ઉલ્લંઘી જતા.

વળી શ્રી ઋષભદેવભગવાનના જીવના શ્રી ધના સાર્થવાહના ભવ તરફ પણ જૂઓ. આચાર્યમહારાજ ધના સાર્થવાહને મળ્યા છે અને ધના સાર્થવાહના સાર્થ સાથે આચાર્ય મહારાજ આદિએ વિકટ પ્રદેશને વટાવ્યો છે. કેટલીક વાર આવા પ્રસંગોએ સાર્થવાહોને પણ અનુપમ લાભ થઈ જતો. મુનિવરોના ઉત્તમ આચાર-વિચારોની સુન્દર છાયા તે આત્માઓ ઉપર પડતી અને એથી તેમાંના સુયોગ્ય આત્માઓ ધર્મને પામી જતા. આવી રીતિએ સાર્થનો યોગ મળી જાય તો સાધુઓ નિર્દોષપણે અન્નપાનાદિ મેળવી શકે, સંયમની આરાધનામાં તત્પર રહી શકે અને સંયમને ઘવાયા દીધા વિના જ વિકટ પ્રદેશનેય ઉલ્લંઘી જઈ શકે.

આજે તો દુનિયામાં એવાં સાધનો થઈ ગયાં છે કે-પ્રાયઃ સાર્થ નીકળતા જ નથી, એટલે તેનો યોગ સાધવાની વાત રહી નહિ. 'પૂર્વે એમ થતું પણ આજે શું ?'-એ પ્રશ્ન પણ વિચારણીય તો ખરો ને ? પહેલી વાત તો એ છે કે-જે પ્રદેશમાં જૈનોનાં ઘરો થોડા પ્રમાણમાં જ હોય, તે પ્રદેશને તેટલા જ કારણથી વિકટ પ્રદેશ તરીકે ગણી શકાય નહિ. જૈન સાધુઓ માત્ર જૈનોને ઘેરથી જ આહારાદિ લઈ શકે અને જૈનેતરોને ઘેરથી આહારાદિ ન જ લઈ શકે, એવું વિધાન શ્રી જૈનશાસનમાં છે જ નહિ. શુદ્ધ ખાનપાન-વાળાં ઉત્તમ કુળોનાં ઈતરોનાં ઘરોએથી પણ સાધુઓ ભિક્ષા લઈ શકે છે. ભિક્ષામાં શું લેવું અને શું ન લેવું, લેવાનું પણ કેટલું લેવું અને કેમ લેવું, એ વિગેરે સાધુઓ પોતાની મર્યાદાનો વિચાર કરીને નક્કી કરી શકે છે, પણ જૈનકુળો સિવાયનાં બીજાં કુળોમાંથી આહારપાણી ન જ લઈ શકાય, એવો પ્રતિબંધ શાસ્ત્રમાં છે જ નહિ. શાસ્ત્રમાં તો સાડા બાર કુળની ભિક્ષા જણાવેલી છે. એટલે એ રીતિએ પણ સંયમ-નિર્વાહ પૂર્વક યાત્રાદિ થઈ શકતાં હોય, તો તેમાં વાંધો નથી.

આ ઉપરાન્ત, શક્તિસંપન્ન શ્રાવકો ધારે તો છ રી પાળતો સંઘ કાઢી શકે છે અને ચતુર્વિધ શ્રીસંઘને યાત્રા કરા-વવાનો મહાલાભ ઉઠાવી શકે છે. સામગ્રીસંપન્ન શ્રાવકો પોતે સંઘમાં નીકળે અને સુસાધુઓને વિનંતિ કરીને સાથે લઈ જાય, તો એથી બીજા પણ ઘણા ઘણા લાભો થાય. જો આવડત હોય, ઉદારતા હોય, આરાધકભાવ હોય, તો એવો ય અવસર ધીરે ધીરે આવી જાય, કે જ્યાં પૂર્વે એક પણ જૈન ન હોય ત્યાં સંખ્યાબંધ જૈનો વસી જાય અને શ્રી જિનમન્દિરાદિની

સામગ્રી પણ ખડી થઈ જવા પામે. છ રી પાળતો સંઘ નીકળે એથી, વિધિ મુજબ વર્તાય તો, સામાન્ય કોટિનો લાભ નથી. ગામેગામ શ્રી જિનશાસનની ઉત્તમ પ્રકારે પ્રભાવના થઈ શકે. ગામે ગામ લોકો જૈનધર્મની ઉત્તમતાની, જૈનોની ઉદારતા તથા રહેણી-કહેણી વિગેરે જોઈ ને પ્રશંસા કરવા લાગે. પછી એ ક્ષેત્રમાં એકલા સાધુઓ પણ જઈ પહોંચ્યા હોય, તો ય ઈતરલોકો પણ એમની બનતી સેવા કરવાને ચૂકે નહિ. સંઘ જે જે સ્થળોએ થઈને જાય, તે દરેક સ્થળના લોકોને એમ થઈ જાય કે-'આવા સંઘ વારંવાર આવજો.' આવો વતાવ સંઘનો હોવો જોઈએ. સાચી ઉદારતા અને સાચા આરાધકભાવ વિના આ બને નહિ. વળી સુસાધુઓ સાથે હોય, એથી તેમના દ્વારા ગામે ગામ લોકોને શ્રી જિનવાણી સાંભળવાની મળે, સુસાધુઓના દર્શન-પરિચયનો લાભ મળે અને એથી પણ યોગ્ય આત્માઓ ધર્મને પામી જાય એમ બને. આ ઉપરાન્ત ચતુર્વિધ શ્રીસંઘ દિવસોના દિવસો સુધી આરાધનામાં રક્ત રહે, એ ઓછી વાત છે? આવા પ્રકારનો સંઘ કાઢનાર પુણ્યાત્માઓ તો એ દ્વારા પોતાના આત્માનું ઘણું ઘણું સાધી શકે. સંઘના નામે આઠ-દશ શ્રાવકો, બાકી રસોઈયા-નોકર તથા ગાડાંવાળા અને પચીસ-પચાસ સાધુ-સાધ્વી એ રીતિએ યાત્રા કરવાને સાધુઓએ નીકળવું, એ કોઈ પણ રીતિએ યોગ્ય નથી. ઉલ્ટું, એ કારણે તો કેટલીક વાર ઇતરો અને અણસમજુ જૈનકુળનાઓ પણ વસ્તુ પ્રત્યે દુર્ભાવવાળા બની જાય છે. સુસાધુઓને વિકટ પ્રદેશમાં રહેલાં તીર્થોની પણ સામગ્રીસંપન્ન શ્રાવકો યાત્રા કરાવી શકે છે, પણ તે સાધુઓનું સંયમ ઘવાય નહિ અને શ્રી જૈનશાસનની

પ્રભાવના કદાચ ઓછી થાય પણ હીલણા તો ન જ થાય, એ રીતિએ! બાકી સાધુઓએ તો સમજવું જોઈએ કે–તેમને માટે સંયમપાલન એ જ મહાયાત્રા છે.

આપણી ચાલુ વાત તો એ હતી કે–સુપાત્રને ભક્તિપૂર્વક જે દાન દેવાય, તેમાં ઈરાદો જેમ આત્માની મુક્તિનો જ હોવો જોઈએ, તેમ દાન દેનારાઓએ કલ્પ્ય અને અકલ્પ્યના વિવેકની પણ અવગણના કરવી જોઈએ નહિ.

## ચારિત્રને અંગે ઉત્તરગુણોમાં શિથિલતા હોય તે નભે પણ ઉપદેશમાં વિપરીતતા નભે જ નહિ :

આ ઉપરાન્ત, વિધિ મુજબ સુપાત્રદાન આત્મનિસ્તારના શુદ્ધ ઇરાદાથી દેવા ઇચ્છિનારાઓએ, સુપાત્ર અને કુપાત્રનો પણ વિવેક કરવાની જરૂર રહેવાની જ. સાધુઓ સુપાત્ર છે, માટે આ વેષમાં રહેલા બધા જ સુપાત્ર છે એમ માનવાનું નથી. સાધુઓ સાધુ હોય તો સુપાત્ર છે, પણ માત્ર વેષધારી જ હોય તો વસ્તુતઃ સુપાત્ર નથી જ. શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા મુજબ મહાવ્રતોને ધરનારા, ધીર, ભિક્ષામાત્રથી જ નિર્વાહ કરનારા અને એકમાત્ર ધર્મનો જ ઉપદેશ આપનારા સાધુઓ, એ સુપાત્ર છે એમાં શંકાને સ્થાન નથી. સાધુઓ જેમ શુદ્ધ ચારિત્રના પાલક હોવા જોઈએ, તેમ શ્રી જિનાજ્ઞા મુજબ માત્ર ધર્મનો જ ઉપદેશ દેનારા હોવા જોઇએ. શુદ્ધ ચારિત્રના પાલન પ્રત્યે સાધુઓ જેમ લક્ષ્યવાળા હોવા જોઈએ, તેમ ઉપદેશ દેવાનો પ્રસંગ જ્યારે જ્યારે ઉપસ્થિત થવા પામે, ત્યારે ત્યારે દેવો તો માત્ર મોક્ષમાર્ગનો જ ઉપદેશ દેવો એવા લક્ષ્યવાળા હોવા જોઈએ. ચરિત્રને અંગે, અશક્તિ આદિના યોગે ઉત્ત-

રગુણોમાં કચાશ હોય પણ આરાધકભાવ શુદ્ધ હોય તો તે ચાલે : મૂળગુણોમાં વાંધો આવવો જોઈએ નહિ : પરન્તુ ઉપદેશમાં અર્થકામની રસિકતા વધે, એવું તો સાધુથી બોલાય જ નહિ. અર્થ–કામની હેયતા અને ધર્મની ઉપાદેયતા, એ તો સાધુઓના ઉપદેશનું રહસ્ય હોવું જોઈએ. ધર્મ કરવાનો તે દુનિયાદારીથી મૂકાવાને માટે જ, એ વાત સાધુઓના ઉપદેશમાંથી નીકળ્યા વિના રહે નહિ. સાધુએ એટલે વિષય–કષાય રૂપ સંસારના વૈરી! સાધુએ એટલે દુનિયાને દુનિયાદારી ભૂંડી છે, એનું ભાન કરાવનારા! સાધુએ એટલે આ સંસાર દુ:ખનું મૂળ અને દુ:ખનું ધામ છે એમ બતાવી, સુખના મૂળ રૂપ વૈરાગ્ય તથા સુખના ધામ રૂપ મોક્ષ પ્રત્યે દુનિયાના જીવોમાં રૂચિ ઉત્પન્ન કરાવનારા! સાધુઓએ ઉપદેશ દેવો જ જોઈએ એવો નિયમ નહિ, જે યોગ્ય હોય તે દે, પણ ઉપદેશ દે તો આવો જ દે! ઉત્તરગુણોની શિથિલતાને નિભાવાય, પણ ઉપદેશની વિપરીતતાને નિભાવાય નહિ! ઉત્તરગુણોની શિથિલતા છતાંય સાધુપણું રહી શકે છે, પણ ઉપદેશની વિપરીતતા આવી એટલે એ વેષધારી શ્રાવક કરતાં પણ નપાવટ બને છે: કારણ કે–સુશ્રાવક તો શાસનમાં છે, જ્યારે પેલો વેષધારી તો આપોઆપ શાસનબાહ્ય બની જાય છે. ઉપદેશમાં વિપરીતતાવાળા વેષધારિને આ શાસનમાં સ્થાન હતું નહિ, છે નહિ અને હશે પણ નહિ. ઉપદેશમાં વિપરીતતા, એ તો એવો મહા ભયંકર દોષ છે કે–તે સ્વપરહિતઘાતક દોષવાળો આત્મા કોઇએ કાઢ્યા વિના પણ શાસનબાહ્ય બની જાય છે, પોતાના આત્માને ડૂબાવનારો નિવડે છે અને અનેક આત્માઓના આત્મહિતનો નાશક

બને છે. ચારિત્રની શુદ્ધિ આવશ્યક છે, શુદ્ધ ચારિત્રના પરિપાલનને માટે કલ્યાણના અર્થી સાધુઓએ સતત્ પ્રયત્નશીલ રહેવું જોઇએ, છતાં પણ ઉત્તરગુણોમાં અશુદ્ધિ હોય તો ય નભે. ઉત્તર ગુણોની અશુદ્ધિ માત્રથી જ, મૂળગુણો રીતસર હોય તો તે સાધુને અસાધુ ન કહેવાય: પરન્તુ બાહ્યદૃષ્ટિએ ઉત્તમમાં ઉત્તમ કોટિનું ય ચારિત્રપાલન કરનારો કોઈ જો ઉપદેશમાં વિપરીતતતાવાળો બને, તો એને સાધુ તો ન જ મનાય, પણ શાસનબાહ્ય જ મનાય. એવાને તો શાસનબાહ્ય અગર શાસનદ્રોહી માનીને, તેના સંસર્ગનો ત્યાગ કરવો જોઈએ. બીજા પણ કલ્યાણના અર્થિઓનું એના યોગે અકલ્યાણ થઈ જતું અટકે, એ ઈરાદાથી તેવા શાસનબાહ્યની જાળમાં કોઇ ફસાય નહિ તેવી પેરવી કરવી જોઇએ. આને બદલે એવાઓને પણ સુપાત્ર રૂપ માની લેવાય, તો એ કારમી અજ્ઞાનતા જ ગણાય. ન જાણીએ ત્યાં સુધી તેવાને સુસાધુ રૂપ માનતા હોવાથી તેના ચરણે લેટી જવાય, પણ જાણ્યા પછી તો–'એવાનાં દર્શને ય પાપનું કારણ છે'–આ વૃત્તિ ઉત્પન્ન થઈ જવી જોઈએ. આજે આ વિષયમાં સુશ્રાવકોએ ખાસ ધ્યાન આપવા જેવું છે. 'ગમે તેમ તોય ભગવાનના વેષમાં છે, માટે આપણાથી તો સારા જ છે.'–આવા પ્રકારની મિથ્યાભાવને પુષ્ટ બનાવનારી મનોવૃત્તિને દૂર કરીને, વિવેકી બની જવું જોઈએ. શુદ્ધ શ્રદ્ધાવાળા હોય, ઉપદેશમાં વિપરીતતા ન હોય અને મૂળ ગુણોમાં મજબૂત હોય, એવા થોડું પણ ભણેલા તેમજ ઉત્તરગુણોમાં શક્તિના અભાવે કદાચ શિથિલતાવાળા પણ સાધુઓ, ઉત્તમમાં ઉત્તમ એવા ગૃહસ્થ કરતાં નિયમા ઉત્તમ છે–એની ના નથી, પરન્તુ

માવમાં ઉત્તમ ચારિત્રવાળા હોવા છતાં ય, જેઓ ઉપદેશમાં પરીતતાવાળા હોય, તેઓ સુશ્રાવકોના કરતાં ઉત્તમ તો થી જ, પણ ઘણી જ હીન કોટિના છે.

## રત્નત્રયીથી રહિત સાધુવેષવાળો સાધુ નથી પણ વેષધારી જ છે :

આથી જ કહેવાય છે કે–માત્ર વેષને જ જોનારા ન બનો. ાત્ર ચારિત્રના બાહ્યાચારો જ ન જૂઓ, પણ સાથે સાથે દ્ધાને ય જોનારા બનો. સાધુને માટે વેષ પણ જરૂરી, ચારિ-ના આચારો પણ જરૂરી અને શુદ્ધ શ્રદ્ધા ય જરૂરી. સમ્યગ્‌-ર્શન, સમ્યગ્‌જ્ઞાન અને સમ્યક્‌ચારિત્ર એ મોક્ષમાર્ગ છે : ને સાધુઓ એ ત્રણના પ્રતીક છે : કારણ કે–સુસાધુમાં સમ્યગ્‌-ર્શન, સમ્યગ્‌જ્ઞાન અને સમ્યક્‌ચારિત્ર એ ત્રણમાંથી એક-ા ય અભાવ હોય એ બને નહિ. જેનામાં સમ્યગ્દર્શન, સમ્યગ્‌-ાન અને સમ્યક્‌ચારિત્ર એ ત્રણે ય નહિ, તે શ્રી જૈનશા-નનો સાધુ ય નહિ અને શ્રાવકે ય નહિ. જૈનસાધુ એટલે નત્રયીના ધારક ! રત્નત્રયી વિનાનો જે કોઈ પણ આ વેષમાં ાય, તે સાધુ નથી પણ વેષધારી છે. આ માટે તો રત્ન-યીને અંગે શાસ્ત્રકાર મહારાજાઓએ ફરમાવ્યું કે–જેનામાં મ્યગ્દર્શન ન હોય, તેનામાં સમ્યગ્‌જ્ઞાન અને સમ્યક્‌ચારિત્ર ાય જ નહિ. સમ્યગ્દર્શન અને સમ્યગ્‌જ્ઞાન હોવા છતાં પણ, ાત્મામાં સમ્યક્‌ચારિત્ર ન હોય એ બને, પણ સમ્યક્‌ચારિત્ર ાય ત્યાં સમ્યગ્દર્શન અને સમ્યગ્‌જ્ઞાન ન હોય એ બને જ હે. આમ છતાં પણ જો કોઈ સ્થળે બાહ્યાચારોથી ચારિત્ર માતું ય હોય અને સમ્યગ્દર્શન ન હોય, તો એને માટે એ જ

માનવાનું કે-'તેનું ચારિત્ર એ સમ્યક્ચારિત્ર નથી જ!' સમ્યગ્દર્શનની આટલી બધી મહત્તા છે. અભ્યાસકર ચારિત્ર-દાનને અંગે પણ શાસ્ત્રકાર પરમર્ષિઓ દ્રવ્ય સમ્યક્ત્વનું આરો-પણ કરવાનું વિધાન દર્શાવવાને ચૂકયા નથી. સમ્યગ્દર્શનની આ મહત્તા હોવાથી, વેષ અને ચારિત્રના આચારોની સાથે સમ્યગ્દર્શનને પણ જોનારા બનો, એ પરમ આવશ્યક છે: અને જે સાધુ ઉપદેશમાં વિપરીતતાવાળો હોય, તેનામાં સમ્ય-ગ્દર્શનનો અભાવ છે અને તે ઘોર મિથ્યાત્વના ઉદયવાળો છે, એ તો સ્હેજમાં સમજી શકાય તેવી વાત છે. સુપાત્રને નામે એવાં કુપાત્રોની જાળમાં ફસાઈ ન જવાય, તેની કાળજી રાખવા ધારો તો રાખી શકો, એ માટે આ કહેવાય છે.

## સુશ્રાવકોની પણ સુશ્રાવકોએ પોતાના આત્મનિસ્તાર માટે ભક્તિ કરવી જોઇએ:

સુપાત્રની ભક્તિ કરવા ઇચ્છનારાઓએ માત્ર સુસાધુઓની જ ભક્તિ કરવાની છે, એમે ય નથી. સુશ્રાવકો પણ સુશ્રાવકોને માટે ભક્તિપાત્ર છે. સુશ્રાવકોએ સુશ્રાવકોની પણ ભક્તિ કર-વાને ચૂકવું જોઇએ નહિ. સાધુને માટે જેમ કહ્યું કે-જેનામાં રત્નત્રયી નહિ તે સાધુ નહિ પણ વેષધારી, તેમ શ્રાવકોને માટે શું? શ્રાવકોમાં ઓછામાં ઓછી બે વસ્તુઓ તો હોવી જ જોઇએ. સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન. સમ્યગ્જ્ઞાન, એ તો સમ્યગ્દર્શન સાથે જોડાએલી વસ્તુ છે. સમ્યગ્દર્શનની સાથે જ શાસ્ત્રકારોએ સમ્યગ્જ્ઞાનની ઉત્પત્તિ માનેલી છે. સમ્યગ્દર્શન ઉત્પન્ન થતાં જ જે જ્ઞાન હોય તે સમ્યક્ બની જાય છે. સમ્યગ્દષ્ટિ એટલે? શુદ્ધ દેવ, શુદ્ધ ગુરૂ અને શુદ્ધ ધર્મને

માને તે સમ્યગ્દૃષ્ટિ : અર્થાત્-કુદેવ, કુગુરૂ અને કુધર્મનો ત્યાગી અને શુદ્ધ દેવાદિનો સેવક! મારો નિસ્તાર આ ત્રણથી જ એમ માનનારો! સમ્યગ્દૃષ્ટિ એટલે સુરનરના સુખને પણ દુઃખ માનનારો અને શિવસુખને વાંછનારો! આવા સમ્યગ્દૃષ્ટિ પુણ્યાત્માઓની પણ સુશ્રાવકોએ ઉત્તમમાં ઉત્તમ પ્રકારે ભક્તિ કરવી જોઈએ. એ પુણ્યાત્માઓની ભક્તિમાં પણ સુશ્રાવકોએ પોતાના આત્માનો નિસ્તાર માનવો જોઇએ. એ પુણ્યાત્માઓ ધર્મની સુખપૂર્વક આરાધના કરી શકે અને ધર્મમાં સ્થિર બને, એ માટે સામગ્રીસંપન્ન સુશ્રાવકોએ બનતું બધું ઉચિત કરવું જોઈએ. સુશ્રાવકો અને સુશ્રાવિકાઓ, એ દયાનાં સ્થાન નથી પણ ભક્તિનાં સ્થાન છે. ભક્તિનાં સ્થાન તરફ જેને હીનબુદ્ધિથી દયા આવતી હોય, તેણે પોતાના આત્માની દયા ખાવા જેવું છે. આજે શ્રાવકોની ભક્તિને અંગે અને શ્રાવકોની ભક્તિને નામે ધર્મદ્રોહિઓને ઉત્પન્ન કરવામાં થતી મદદને અંગે પણ ઘણું ઘણું કહેવા જેવું છે. અવસરે અવસરે તે કહેવાયું નથી એમ નહિ. ધર્મદ્રોહિઓને ઉત્પન્ન કરવામાં થતી મદદ, એ સાધર્મિક-ભક્તિ તો નથી જ, પણ ભયંકર કોટિનો શાસનદ્રોહ છે. શાસનદ્રોહી નામજૈનોને, કોઈ પણ રીતિએ સુશ્રાવકોને માટે સાધર્મિકો તરીકે ભક્તિપાત્ર ગણાય નહિ : એટલું જ નહિ પણ એવા ધર્મદ્રોહિઓ તો પ્રતિકારપાત્ર છે. આ તો પ્રાસંગિક વાત થઈ : કારણ કે-અહીં તો મુનિઓ સંબંધી વાત છે. મુનિઓ સુપાત્ર છે, પણ મુનિઓ મુનિઓ હોય તો! મુનિવેષમાં ય કુપાત્ર ન હોય એમ નહિ. વેષધારી વંચકો અગર તો બાહ્ય દૃષ્ટિએ શુદ્ધ ચારિત્રશીલ ભાસતા ઉત્સૂત્રભાષિઓ, એ સુપાત્ર રૂપ નથી, પણ કુપાત્ર રૂપ છે. કલ્યાણના અભિલાષિઓએ

કુપાત્રથી બચવું, એય પરમ આવશ્યક છે. તમે તમારી કલ્યાણ કામનાને સિદ્ધ કરવાને માટે, સુપાત્ર અને કુપાત્રનો વિવેક કરનારા બનો અને સુપાત્રની આત્મનિસ્તારના શુભ ઈરાદાથી વિધિ મુજબ ભક્તિ કરનારા નિવડો, કે જેથી તમારૂં સુપાત્રદાન કલ્યાણવૃક્ષના ઉત્તમ બીજ રૂપ બન્યા વિના રહે નહિ.

## કાં તો કુપાત્રમાં અકલ્પ્ય દાન કરશે અને કાં તો સુપાત્રમાં અકલ્પ્યાન્તર્ગત કલ્પ્યનું દાન કરશે:

સુપાત્રદાનનો સુન્દર લાભ પ્રાપ્ત કરવાને માટે, કલ્યાણના અર્થી આત્માઓએ કેમ વર્તવું જોઈએ, તે આપણે વિચારી ગયા: પણ આજે જે પરિસ્થિતિ મોટે ભાગે પ્રવર્તી રહી છે, તે આ બીજ સ્વપ્નના ફલનું વર્ણન કરતાં ભગવાન શ્રી મહાવીર પરમાત્માએ ફરમાવેલી જ છે. અજ્ઞાન ખેડુત જેમ સડેલાં કે શેકેલાં અગર સુકાઈ જવાને અંગે બીજપણાની યોગ્યતાથી રહિત થઇ ગયેલાં અબીજ રૂપ બીજોને અને તે પણ ઉખરભૂમિમાં ફલ મેળવવાના ઈરાદાથી વાવે, તેમ અજ્ઞાન શ્રાવકો કુપાત્રે દાન દેશે અને જે દાન દેશે તે પણ દોષરહિત, કલ્પે તેવું, નહિ હોય. ઉખરભૂમિ રૂપ કુપાત્ર છે અને ન કલ્પે તેવી વસ્તુઓનું દાન એ ફલ માટે બીજબુદ્ધિથી અબીજને વાવવા સમાન છે. ઉખરભૂમિમાં શેકેલાં કે સડેલાં અગર તેવાં નકામાં થઈ ગયેલાં બીજો વવાય, તો ફલ મળે નહિ અને વધારામાં ત્યાં પાણી પડે તો દુર્ગન્ધ મારે. અજ્ઞાન શ્રાવકો આવી રીતિએ દાન દેશે અથવા તો ઘુણાક્ષર ન્યાયે નિરાશયી ખેડુત જેમ અબીજો ભેગાં રહેલાં બીજોને ખેતરમાં વાવે, તેમ અજ્ઞાન શ્રાવકો પણ પાત્રમાં દાન તો કરશે, પણ

તે દાન સર્વથા દોષરહિત નહિ હોય. અકલ્પ્યમાં રહેલ કલ્પ્યનું તે દાન હશે. બીજા સ્વપ્નનું આ ફલ છે, એમ ભગવાને ફરમાવ્યું, એથી કલ્યાણના અર્થિઓએ સાવધ બનવાનું છે. એક તો ફલ મેળવવા માટે કુપાત્રમાં અકલ્પ્ય દાન કલ્પ્યદાનની બુદ્ધિએ ન થાય એ માટે સાવધ બનવાનું છે : કારણ કે-કુપાત્ર પણ તજવા યોગ્ય છે અને અકલ્પ્ય દાન એ પણ અવિહિત છે. એજ રીતિએ બીજી વાત એ પણ છે કે-કલ્પ્ય દાન સુપાત્રે કરવાને માટે પ્રયત્નશીલ બનવું જોઈએ. કુપાત્રને સુપાત્ર માનવાથી બચવું અને સુપાત્રને પણ તેવું જ દાન દેવાને માટે ઉદ્યમશીલ બનવું, કે જે કલ્પ્ય હોય. આ રીતિએ પાત્રતા અને દાનની કલ્પ્યતા-બન્ને ય માટે સાવધ રહેવાનું, આ સ્વપ્નફલવર્ણનદ્વારા સૂચવાયું છે. વિધિના આદરપૂર્વક કરાએલું સુપાત્રદાન એ કલ્યાણવૃક્ષનું બીજ છે, માટે સુપાત્રને ઓળખી, હૃદયનો ભક્તિભાવ કેળવી, આત્મનિસ્તારના ઇરાદાથી સુપાત્રદાન કરવાને માટે, કલ્યાણના અભિલાષી વિવેકી શ્રાવકોએ તત્પર બનવું જોઇએ. તમે અને સૌ કોઈ એવા સુપાત્રદાન દ્વારા કલ્યાણને સાધો, સંસારથી મૂકાઓ અને મોક્ષને પામો, એ જ શુભાભિલાષા.

  

# પ્રવચન ચોથું :

આશ્વિન કૃષ્ણા અમાવાસ્યા : વિ. સં. ૧૯૯૨
તા. ૧૪ : નવેમ્બર : ૧૯૩૬, શનિ.

## મોક્ષમાર્ગ દર્શાવવાનો હેતુ:

વર્ત્તમાન શાસનના નાયક, ચરમ તીર્થપતિ ભગવાન શ્રી મહાવીરદેવ, પોતાના વિહારથી આ પૃથ્વિતલને પાવન કરતા, છેલ્લે છેલ્લે ' અપાપા ' નામની નગરીમાં પધાર્યા છે. દેવતાઓએ ત્યાં રમ્ય સમવસરણની રચના કરી છે. ઈન્દ્રે અને હસ્તિપાલ રાજાએ સ્તુતિ કરી લીધા બાદ, ભગવાને અન્તિમ દેશના દેવી શરૂ કરી છે. દેશનામાં ભગવાને જે ફરમાવ્યું, તે આપણે વિચારી ગયા છીએ. દુનિયામાં પુરૂષાર્થો ચાર ગણાય છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. આ ચાર પુરૂષાર્થોમાંના બે પુરૂષાર્થો, અર્થપુરૂષાર્થ અને કામપુરૂષાર્થ, એ બે પુરૂષાર્થો તરીકે ગણાતા હોવા છતાં પણ, પારમાર્થિક દૃષ્ટિએ તો પ્રાણિઓને માટે તે અર્થભૂત નથી જ, પણ અનર્થભૂત છે. સાચો અર્થભૂત પુરૂષાર્થ તે કહેવાય, કે જે સધાતાં

જન્મધારિઓનું એકાન્તે કલ્યાણ જ થાય. અર્થ અને કામ, એ બેની સાધના તો જન્મધારિઓનું, પારમાર્થિક દૃષ્ટિએ, કેવળ અકલ્યાણ જ કરે છે. અર્થ અને કામ,–એ બે પુરૂષાર્થોની સાધનાની પૂંઠે લાગેલા આત્માઓ, આ અનન્ત સંસારના ભ્રમણની જ સાધના કરે છે, એમ કહી શકાય. અર્થની કે કામની સાધનાની પ્રવૃત્તિ તો દૂર રહી, પણ અર્થ–કામની સાધનાના વિચારો પણ, તે આત્માના હિતને હાનિ કર્યા વિના રહેતા નથી. આથી જ, જગતના પ્રાણિમાત્રનું એકાન્તે અને તદ્દન નિઃસ્પૃહભાવે કલ્યાણ ચાહનારા જ્ઞાનિઓએ, સ્થળે સ્થળે અર્થ અને કામ એ બેની સાધાનાની અનર્થકારકતા વર્ણવી છે. જ્ઞાનિઓએ જોયું કે–અર્થ અને કામની પૂંઠે લાગેલા દુનિયાના જીવો, જ્યાં સુધી અર્થ–કામની સાધના છોડે નહિ અને મોક્ષની સાધનામાં લાગે નહિ, ત્યાં સુધી તે જીવોનું કદિ પણ વાસ્તવિક કલ્યાણ થાય નહિ: આથી જ જ્ઞાનિઓએ અર્થ–કામની સાધનાનો માર્ગ નહિ ઉપદેશતાં, અર્થ–કામની સાધનાની એકાન્તે અનર્થકારકતા દર્શાવીને, મોક્ષમાર્ગનો જ ઉપદેશ કર્યો. જ્ઞાનિઓએ જો જોયું હોત કે–'મોક્ષમાર્ગની આરાધના કર્યા વિના પણ દુનિયાના જીવો પોતાનું વાસ્તવિક કલ્યાણ સાધી શકે તેમ છે.'–તો તે ઉપકારિઓને મોક્ષમાર્ગ સિવાયના માર્ગોનું ઉન્મૂલન કરવા સાથે મોક્ષમાર્ગનું પ્રતિપાદન કરવાની જરૂર ન પડત: પણ જ્ઞાનિઓએ જોયું કે–'દુનિયાના જીવોને માટે મોક્ષમાર્ગની આરાધના જ એક માત્ર કલ્યાણનો ઉપાય છે, દુનિયાના જીવો મોક્ષમાર્ગની આરાધના સિવાય બીજા કોઈ પણ માર્ગે પોતાનું વાસ્તવિક હિત સાધી શકે તેવું છેજ નહિ.'–આથી જ જ્ઞાની

મહાપુરૂષોએ મોક્ષમાર્ગથી વિપરીત માર્ગોનું ખંડન કર્યું અને મોક્ષમાર્ગનું મંડન કર્યું.

## ઉપકાર અને ઉપકારી:

શ્રી જિનેશ્વરદેવો, એ આ જગતમાં મોટામાં મોટા ઉપકારી છે: કારણ કે–એ તારકો જ મોક્ષમાર્ગના મૂળભૂત પ્રવર્તકો અને પ્રચારકો છે. એ તારકોએ પ્રવર્તાવેલા મોક્ષમાર્ગની આરાધનામાં રત બનવા સાથે, શક્તિ અને સામગ્રી મુજબ તેનો પ્રચાર કરવાને ઉદ્યમશીલ બનેલા નિર્ગ્રન્થ આચાર્યમહારાજાઓ રૂપ મોક્ષમાર્ગના પ્રચારકો પણ, આ જગતમાં તે તારકો પછીના મોટામાં મોટા ઉપકારિઓ છે. જો કે–શ્રી જિનેશ્વરદેવો પછીથી બીજા નંબરે શ્રી સિદ્ધાત્માઓ જ પૂજ્ય ગણાય છે અને તે પછી જ આચાર્ય મહારાજ આદિ પૂજ્ય ગણાય છે, પરન્તુ આ જગતમાં વિદ્યમાન ઉપકારિઓની અપેક્ષાએ શ્રી જિનેશ્વરદેવો પછી મોટા ઉપકારિઓ તરીકે આચાર્યમહારાજ ગણાય તે સ્વાભાવિક છે. મોક્ષમાર્ગના પ્રચાર જેવો આ જગતમાં બીજો કોઈ પણ ઉપકાર નથી. દુનિયામાં અનેક પ્રકારના ઉપકારો ગણાય છે અને અનેક પ્રકારના ઉપકારિઓ પણ ગણાય છે, પરન્તુ મોક્ષમાર્ગમાં દુનિયાના જીવોને જોડવા જેવો અનુપમ કોટિનો કોઈ ઉપકાર નથી અને પોતે મોક્ષમાર્ગના આરાધક બનવા સાથે દુનિયાના જીવોને મોક્ષમાર્ગમાં જોડવાને પ્રયત્નશીલ બનેલા પુણ્યાત્માઓ જેવા આ દુનિયામાં બીજા કોઇ પણ ઉપકારી નથી. પોતાના આત્મા ઉપર ઉપકાર કરવાને ઇચ્છનારાઓએ મોક્ષમાર્ગના આરાધક બની જવું, એ જ એક શ્રેષ્ઠતમ ઉપાય છે અને

પરના પણ કલ્યાણુની ભાવનાવાળાઓએ બીજાઓને મોક્ષ-માર્ગમાં જોડવાને જ પ્રયત્નશીલ બનવું, એ જ એક પરોપકાર સાધવાનો શ્રેષ્ઠતમ ઉપાય છે.

## અજ્ઞાનતાનો પ્રભાવ :

આજે 'ઉપકાર' કોને કહેવાય અને 'ઉપકારી' કોને કહેવાય, એની ગમ વગરનાઓ દુનિયાના પરમ અપકારિને મહા ઉપકારી તરીકે નવાજે છે અને દુનિયાના સાચા ઉપકારિઓની અવગણુના કરે છે. દુનિયાદારીમાં મસ્ત અને દુનિયાને કેવળ અર્થ-કામની સાધનામાં જોડનારાઓ, જ્ઞાનિઓની દૃષ્ટિએ ભયંકર કોટિના પાપાત્માઓ છે. આમ છતાં પણુ એવાઓને પરમ તારક માની-મનાવી આજે ઘણા અજ્ઞાનિઓ પોતાનું તથા બીજાઓનું પણુ અકલ્યાણુ સાધી રહ્યા છે. આનાથી પણુ આગળ વધીને, જ્યારે તે અજ્ઞાનિઓમાંના કેટલાકો, મોક્ષમાર્ગની આરાધનામાં રક્ત રહેવા સાથે મોક્ષમાર્ગની આરાધનામાં બીજાઓને જોડવા પ્રયત્નશીલ બનેલા સાચા મહાત્માઓની સામે જ યથેચ્છ પ્રલાપ કરે છે, ત્યારે તો એ જ કહેવું પડે છે કે-'બીચારાઓ અજ્ઞાનના કારમા ઉન્માદે ચઢ્યા છે !' ઉપકાર અને ઉપકારિના સાચા સ્વરૂપથી અજાણુ આત્માઓ જ, મોક્ષમાર્ગના પ્રવર્તક પરમ તારક શ્રી તીર્થંકરદેવોની સાથે, પરમાર્થ દૃષ્ટિએ દુનિયાના પરમ અપકારિની સરખામણી કરે છે ! ! સાચો ઉપકાર કોને કહેવાય અને સાચો ઉપકારી કોણુ કહેવાય, એ ખાસ સમજવા જેવું છે. મોક્ષમાર્ગની ઉપકારકતા વાસ્તવિક સ્વરૂપે સમજાય, તો જ એ સમજાય. એ માટે અર્થ અને કામ એ બે પુરૂષાર્થો નામના અર્થભૂત છે,

પણ પારમાર્થિક દૃષ્ટિએ અનર્થભૂત જ છે, આ વિધાન સૌથી પહેલાં સમજી લેવું એ જરૂરી છે.

## મોક્ષ અને ધર્મ :

'ચાર પુરૂષાર્થોમાં અર્થપુરૂષાર્થ અને કામપુરૂષાર્થ, એ બે નામના જ અર્થભૂત છે પણ પરમાર્થથી અનર્થભૂત છે.' –એમ નક્કી થઇ ગયું, એટલે બાકી રહ્યા બે પુરૂષાર્થો. ધર્મ-પુરૂષાર્થ અને મોક્ષપુરૂષાર્થ. આમાં પણ ભગવાને ફરમાવ્યું કે–અર્થભૂત પુરૂષાર્થ તો એક માત્ર મોક્ષ જ છે અને ધર્મ તેનું કારણ છે. મોક્ષ રૂપ અર્થની સિદ્ધિને માટે ધર્મ કારણ છે, માટે જ ધર્મ ઉપાદેય છે. જે ધર્મ મોક્ષ રૂપ અર્થની સિદ્ધિનું કારણ જ ન હોય, તે ધર્મ વસ્તુતઃ અર્થભૂત નથી અને એથી વાસ્તવિક રીતિએ જોતાં ઉપાદેય પણ નથી : આથી જ ધર્મને અંગે જણાવ્યું કે–તે ધર્મ કયો ? તો કે–સંસાર રૂપ સમુદ્રથી તારનારો. સંસાર રૂપ સમુદ્રથી તારનારો ધર્મ કયો ? તો કે–સંયમાદિ દશ પ્રકારનો ! અનન્ત દુઃખથી ભરેલા આ સંસારથી મૂકાવનાર અને અનન્ત સુખના ધામ રૂપ મોક્ષને પમાડનાર જો કોઈ પણ હોય, તો તે આ ધર્મ જ છે. જ્ઞાનિઓએ દર્શાવેલા સંયમાદિ દશ પ્રકારના ધર્મ સિવાય, અનન્ત દુઃખથી મૂકાવાનો અને અનન્ત સુખમાં ઝીલવાનો બીજો કોઈ ઉપાય જ નથી.

## આરાધનાની સગવડ :

આથી સ્પષ્ટ છે કે–તમે જો દુઃખના દ્વેષી અને સુખના અર્થી હો, તો આ જીવનમાં શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલા

ધર્મની જ આરાધના જેટલી બને તેટલી વધારે કરી લો અને તમે જો કોઇનું પણ કલ્યાણ ચાહતા હો તો તેને પણ શ્રી જિનેશ્વરદેવના ધર્મમાં જોડો તથા શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલા ધર્મની તે સારામાં સારી રીતિએ આરાધના કરી શકે, એવી તમારાથી બનતી સગવડ કરી આપો. બને તેટલી ધર્મની આરાધના કરો, ધર્મ નહિ પામેલાને ધર્મ પમાડો, ધર્મમાં જોડાએલાને ધર્મમાં સ્થિર કરો, ધર્મના આરાધકોની મુશ્કેલીઓને ટાળવાને માટે પ્રયત્નશીલ બનો અને ધર્મના આરાધકોની હંમેશાં નિર્મલ હૃદયે અનુમોદનાદિ કરવાને ચૂકો નહિ! તમે જાતે થોડી આરાધના કરી શકતા હો, પણ ધર્મ કરનારા પુણ્યાત્માઓની હરહંમેશ નિર્મલ હૃદયે અનુમોદના તો કરી જ શકોને? આ ઉપરાન્ત, પૂર્વના પુણ્યયોગે તમને જે પૌદ્ગલિક સામગ્રી મળી હોય, તેનો સદ્વ્યય કરીને તમે ધર્માત્માઓને ધર્મસ્થિર કરી શકો છો, ધર્મના આરાધકોની આરાધનામાં આવતાં વિઘ્નોને દૂર કરી શકો છો અને દુનિયાના જીવો જે જે રીતિએ ધર્મને પામે, તે તે યોગ્ય પદ્ધતિ પણ અંગીકાર કરી શકો છો.

## કરો, કરાવો અને અનુમોદો :

દુનિયાના પદાર્થો નાશવંત છે. પુણ્યયોગે તે તમારી પાસે જીન્દગીના અન્ત સુધી કદાચ રહી પણ જાય, તો ય તે કોઈની સાથે ગયા નથી કે જેથી તમારી સાથે આવે. કરવું, કરાવવું અને અનુમોદવું,—એ ત્રણે ય માર્ગોથી આ જીવનમાં મોક્ષમાર્ગની આરાધના કરવી, એ જ આ મહાપુણ્યે પ્રાપ્ત થએલા મનુષ્યજીવનને સફલ બનાવવાનો માર્ગ છે. કરનારે

કરાવવું નહિ અને અનુમોદવું નહિ, એમ નથી : કરાવનારે કરવું નહિ અને અનુમોદવું નહિ, એમ પણ નથી : અને અનુમોદનારે ન કરવું કે ન કરાવવું, એમે ય નથી. દરેકે પોતાનાથી બનતી રીતિએ કરવા, કરાવવા અને અનુમોદવા દ્વારા—એ ત્રણે ય માર્ગો દ્વારાએ મોક્ષમાર્ગની આરાધના કરવી જોઈએ. પોતાનો આત્મા આ જીવનમાં મોક્ષના માર્ગ ઉપર ચઢી જાય એ માટે પ્રયત્ન કરવો જોઇએ. એક વાર આત્મા માર્ગે ચઢી ગયો, એટલે સમજી લેવું કે—તે વહેલો યા મોડો પણ મોક્ષે પહોંચ્યા વિના નહિ રહેવાનો. પાંગળો માણસ પણ જો માર્ગને આશ્રયીને રહે છે, માર્ગે થોડું થોડું પણ ચાલે છે, તો દૂર રહેલા પણ ઇષ્ટ સ્થળે પહોંચી શકે છે : તેમ આત્મા મોક્ષમાર્ગે ચઢી જાય અને શકયતા મુજબ આરાધના કર્યે જાય, તો વહેલો યા મોડો પણ નિયમા મોક્ષને પામે જ !

## આ ફલવર્ણનને જાણવાના યોગે ઉણપોથી બચવા-બચાવવાની પ્રેરણા મળે તેમ છે :

હવે ચાર પુરૂષાર્થોમાં અર્થ અને કામ એ બે પુરૂષાર્થો નામના જ અર્થભૂત છે, પણ પરમાર્થ દૃષ્ટિએ તો અનર્થભૂત છે તેમજ મોક્ષ એ જ એક અર્થભૂત છે અને ધર્મ તેનું કારણ છે—એ વિગેરે દેશનામાં ફરમાવ્યા બાદ, ત્રણ જગતના ગુરૂ એવા ભગવાન શ્રી મહાવીર પરમાત્મા વિરામ પામ્યે છતે, શ્રી પુણ્યપાલ નામના મંડલેશે પ્રભુને નમસ્કાર કર્યા અને વિજ્ઞપ્તિ કરી કે—'હે સ્વામિન્ ! આજે મેં અનુક્રમે ગજ, કપિ, ક્ષીરવૃક્ષ, કાક, સિંહ, કમળ, બીજ અને કુંભ—એવાં આઠ સ્વપ્નો જોયાં છે : એ સ્વપ્નોના દર્શનથી, હે ભગવન્ ! હું

ભયને પામ્યો છું, તો આપ તે સ્વપ્નોના ફલને કહો!' શ્રી પુણ્યપાલ મંડલેશની વિનંતિથી, ભગવાને તે આઠેય સ્વપ્નોનું ફલ ફરમાવ્યું. ભગવાને ફરમાવેલા એ ફલની શાસ્ત્રકાર પરમર્ષિઓએ નોંધ લીધેલી છે. પરમ ઉપકારી કલિકાલસર્વજ્ઞ આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ પણ પોતે રચેલા શ્રી ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિત્ર નામના મહાકાવ્યના દશમા પર્વના તેરમા સર્ગમાં પ્રસંગ પામીને ભગવાને કહેલા એ સ્વપ્નફલને દર્શાવ્યું છે અને આપણે તેને જ અંગે અહીં વિચારી રહ્યા છીએ. શ્રી પુણ્યપાલ મંડલેશને આવેલાં તે આઠેય સ્વપ્નો, શાસનના ભાવિભાવને સૂચવનારાં હતાં. શાસનમાં કેવા કેવા પ્રકારની હાલત થવા પામશે, તેનો ખ્યાલ આ સ્વપ્નફલના વર્ણનમાંથી મળી રહે છે. આજે આપણે તે વસ્તુ અમૂક અમૂક અંશે અનુભવી પણ રહ્યા છીએ. આ સ્વપ્નફલવર્ણનના વાંચન અને શ્રવણ દ્વારા, આત્મા ધારે તો ઘણો ઘણો લાભ ઉઠાવી શકે તેમ છે: કારણ કે-શ્રાવકસમુદાય અને સાધુસમુદાય, એ બેમાં કયાં કેવી ઉણપો આવવાની છે તે સમજાય: એના યોગે તેવી ઉણપોથી પોતાની જાતને બચાવી લેવાને માટે પ્રયત્નશીલ બનાય: અને ઉન્માર્ગગામિઓથી સ્વયં બચતા રહીને બીજા પણ કલ્યાણકામી આત્માઓ બચી શકે તે માટે શક્તિ-સામગ્રી મુજબ ઘટતું કરી શકાય, એ વિગેરેની પ્રેરણા આમાંથી પણ સુન્દર પ્રકારે મળી રહે તેમ છે.

## શ્રાવકો દીક્ષાના અભિલાષી તો જરૂર હોય:

પહેલા હાથીના સ્વપ્નને અંગે એ વાત થઈ ગઈ કે-શ્રાવકો વિવેકવન્ત હોવા છતાં પણ ક્ષણિક ઋદ્ધિસુખવાળા

ઘરમાં લુબ્ધ બનીને રહેશે : દૌ:સ્થ્ય કે પરચક્રનું દુ:ખ આવી પડશે તોય વૈરાગ્ય પામીને દીક્ષા ગ્રહણ કરશે નહિ : કેટલાકો દીક્ષા ગ્રહણ તો કરશે, પણ કુસંગના યોગે તેનો ત્યાગ કરશે : માત્ર વિરલ આત્માઓ જ વૈરાગ્ય પામીને દીક્ષા ગ્રહણ કરશે અને જીન્દગીના અન્ત સુધી, આરાધકભાવે, લીધેલાં વ્રતોનું પાલન કરશે. આ સાંભળીને શ્રાવકોએ લુબ્ધદશાનો ત્યાગ કરવાને માટે પ્રયત્નશીલ બનવું જોઇએ અને વૈરાગ્ય પામીને વ્રત ગ્રહણ કરવા દ્વારા આ જીવનમાં ઉત્તમમાં ઉત્તમ પ્રકારની આરાધના થઈ શકે એવા સંયોગો શોધી લેવા જોઈએ. વૈરાગ્ય પામીને દીક્ષા લીધા બાદ પણ કુસંગ ન થઇ જાય, તે માટે સાવચેતી રાખ્યા કરવી જોઇએ અને આંખ સ્હામે શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાને રાખીને જીવનપર્યન્ત વ્રતપાલન થાય તેવો સુયોગ સાધી લેવાની જરા પણ ઉપેક્ષા સેવવી જોઈએ નહિ. શ્રાવકે દીક્ષાના અભિલાષી બની, તે માટે યત્નશીલ બનવું જોઈએ અને સાધુઓએ પોતાના વ્રતનો આજીવન સુન્દર પ્રકારે નિર્વાહ થાય, તે માટે હરહંમેશ કાળજીવાળા બન્યા રહેવું જોઈએ.

## વિરલ પુણ્યાત્માઓની અવગણના ન કરો :

બીજા વાંદરાના સ્વપ્નને અંગે એ વાત થઈ કે-ગચ્છમાં રહેલા આચાર્ય આદિ સાધુઓ, પ્રાય:, વાનરની જેમ ચપળ પરિણામવાળા થશે, અલ્પ સત્ત્વવાળા થશે અને વ્રતમાં પ્રમાદને ભજનારા બનશે : એવા સાધુઓ ધર્મમાં રહેલા બીજાઓને પણ વિપર્યાસબુદ્ધિવાળા બનાવી દેશે : માત્ર વિરલ પુણ્યાત્માઓ જ ધર્મના ઉદ્યોગમાં તત્પર બન્યા રહેશે. વધુમાં, ધર્મમાં શિથિલ

બનેલા તેઓને, જે અપ્રમાદી મહર્ષિઓ શિક્ષા દેશે, તે ઉપકારી મહર્ષિઓની હિતશિક્ષા સ્વીકારવાને બદલે અને આરાધનાનો ઉત્તમ ખ્યાલ આપવા બદલ તે પુણ્યપુરૂષોનો ઉપકાર માનવાને બદલે, ધર્મશિથિલો ઉપકારિઓનો ઉપહાસ કરશે. આ રીતિએ શાસનની અવજ્ઞા થશે. આ ઉપરથી સાધુઓએ ખાસ બોધપાઠ લેવા જેવો છે. શ્રી જિનપ્રવચનની અવજ્ઞા આપણા પાપે થાય, એ બહુ કારમી હાલત છે. આરાધના ઓછી થાય, વધુ ન ય થઈ શકે, તો ય અવજ્ઞા ન થઈ જાય, તેની તો, ખાસ કાળજી રાખવી જોઈએ. શ્રી જિનાજ્ઞાને સમર્પણ કરવા રૂપ મનની મક્કમતા કેળવવી જોઈએ, આરાધનામાં સત્ત્વને ખીલવવું જોઇએ અને વ્રતમાં પ્રમાદી નહિ બનવું જોઈએ. આ ઉપરાન્ત, કોઈ પણ આત્મા ભગવાનના શાસનથી વિપર્યાસબુદ્ધિવાળો બને તેમ નહિ જ કરવું જોઇએ, પણ આપણી શક્તિ આદિને ગોપવ્યા વિના જેમ બને તેમ વધારે આત્માઓને આપણે પ્રભુશાસનના આરાધક બનાવવાનો પ્રયત્ન કર્યા કરવો જોઇએ. આ પછીથી પણ એક ગુણ કેળવી લેવો જોઈએ અને તે એ કે-'હિતશિક્ષા અત્યન્ત આદરભાવપૂર્વક સાંભળવાનો!' હિતશિક્ષા પ્રેમપૂર્વક સાંભળવી અને જીવનમાં તેનો યથાશકય અમલ કરવાને પ્રયત્નશીલ બનવું, એ ય સામાન્ય કોટિની ઉત્તમ દશા નથી. પ્રમાદ થઈ જાય તોય પ્રમાદી નહિ બનવું જોઇએ. પ્રમાદ આવી જાય તે છતાં પણ, પ્રમાદ ન આવે એની જ કાળજી રાખવી જોઇએ. સત્ત્વ ઓછું હોય તે છતાં પણ આરાધકભાવ એવો ખીલવવો જોઈએ, કે જેના યોગે સત્ત્વ ખીલતું જાય અને આરાધના વધતી જાય. આ માટે આત્માને શ્રી જિનાજ્ઞા પ્રત્યેના સમર્પણભાવથી તરબોળ બનાવી દેવો જોઇએ. જે સાધુઓ આ

રીતિએ કાળજીવાળા બને, તે પુણ્યાત્માઓ આ કાળમાં પણ અને આ ટુંકા આયુષ્યવાળી જીન્દગીમાં પણ એવું સાધી જાય, કે જેથી તેમનો સંસાર અત્યન્ત ટુંકાઈ જાય. બીજી તરફ શ્રાવકોએ પણ સાવધ બની જવું જોઈએ. જે આચાર્ય આદિ સાધુઓ ચપળ પરિણામવાળા, અલ્પ સત્ત્વવાળા અને વ્રતમાં પ્રમાદી બનીને, ધર્મમાં રહેલા એવા બીજા પણ આત્માઓનો વિપર્યાસ કરતા હોય, તેવા પાપાત્માઓને પીછાની લેવા જોઈએ અને તેવાઓના પાપસંસર્ગથી સદાકાળ દૂર જ રહેવું જોઇએ : કારણ કે–તેવાઓ કેવા સફેદ ઠગ બનીને ઉન્માર્ગે દોરી જશે તે નક્કી ન કહેવાય. તેવાઓની જોડે ઉન્માર્ગે ચઢીને આપણે પણ શ્રી જિનપ્રવચનની અવજ્ઞાના ભાગીદાર ન બની જઈએ, એની કાળજી રાખવી જોઈએ. વધુમાં જે વિરલ પુણ્યાત્મા મહર્ષિઓ હોય, તે તારકોની સેવા કરવામાં પણ કમીના નહિ રાખવી જોઇએ. ઘણાઓ ખરાબ હોય, એથી વિરલ પુણ્યાત્માઓની પણ અવગણના કરવી, એ કલ્યાણમાર્ગ નથી. કલ્યાણનો અર્થી તો ઘણાઓને ખરાબ જૂએ, તોય સુસાધુની શોધ કર્યા જ કરે : કારણ કે–શાસન હોય ત્યાં સુધી સુસાધુ હોય જ નહિ એવું તો બને જ નહિ, એવી એના હૃદયમાં પૂરેપૂરી ખાત્રી હોય છે.

## વંચકોની કાનભંભેરણીથી ચેતો :

ત્રીજા ક્ષીરવૃક્ષના સ્વપ્નને અંગે એ વાત થઈ કે–અહીં શ્રાવકોને ક્ષીરવૃક્ષ તુલ્ય જણાવેલા છે, નહિ કે સુક્ષેત્રને ! જે શ્રાવક ક્ષીરવૃક્ષ તુલ્ય હશે, સુક્ષેત્રમાં દેનારા હશે અને શાસનના પૂજક હશે, એવા શ્રાવકોને વંચના કરવામાં તત્પર એવા

વેષધારિઓ પોતાની પ્રપંચજાળમાં એવા તો ફસાવી દેશે કે-અસારમતિને સ્પર્શેલા એવા તેમને, સિંહસત્ત્વવાળા પણ મહર્ષિઓ કુતરા જેવા લાગશે. વેષધારી વંચકો સિંહસત્ત્વવાળા મહર્ષિઓની એવી નિન્દા કરશે અને દાનશીલ, ભક્તિમન્ત શ્રાવકોના કાનોમાં એવું ઝેર રેડશે, કે જેથી તે બીચારા સારાસારનો વાસ્તવિક વિવેક નહિ કરી શકે અને સાચા મહર્ષિઓ તરફ જે પૂજ્યભાવ એમના અન્તરમાં ઉત્પન્ન થવો જોઇએ તે નહિ થતાં, ઉલ્ટો સાચા મહર્ષિઓ પ્રત્યે દુર્ભાવ પેદા થશે. સુવિહિત મુનિવરોને વિહરવા લાયક જે ક્ષેત્રો હશે, તેને પણ એ વંચકો ઘેરી લેશે: કારણ કે-જો સુવિહિત સાધુઓનો પરિચય થવા દે, તો દાતાર અને ભક્તિમન્ત શ્રાવકોને ભોળવીને પોતાનો સ્વાર્થ સધાતો હોય, તેમાં જ વાંધો આવે. સાધુઓએ પોતાનામાં આવો વંચકભાવ ન આવી જાય, તેની કાળજી રાખવી જોઈએ અને શ્રાવકોએ તેવા વંચકોની કાનભંભેરણી આદિથી ઉન્માર્ગે દોરવાઈ જતાં સાચા મહર્ષિઓની પુણ્ય નિશ્રાથી વંચિત ન થઈ જવાય, તેની કાળજી રાખવી જોઇએ.

## સારણાદિના દુશ્મન ન બનો:

ચોથા કાક સ્વપ્નને અંગે એ વાત થઈ કે-ધૃષ્ટ સ્વભાવના મુનિઓ, પ્રાયઃ ધર્મના અર્થી હોવા છતાં પણ, ગચ્છ રૂપ વાવડીઓમાં રમશે નહિ અને અન્ય ગચ્છના આચાર્ય આદિ, કે જે વંચના કરવામાં તત્પર હશે, તેવા મૃગતૃષ્ણા જેવાઓની સાથે તે જડાશયી મુનિઓ ચાલ્યા જશે. આવી રીતિએ અકલ્યાણના માર્ગે જતા એવા તે મુનિઓને, તેમના પણ કલ્યાણની જ ભાવનાવાળા ગુરૂ વિગેરે કહેશે કે-'આવાઓની સાથે

જવું એ યોગ્ય નથી.' પણ આવો ઉપદેશ આપનારને જ પેલા કાકસ્વભાવના મુનિઓ રંજાડશે. સારણા, વારણા, ચોયણા અને પડિચોયણા વિગેરે સુગચ્છમાં તો હોય જ : જે ગચ્છમાં સારણાદિનો જ અભાવ હોય, તે સુગચ્છ નથી પણ કુગચ્છ છે. ભૂલ થવી તે સ્વાભાવિક છે, પણ ગીતાર્થ ઉપકારી મહર્ષિઓની નિશ્રામાં રહેનારા આત્માઓને તો ઉપકારિઓ ભૂલનો ખ્યાલ આપે, આરાધનાની અનુકૂળતા કરી આપે, એટલે સુગચ્છમાં આત્મા સુન્દર પ્રકારે કલ્યાણ સાધી શકે : પણ સારણાદિના જ દુશ્મન બનેલા સાધુઓને તે ક્યાંથી પોષાય? સાધુઓએ તેવા ધૃષ્ટ સ્વભાવના ન બની જવાય, તેની પણ ખાસ કાળજી રાખવી જોઇએ.

## ભગવાનને માનવાનું કહે અને કુમત પ્રચારે :

પાંચમા સિંહ સ્વપ્નને અંગે એ વાત થઇ કે—શ્રી જિનમત એ સિંહ સમાન છે. જાતિસ્મરણાદિ વિનાનો તે ધર્મજ્ઞોથી વર્જિત બનેલા ભરતક્ષેત્ર રૂપી વનમાં મરશે. આ દશામાં પણ કુતીર્થિક રૂપી તિર્યંચો શ્રી જિનમતનો અભિભવ કરી શકશે નહિ, પરન્તુ પોતાનામાં ઉત્પન્ન થયેલા અશુદ્ધબુદ્ધિવાળા લિંગિઓ જ કૃમિની જેમ અભિભવ કરશે. લિંગિઓનો પણ, શ્રી જિનશાસનના પૂર્વના પ્રભાવના યોગે, શ્વાપદ જેવા કુતીર્થિકો દ્વારા પરાભવ થશે નહિ. શ્રી જિનશાસનમાં અશુદ્ધબુદ્ધિવાળા લિંગિઓ અનેક પ્રકારના ઝઘડાઓ ઉત્પન્ન કરી દેશે અને પોતાના કુવિકલ્પોને પોષવાને માટે નવા નવા વાડાઓ ઉત્પન્ન કરી દેશે. આના યોગે શાસનને ઘણું નુકશાન થશે. આજે આપણે જોઈ રહ્યા છીએ કે—શ્રી જિનેશ્વર-

દેવને માનવાનો દાવો કરનારાઓ વચ્ચે કેવી જાતિની સ્થિતિ પ્રવર્તી રહી છે. દિગંબરો વિગેરે ભગવાનને નથી માનતા? એ તો કહે છે કે-'અમે ભગવાનને માનીએ છીએ.' આવું કહેવા છતાં પણ, ભગવાનના નામે અનેક પ્રકારના કુમતોનો યથેચ્છ રીતિએ પ્રચાર કરાય છે. આ સ્થિતિમાં કલ્યાણના અર્થિઓએ, અશુદ્ધબુદ્ધિવાળા લિંગિઓના હથીયાર ન બની જવાય, તેની કાળજી રાખવી જોઈએ અને કલ્યાણમાર્ગની શુદ્ધભાવે આરાધના કરવા પ્રયત્નશીલ બનવું જોઈએ.

## પોતે પોતાની દયા ખાતા બનો :

છઠ્ઠા કમળના સ્વપ્નને અંગે એ વાત થઈ કે-સુકુલમાં પણ ઉત્પન્ન થયેલા આત્માઓ ધાર્મિક નહિ થાય અને કદાચ થશે તો પણ કુસંગના ભોગ થઈ પડશે. કુદેશ અને કુકુલમાં ધર્મસ્થો થશે તો તેમની ઉકરડે ઉત્પન્ન થવા પામેલાં કમળોની જેમ, જેવી જોઇએ તેવી કિંમત અંકાશે નહિ. આ સાંભળીને સુકુલોના સ્વામિઓએ સાવધ બની જવું જોઈએ. પોતાના કુળમાં ઉત્પન્ન થયેલા આત્માઓ આ જીવનને પામીને અને આ સામગ્રીનો યોગ પ્રાપ્ત કરીને પણ દુર્ગતિગામી ન બની જાય, તેની ચિન્તા કુળના વડિલોએ અવશ્ય કરવી જોઈએ : પણ કુળના વડિલો તેવી ચિન્તા ક્યારે કરી શકે? પોતાના આત્માની તેમનામાં ચિન્તા હોય તો ને? જેનામાં પોતાના આત્માની વાસ્તવિક દયા નથી, તેનામાં બીજા આત્માની વાસ્તવિક દયા હોતી જ નથી. માણુસે પોતે પોતાની દયા ખાતા બની જવું જોઇએ અને પોતાના આત્મા પ્રતિ દયાળુ બનીને તેને અનન્ત

દુ:ખના સ્થાનથી મૂકાવવાનો તથા અનન્ત સુખમય સ્થાનમાં સ્થાપિત કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. પોતાના આત્માને માટે જેનામાં આવી દયા પ્રગટે છે, તેનામાં જ બીજા આત્માઓને માટે વાસ્તવિક ભાવદયા પ્રગટે છે. જેનામાં પોતાની દયા નથી, તેને જ આ દુ:ખમય સંસાર મીઠો લાગે છે: પણ પોતાની દયાવાળાને તો આ સંસાર કારમા ઝેર જેવો લાગ્યા વિના રહેતો નથી. જેને સંસાર કારમા ઝેર જેવો લાગે, તે જ બીજા આત્માઓની સાચી દયાને ચિન્તવી શકે. એ વિનાની દયા એ લુખ્ખી દયા છે. ભાવદયાની અપેક્ષાએ દ્રવ્યદયા ઘણી હીન કોટિની છે. દ્રવ્યદયામાં પણ ખરી મીઠાશ ભાવદયાનો યોગ હોય તો આવે છે. ભાવદયા સાથે ઉત્પન્ન થતી દ્રવ્યદયા પણ સ્વપરને માટે ઘણી જ હિતકારક બને છે. શ્રાવકો જો ભાવદયાના સ્વરૂપને સમજે અને ભાવદયાવાળા બને, તો તેમની દ્રવ્યદયા પણ ઉત્તમ કોટિની બને અને શ્રાવકકુળોમાં ઉત્પન્ન થયેલા આત્માઓ સ્વાભાવિક રીતિએ જ પ્રાય: ધાર્મિક બને. આથી જ આપણે કહ્યું હતું કે–'શ્રાવકકુળોમાં પૌદ્ગલિક ચિન્તાની પ્રધાનતા નહિ હોવી જોઇએ, પણ આત્મચિન્તાની પ્રધાનતા હોવી જોઈએ.'

## ઘુણાક્ષર ન્યાયનું સ્પષ્ટીકરણ :

સાતમા બીજ સ્વપ્નને અંગે પણ એ વાત થઈ કે–અજ્ઞાન શ્રાવકો કુપાત્રમાં અકલ્પ્યનું દાન કરશે. એ દાન અબીજને સુબીજ ધારીને ફલ મેળવવાને માટે ઉખર ભૂમિમાં વાવવા જેવું થશે. એક તો ઉખરભૂમિ એટલે બીજ વાવવાને લાયક ભૂમિ જ નહિ અને તેમાં ય બીજ ન વાવતાં અબીજ

વવાય, પછી પરિણામ શું આવે? પહેલાં જ જોઇ ગયા કે-કુપાત્રોનો તો તોટો નહિ હોય અને અજ્ઞાન શ્રાવકો એ કુપાત્રોને અકલ્પ્યનું કલ્પ્ય ધારીને દાન દેશે! અથવા તો જેમ કોઈ ખેડુત અબીજાન્તર્ગત બીજને, ઘુણાક્ષર ન્યાયે નિરાશયી બનીને ક્ષેત્રમાં વાવે, તેમ અજ્ઞાન શ્રાવકો અકલ્પ્યાન્તર્ગત કલ્પ્યનું દાન પાત્રને વિષે કરશે. કહેવાનું તાત્પર્ય એ છે કે-પાત્ર શુદ્ધ પણ દાનની વસ્તુમાં જોઇએ તેવી શુદ્ધિ નહિ. સુસાધુઓને મળશે તો ખરૂં, પણ આવું!

**સભા૦** ઘુણાક્ષર ન્યાય કોને કહેવાય?

ઘુણ એટલે લાકડાંમાં ઉત્પન્ન થતો એક જાતિનો કીડો. એ કીડો લાકડાને કોરે છે. એનો સ્વભાવ લાકડાને કોરી ખાવાનો છે, માટે તે લાકડાને કોરે છે. એ રીતિએ લાકડાને કોરતાં કેટલીક વાર તેમાં અક્ષરો પડી જાય છે. આમ અક્ષરો ભલે પડી જાય છે, પણ તે કીડાનો આશય અક્ષર પાડવાનો હોતો નથી. એ તો અક્ષર પાડવાના આશયથી રહિતપણે જ સ્વભાવના યોગે લાકડાને કોરે છે. આમ જે કાર્ય આશય વિના કોઈ તેવી ક્રિયાના યોગે થઈ જાય, તે કાર્યને ઘુણાક્ષર ન્યાયે થયેલું કાર્ય કહેવાય. જેમ નદીપાષાણ ન્યાય કહેવાય છે. નદીમાં જૂઓ તો કેટલાક પત્થરો એવા લીસા અને સુન્દર આકારવાળા મળી આવે છે, કે જેવા તૈયાર કરવામાં કારીગરને પણ મુશ્કેલી પડે. હવે એ નદીના પાષાણમાં કારીગરી કરવા કોણ ગયું? કોઇ નહિ ને? છતાં તે પાષાણો સુન્દર આકારવાળા લીસા બન્યા તે શાથી? એમ ને એમ અફળાતાં-ઘસાતાં તેવા બની ગયા. આપણો આત્મા નિગોદમાંથી બહાર

નીકળ્યો તે શાથી? જ્ઞાનિઓ ફરમાવે છે કે–તે નદીપાષાણ ન્યાયે નિગોદમાંથી નીકળ્યો છે. જે આત્માઓ નિગોદમાંથી નીકળ્યા છે, નીકળે છે, અને નીકળશે, તે આત્માઓ એ જ ન્યાયે નિગોદમાંથી નીકળ્યા છે, નીકળે છે અને નીકળશે.

❧ ❧ ❧

**આઠમા કુંભસ્વપ્નનું ફલવર્ણન :**

આ રીતિએ આમાંની ઘણી ખરી અને બીજી પણ જરૂરી વાતો આપણે આ સ્વપ્નફલવર્ણનને અંગે વિચારી ગયા છીએ. આઠમા સ્વપ્નમાં શ્રી પુણ્યપાલ મંડલેશે કુંભ જોયા છે. કુસાધુઓ મત્સરવાળા બનીને સુસાધુઓની જોડે કલહ કરશે, પણ લોક મૂળ કારણને નહિ જૂએ : લોકમાં તો સુસાધુઓ અને કુસાધુઓ સરખા ગણાશે,–એ વિગેરે હકીકતો કુંભસ્વપ્નના ફલવર્ણનમાં ભગવાન શ્રી મહાવીરપરમાત્માએ ફરમાવી છે. એ દર્શાવતાં, કલિકાલસર્વજ્ઞ આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજા, પોતાના રચેલા શ્રી ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિત્ર નામના આ મહાકાવ્યના દશમા પર્વના તેરમા સર્ગમાં ફરમાવે છે કેઃ—

"क्षमादिगुणपद्मांकाः, सुचरित्रांबुपूरिताः ।
रहःस्था भाविनः कुंभा, इव स्तोका महर्षयः ॥ १ ॥

"श्लथाचारचरित्राश्च, कलशा मलिना इव ।
यत्र तत्र भविष्यन्ति, बहवो लिंगिनः पुनः ॥ २ ॥

"समत्सराः करिष्यन्ति, कलहं ते महर्षिभिः ।
उभयेषामपि तेषां, साम्यं लोके भविष्यति ॥ ३ ॥

"गीतार्था लिंगिनश्च स्युः, साम्येन व्यवहारिणः ।
जनेन ग्रहिलेनेव–ग्रहिलग्रहिलो नृपः ॥ ४ ॥"

## ખરાબ કુંભોનો જ સારા કુંભોની જોડે કલહ છતાં લોકમાં બન્નેયને માટે એકસરખો અભિપ્રાય :

"આ દુ:ષમકાળમાં સુસાધુઓ કયી રીતિએ સીદાશે અને કુસાધુઓ કયી રીતિએ મહાલશે."–તેનો ખ્યાલ આ ફૂલવર્ણનમાંથી મળી રહે છે. એક અતિ મનોહર ઘર છે, એમ કલ્પો. તે ઘરમાં ઘણા કુંભો છે. સારા કુંભો ય છે અને ખરાબ કુંભો પણ છે. સારા કુંભો થોડા છે અને તે ખૂણામાં પડેલા છે, જ્યારે ખરાબ કુંભો ઘણા છે અને જ્યાં ત્યાં એ જ પડેલા દેખાય છે. જાણે વપરાશને લાયક ન હોય અગર તો કિંમત વિનાના હોય, તેમ સારા કુંભો પછવાડે પડી ગયા છે. એ કુંભો કમળોથી શોભે છે અને એની અન્દર પણ નિર્મલ મીઠું પાણી ભરેલું છે. આમ છતાં પણ, એ એ કુંભોની વાસ્તવિક કિંમતને નહિ જાણનારા એવા વાપરનારાઓની ઉપેક્ષાથી અને ખરાબ કુંભોની બળજબરીથી, નિર્મલ જલથી ભરેલા સુશોભિત કુંભોને ખૂણામાં પાછળ પડયા રહેવું પડયું છે. બીજી તરફ ઘરમાં જ્યાં જૂઓ ત્યાં મલિન કુંભો પડેલા છે. એ કુંભો મલિન છે એટલું જ નહિ, પણ દુર્ગન્ધીવાળા ખરાબ જલથી તે ભરેલા છે. આવી દશા જોતાં સુજ્ઞ આત્માના અન્તરમાં ભય પેદા થાય, તે સ્વાભાવિક છે. વળી મલિન કુંભો સારા કુંભોના સારાપણાને સાંખી શકતા નથી, એથી સારા કુંભો પ્રત્યે મત્સરભાવને ધરે છે અને લાગ મળતાં તેમની સાથે કલહ પણ કરે છે. કલહ

કરે છે માત્ર મલિન કુંભો જ, તે છતાં પણ પરમાર્થથી અનભિજ્ઞ પ્રેક્ષકોને તો એમ જ લાગે છે કે–'બધા જ ઝઘડાખોર છે.' આ રીતિએ તેમની આંખે તો ખરાબ કુંભો અને સારા કુંભો બન્ને ય એકસરખા હોય એમ દેખાય છે. હવે આના ઉપનય સંબંધી વિચારો. અતિ મનોહર ઘર તરીકે શ્રી જૈનશાસનને સમજો : નિર્મલ મીઠા જલથી ભરેલા અને કમળોથી અંકિત થયેલા સુશોભિત સારા કુંભોના સ્થાને સુસાધુઓને સમજો : ખરાબ જલથી ભરેલા મલિન કુંભોના સ્થાને વેષધારિઓને સમજો : અને પરમાર્થથી અનભિજ્ઞ પ્રેક્ષકોના સ્થાને લોકને સમજો. આટલી સમજપૂર્વક આખો ઉપનય ઘટાવી જૂઓ, એટલે ખ્યાલ આવશે કે–શ્રી પુણ્યપાલ મંડલેશને આવેલા આઠમા કુંભસ્વપ્નનું ફલ વર્ણવતાં ભગવાન શ્રી મહાવીર પરમાત્માએ સુસાધુઓ અને કુસાધુઓ વિષે શું ફરમાવ્યું છે !

## સુસાધુઓ વિરૂદ્ધ કુસાધુઓ :

આ પાંચમા આરાના અન્ત સુધી આ ભરતક્ષેત્રમાં ભગવાન શ્રી મહાવીર પરમાત્માનું શાસન પ્રવર્તમાન રહેવાનું છે, પરન્તુ આ શાસનના યોગે પોતાના આત્માનો નિસ્તાર કરવાની ભાવનાવાળા પુણ્યાત્માઓને ઘણી મુશ્કેલીઓનો સામનો કરવાનો છે : કારણ કે–મોટે ભાગે સુસાધુઓ થોડા રહેવાના અને કુસાધુઓ સંખ્યામાં ઘણા થવાના. કુસાધુઓ સુસાધુઓને હેરાન કરવામાં પણ કમીના રાખવાના નહિ. સુસાધુઓને કોઈ માને નહિ, સારાં ક્ષેત્રોમાં એમનો વિહાર મુશ્કેલ બને, સુસાધુઓ પ્રત્યે લોકમાં જે આદરભાવ હોવો જોઈએ તે

રહેવા પામે નહિ અને જ્યાં–ત્યાંથી એમની અવગણના થાય, આવી પેરવીઓ કુસાધુઓ તરફથી અહોનિશ ચાલુ જ રહેવાની. આમ છતાં પણ જે પુણ્યાત્માઓના અન્તરમાં પ્રભુશાસન પરિણામ પામ્યું છે અને એના યોગે જે પુણ્યાત્માઓ સ્વપરહિતની પ્રવૃત્તિમાં જ રક્ત બન્યા છે, તેવા સુસાધુઓ તો કુસાધુઓ તરફથી આવતી મુશ્કેલીઓને પોતાની કર્મ-નિર્જરાના કારણ રૂપ બનાવી દેવાને ચૂકશે નહિ. દુનિયાનો મોટો ભાગ કદાચ માને નહિ અને અવગણના કરે, તો પણ સુસાધુઓ એની પરવા કરનારા નહિ હોય. સુસાધુઓને દુનિયાને પોતાની ભક્ત બનાવવાની ચિન્તા હોતી જ નથી અને પોતાના ભક્ત બનેલાઓને ભક્ત તરીકે ટકાવી રાખ-વાનો પરિશ્રમ પણ સુસાધુઓ કરતા નથી. સુસાધુઓને તો ચિન્તા પોતાના આત્મનિસ્તારની હોય છે અને જગતના જીવોને શ્રી જૈનશાસનના ભક્ત બનાવવાની ભાવના હોય છે. તેઓનો પરિશ્રમ આત્મનિસ્તાર માટે લોકોને શ્રી જૈન શાસનના ભક્ત બનાવવા માટેનો જ હોય છે, પણ અંગત ભક્ત બનાવવાનો તો અંશે ય ઇરાદો હોતો નથી. એ પુણ્યા-ત્માઓ તો હરકોઇ દશામાં, મુશ્કેલીઓનો પણ સામનો કરીને, શ્રી જિનશાસનનાં કલ્યાણકારી સત્યો દુનિયાના જીવો સમક્ષ રજૂ કરે છે અને તે મુજબ વર્તવાને કલ્યાણના અર્થી જીવોને પ્રેરણાદિ કરે છે. કોઈ પણ આત્મા ઉન્માર્ગથી બચે, સન્માર્ગને પામે, સન્માર્ગની સ્થિરતા પૂર્વક આરાધના કરે અને સન્માર્ગે સીદાય નહિ, એ જ એ પુણ્યાત્માઓની પુણ્યભા-વના હોય છે. એવી પુણ્યભાવનાના યોગે, ક્ષમા આદિ ગુણોથી વિભૂષિત અને સુચારિત્રના પાલનમાં પ્રયત્નશીલ

એવા સુસાધુઓ, પોતાની શક્તિ-સામગ્રી મુજબ ઉન્માર્ગના ઉન્મૂલનનું અને સન્માર્ગના સ્થાપનનું સુકાર્ય કર્યે જ જાય છે. સુસાધુઓને એવું સુકાર્ય કરતા જોઈ ને, એથી પોતાના માન-પાનાદિનો નાશ થશે અને પોતાની પાખંડલીલા પ્રગટ થઈ જશે, એમ માની રોષે ભરાએલા કુસાધુઓ છંછેડાય, સુસાધુઓને ગાળોથી નવાજે, જુઠ્ઠી હકીકતો પ્રચારીને લોકમાં દુર્ભાવ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરે કે પ્રપંચજાળ બીછાવીને સુસાધુઓ તરફ ભક્તિભાવવાળા બનેલા વર્ગને ઉન્માર્ગે વાળે, એની અંગત રીતિએ સુસાધુઓને વસ્તુતઃ કશી જ દરકાર હોતી નથી. શાસનના ભક્ત બનેલા આત્માઓને કુસાધુઓ ઉન્માર્ગે ચઢાવે, તેથી તેઓ ભાવદયાના યોગે દુઃખી થાય છે, પરન્તુ અંગત રીતિએ તો શક્તિસંપન્ન સુસાધુઓ, કુસાધુઓનો એવો ઉન્માદ જોઈને ગભરાતા નથી અને ઉન્માર્ગના ઉન્મૂલન તથા સન્માર્ગના સ્થાપનનું સ્વપર-કલ્યાણકારી કાર્ય તજી પણ દેતા નથી. કુસાધુઓ તરફથી આવતી આફતોને સમભાવે સહનારા સુસાધુઓ તો, એ નિમિત્તે પણ નિર્જરા જ સાધે છે, એટલે વસ્તુતઃ કુસાધુઓનો ઉન્માદ સુસાધુઓને અંગત તો કશું જ નુકશાન કરી શકતો નથી. એક વાત જરૂર છે અને તે એ કે-કુસાધુ તરફથી આવતાં કષ્ટોને સહવાને જે સુસાધુ અસમર્થ બની જાય, તેને મુંગા થઈ જવું પડે : સુસાધુઓની પડખે પણ તેનાથી કદાચ ન રહી શકાય : અને એથી જે કલ્યાણલાભ મળવો જોઈએ તે મેળવવાને તે ભાગ્યશાલી ન નિવડે એ બને. આ પ્રકારનું કોઈને આરાધનામાં વિઘ્ન કરવું-એ સામાન્ય કોટિનું પાપકર્મ નથી, પણ સુસાધુઓને રંજાડીને પોતે સ્વેચ્છાએ મહાલ-

વાને ઈચ્છતા કુસાધુઓને એનો વિચાર જ હોતો નથી. એવાઓ તો એમાં જ પોતાની જીત માને છે અને એથી ગૌરવ લે છે. બાકી કુસાધુઓ તરફથી આવતી આફતોને સહવાને અસમર્થ એવા પણ સુચારિત્રશીલ મહાત્માઓ, હૃદયમાં તો–'સુસાધુઓ સીદાય અને કલ્યાણમાર્ગ રૂંધાય તેમજ લોકમાં ખોટું સાચું ગણાય અને સાચું ખોટું ગણાય.'–એવી દશાને જોઈ દુઃખિત જ થયા કરે છે. એવું હૃદયઃદુખ પણ આત્મનિસ્તારનું એક કારણ છે. વળી એવા હૃદયદુઃખ સાથે તે મહાત્માઓને પોતાની નબળાઈનો ડંખ પણ જરૂર હોય છે: અને એથી જ જે શક્તિશાલી મહાત્માઓ, કુસાધુઓના ઉન્માદને મચક નહિ આપતાં સન્માર્ગની સેવનામાં મસ્ત રહે છે, તેમની તે મહાત્માઓ અનુમોદના કર્યા વિના રહી શકતા જ નથી. આ રીતિએ પણ અસમર્થ એવા સુસાધુઓ પોતાનું કલ્યાણ સાધી શકે છે: એટલે કુસાધુઓ સુસાધુઓને અંગત કશું જ નુકશાન કરી શકતા નથી, એમ સામાન્ય પ્રકારે કહી શકાય.

## કુસાધુઓથી ખરૂં નુકશાન કોને ?

ત્યારે ખરૂં નુકશાન થાય કોને ? લોકને ! જે જનસમૂહ કુસાધુઓની પ્રપંચજાળમાં ફસાઈ જાય, તેને પારાવાર નુકશાન થયા વિના રહે નહિ: કારણ કે–એ સમૂહ તો સુસાધુઓને જ કુસાધુ રૂપ માની લેવાની ભૂલ કરે અને કુસાધુઓના સમજાવ્યા મુજબ સુસાધુઓના પરિચયથી પણ પ્રાયઃ દૂર જ ભાગતો ફરે. વિરલ પુણ્યાત્માઓ જ આવી દશામાં ઉન્માર્ગે જતા બચી શકે અને સન્માર્ગમાં સ્થિર રહી શકે.

આ રીતિએ કુસાધુઓ દુનિઆના કલ્યાણકામી જીવોના આત્મહિતને હણનારા નિવડે છે. બીજી તરફ એવા કુસાધુઓ શ્રી જૈનશાસનની પણ ઘોર અપભ્રાજના કરાવનારા નિવડે છે: કારણ કે–તેઓ સુસાધુઓની જ નિન્દા કર્યા કરવાની કુટેવના ભોગ બની જાય છે અને એથી લોકમાં શ્રી જૈનશાસનના સાધુઓ પ્રત્યે દુર્ભાવ પેદા થતો જાય છે. જેઓ પોતે નિન્દાવાલાયક હોય છે, તેઓ અનિન્દ્યોને નિન્દવાનો ધંધો લઈ બેસે છે અને અનિન્દ્ય મહાત્માઓ કદિ પણ નિન્દા રૂપ અકાર્યને આચરતા નથી. શાસનનાં સત્યોના સંરક્ષણ માટે અને પ્રચાર માટે સુસાધુઓ, કુસાધુઓના કુમતપ્રચારનો સામનો જરૂર કરે છે અને કલ્યાણકારી સત્યની જાહેરાત કરવાને ચૂકતા નથી, પરન્તુ કદિ પણ તે મહાત્માઓ કુસાધુઓની જેમ ભાંડ બનતા નથી. કુસાધુઓ તો અવસરે ભાટ પણ બને છે અને અવસરે ભાંડ પણ બને છે. પોતાનો પક્ષ જમાવવાને માટે, પોતાના કુમતમાં બીજાઓને ભેળવવાને માટે અને સુસાધુઓને માનનારાઓને ઉભગાવી દેવાને માટે કુસાધુઓ ભાટ પણ બની જાય છે અને સામાની ભૂલ નહિ બતાવતાં ખોટાં વખાણો કરે છે: તેમજ કલ્યાણભાવનાથી ભૂલ બતાવી સુયોગ્ય રીતિએ વર્તવાની જો સુસાધુઓ સૂચના કરે તો તેમને દ્વેષી તરીકે જાહેર કરે છે! 'અછતા ગુણો ગાવાના ભાટવેડા અને અછતા દોષો ગાવાના ભાંડવેડા'–એ તો કુસાધુઓનું મોટામાં મોટું હથીયાર હોય છે. એમ કરવામાં તેઓનો એ જ ઇરાદો હોય છે કે–કોઇ પોતાનાં વખાણ સાંભળીને ઝુકી પડે અને કોઈ નિન્દાથી ડરી જઈને ઝુકી પડે. આવી અનેક રીતિએ કુસાધુઓ શ્રી જિનશાસનની આશાતના કરે

છે અને કલ્યાણકામી આત્માઓની કલ્યાણસાધનાને મુશ્કેલ બનાવી દે છે.

## કુસાધુઓ સુસાધુઓને કેમ રંજાડે?

'કુસાધુઓ આવું શા માટે કરે?'—એ પ્રશ્ન જ વસ્તુતઃ અસ્થાને છે. ચોરને ચોરી કરવામાં અન્તરાય રૂપ થતો અગર તો ચોરી કરતાં પકડાઈ જવામાં જ નિમિત્તભૂત થતો પ્રકાશ ગમે? નહિ જ. તેમ કુસાધુઓને સુસાધુઓ પોતાના વૈરી જેવા જ લાગે. સુસાધુઓ તેમને પોતાના વૈરી ન માને, તો ય કુસાધુઓ તો સુસાધુઓને વૈરી જ માન્યા કરે. પરમાર્થથી અજાણ આત્માઓ ન સમજે એ બને, પણ કુસાધુઓ તો સમજે કે-'આ સુસાધુઓ જેટલા સારા દેખાય, તેટલા જ અમે ભૂંડા દેખાઈએ.' સુસાધુઓના આચાર-વિચાર, રીતભાત, એ બધું એવું હોય કે-નિર્મલ દ્રષ્ટિએ જોનાર સુજ્ઞ આત્માઓ ઢળ્યા વિના રહે નહિ. હવે જે સુસાધુ તરફ ઢળે, તે કુસાધુને તજ્યા વિના રહે નહિ. એમાં જો કોઈ કુસાધુનો ભગત હોય ને ફરી બેસે, એટલે કુસાધુના મગજનો પારો ઠેકાણે રહે નહિ.

**વળી બીજું.** ભાઈસાહેબ પોતે શાસ્ત્રાનુસારી હોવાનો ઢોંગ કરતા હોય અને અભિનિવેશથી ભારોભાર ભરેલા હોય. ગુમાન એવું હોય કે-જાણે મારા જેવો કોઈ વિદ્વાન નથી. આવી અવસ્થામાં વર્તતા પામર જીવની કોઈ જો સાચી પણ ભૂલ બતાવે, તો એના ભોગ મળ્યા સમજો. એ છંછેડાય અને શાસ્ત્રના નામે ય ગપ્પાં મારવા માંડે. એમ છતાં પણ કાંઈ ઉપજે જ નહિ અને ખોટા ઠરવાનો પ્રસંગ આવી લાગે, એટલે સુસાધુ સામે તે ભાંડચેષ્ટા ન આદરે, તો બીજું કરે પણ શું?

**ત્રીજું.** કોઈ ઉપકારિએ હિતશિક્ષા દીધી. એમાં પેલો અયોગ્ય હોવાથી તેને રોષ ચઢ્યો. પછી તો ઉપકારી સ્વાભાવિક ગુણાવગુણનું વર્ણન કરતા હોય, તોય પેલો માને કે-'આ તો મારી નિન્દા કરવાને માટે જ કહે છે.' અને એવી ખોટી માન્યતાથી પણ તે પોતાના પાપોદયે સુસાધુઓને નિન્દવાની પ્રવૃત્તિ આદરી દે.

આવાં તો ઘણાં નિમિત્તો છે. સુસાધુઓની ખ્યાતિ વધે તે ય કુસાધુઓથી ખમાય નહિ. સુસાધુઓનો સત્કાર પણ કુસાધુઓને ખૂંચે. આથી તેઓ સુસાધુઓની જોડે કલહ શરૂ કરી દે અને એ કલહને પણ એવું રૂપ આપી દે, કે જેથી કુસાધુ પોતે જ કજીયાખોર હોવા છતાં પણ, અજ્ઞાન લોકમાં સુસાધુ અને કુસાધુ-બન્ને ય કજીયાખોર છે એવી પ્રસિદ્ધિ થાય.

## કુસાધુઓ મત્સરવાળા બનીને સુસાધુઓ સાથે કલહ કરશે, છતાં કજીયાખોર બન્ને ય ગણાશે :

કુંભસ્વપ્નના ફલવર્ણન દ્વારા ભગવાન શ્રી મહાવીર પરમાત્મા ફરમાવે છે કે-પાંચમા આરા જેવા દુઃષમ કાળમાં પણ આ ભરતક્ષેત્રને વિષે ક્ષમા, માર્દવ, આર્જવ, સત્ય, શૌચ, સંયમ આદિ ગુણોને ધરનારા તેમજ સમ્યક્ ચારિત્રના પાલનમાં તત્પર બનેલા મહાત્માઓ થવાના તો ખરા જ, પણ તે પ્રમાણમાં થોડા રહેવાના ! સારા કુંભો તરીકે સુસાધુઓને દર્શાવ્યા અને ફરમાવ્યું કે-ક્ષમા આદિ ગુણો રૂપ જે કમળો, તેનાથી અંકિત અને સુચરિત્ર રૂપ જલથી ભરેલા સુસાધુઓ હશે : પણ ક્ષમાદિ ગુણોથી શોભતા અને સુચરિત્રથી ભરેલા તે સુસાધુઓની રહઃસ્થ કુંભો જેવી દશા થશે. સુસાધુઓ એકલવાયા જેવી દશાને

પામશે. દુનિયાની આંખમાં તેઓ પાછળ પડી ગએલા લાગશે. બીજી તરફ મલિન કુલોની જેમ શિથિલાચારવાળા વેષધારિઓ ઘણા પ્રમાણમાં જ્યાં-ત્યાં ઉત્પન્ન થશે. જ્યાં-ત્યાં શિથિલાચારી વેષધારિઓ ભટકતા માલૂમ પડશે અને ક્ષમાદિ ગુણોને ધરનારા ચારિત્રશીલ સુસાધુઓ તેવા આગળ નહિ આવી શકે. પાંચ દુર્જન પચાસ સજ્જનોને દબાવી દે, તો ઢગલાબંધ દુર્જનો વચ્ચે થોડા સજ્જનોની દશા શી થાય ? કુસાધુ એટલા વધી જશે અને એવા પ્રપંચી પાકશે કે-સુસાધુઓની છાયા ઢંકાઈ જશે. આ ઉપરાન્ત કુસાધુઓ મત્સરી પાકશે. પોતે ઘણા થઈ સ્થાન દબાવી દેશે અને સારા થોડા પણ ન જોઈએ એવી વૃત્તિવાળા બનશે. આ માટે સુસાધુઓની સાથે તે કજીયાઓ કરશે. એથી અજ્ઞાન લોક ઉપર કેવી અસર થશે ? બે ય લડે છે. કોણ કલહ કરે છે, કોણે નિમિત્ત આપ્યું, દોષ કોનો છે, એ વિગેરે અજ્ઞાન લોક નહિ જૂએ. અજ્ઞાન લોકની દ્રષ્ટિએ તો બેય સરખા થઈ જશે. સુસાધુઓ ધોળી જેવા નહિ બન્યા હોય, તો ય લોકમાં બેય સરખા કહેવાશે. સુસાધુ કે કુસાધુ મનાવાના તો લોકમાં ને ? જ્ઞાનિની દ્રષ્ટિએ તો જે જેવા છે તે તેવા જ દેખાવાના અને સુવિવેકિઓ હશે તે સારા-ખોટાને પારખી શકવાના, પણ લોકમાં તો એ જ માન્યતા પ્રસરવાની કે-' બેય લડે છે અને તેથી બેય સરખા છે.' સજ્જન ને દુર્જન, સારા ને ખોટા બેય સમાન ! ટકે શેર ભાજી, ટકે શેર ખાજાં જેવું ! પણ ત્યાં તો નગરી અંધારી હતી ને રાજા ગંડુ હતો ! આજે જૂઓ તો પોતાને ડાહ્યા માનતા અને લોકમાં સારા કહેવાતા પણ માણસો પ્રાયઃ એજ વાત કરે છે કે-' કજીયો ન જોઈ એ.' એવાને કહો કે-' ભલા આદમી ! કજીયો કોણ કરે

છે, દુરાગ્રહ કોણ કરે છે, જુઠું કોણ લખે છે, એ વિગેરે તો જૂઓ!' એટલે કહેશે–'અમે એ ન સમજીએ. અમે એ પંચાતમાં પડીએ નહિ. અમારે તો કજીયો ન જોઈએ.' વસ્તુને ધારે તો સારી રીતિએ સમજી શકે એટલી બુદ્ધિ હોય, ધારે તો જાણી-વિચારી શકે તેમ હોય, પણ સમજવા પ્રયત્ન કરે નહિ અને બેયને કજીયાખોર માને, તેમને શી રીતિએ સંતોષ પમાડી શકાય? સદ્‌ગુણ અને દુર્ગુણ બેયને સરખા ન મનાય, પણ જેની બુદ્ધિ જ ઠેકાણે ન હોય તેનું થાય શું? કજીયો ખરાબ છે એની ના નથી, પણ કજીયો કોણ કરે છે એ જોવું જ નહિ, તે કયાંનો ન્યાય? કજીયાના નામે ઉન્માર્ગને પોષવો, સાચી વાતને દબાવી દેવી અને સુસાધુઓની સત્પ્રવૃત્તિને નિન્દવી, એમાં ડહાપણ નથી પણ ઘેલછા છે. ધર્મી કજીયો કરે નહિ, કજીયાથી વેગળો રહેવાનો પ્રયત્ન કરે, પણ કજીયાથી ડરીને ધર્મને ચૂકે નહિ અને સન્માર્ગને સીદાવા દે નહિ! સાચી વાત એ છે કે–સુસાધુઓ કદિ પણ કજીયો કરતા જ નથી, પણ કુસાધુઓ જ કજીયો કરે છે. સુસાધુઓ સન્માર્ગે હોવા છતાં પણ, કુસાધુઓ તેમની સામે તોફાનો મચાવતા હોવાના કારણે જ, તેઓ અજ્ઞાન લોકની દ્રષ્ટિએ કજીયાખોર ગણાય છે. લોકની જ્યારે આવી દશા હોય, ત્યારે સુસાધુઓએ તો કજીયાખોર ગણાઈને પણ પોતાની ફરજ અદા કરવાની રહે છે. દુનિયા કજીયાખોર કહે, એથી કાંઈ આત્માને નુકશાન થઈ જવાનું નથી. પોતાનામાં દોષ ન હોય એ જોવું અને દોષ ન આવે તેની કાળજી રાખવી: બાકી લોકને પાલવે તે બોલે. લોકની અજ્ઞાનદશાના યોગે તો કુસાધુઓ મહાલી શકે છે અને સુસાધુઓને રંજાડી

શકે છે: જો લોક સુજ્ઞ હોય અને સત્યાસત્યનો નિર્ણય કરવા–કરાવવાની તેવડવાળો હોય, તો એમ બને જ નહિ.

## કુવૃષ્ટિ ન્યાયે વર્તનારા ગીતાર્થ મહાત્માઓની ઉત્તમ દશાનું સ્પષ્ટીકરણ :

હવે જ્યારે વેષધારિઓની સંખ્યા સાથે પ્રબલતા પણ વધી જશે, ત્યારે ગીતાર્થ મહાત્માઓ કયા પ્રકારનું વર્તન રાખશે, તે જણાવવામાં આવ્યું છે. જ્યાં સુધી ગીતાર્થ મહાત્માઓનું ચાલશે, ત્યાં સુધી તો તેઓ એવી રીતિએ વર્તશે, કે જેથી વેષધારિઓને મુંઝવણ જ થાય: પણ એવો ય સમય આવી લાગે, કે જ્યારે ગીતાર્થોને જ ગાંડા ગણવામાં આવે, કોઈ તેમને સાંભળે નહિ, કોઈ તેમને ટેકો આપે નહિ, કોઈ તેમની પડખે રહે નહિ અને બધા જ લોકો વેષધારિઓની સાથે ભળી જઈને ઉન્માર્ગને જ સન્માર્ગ માનનારા બની જઈ, સન્માર્ગના સ્થાને ઉન્માર્ગનું સ્થાપન કરવાને માટે તૈયાર થઈ જાય: આવા વિષમ વિપત્તિમય સમયે ગીતાર્થ મહાત્માઓના અન્તરમાં શાસનની ચિન્તા તો ઘણી હશે, પણ જ્યારે તેઓ એકલા જ પડી જશે, અસહાય બની જશે અને શાસનરક્ષા માટે બીજો કોઈ પણ ઉપાય નહિ જૂએ, ત્યારે ગીતાર્થ મહાત્માઓ પણ પોતાનો ઉપરનો વ્યવહાર વેષધારિઓ જેવો કરી નાખશે. ઉપરનો દેખાવ જોતાં ગીતાર્થો અને વેષધારિઓ વચ્ચે ફેર નહિ દેખાય. ગીતાર્થ મહાત્માઓ આવો વ્યવહાર દુભાતા અન્તઃકરણથી રાખશે, બાકી એમના હૃદયમાં તો એ જ ભાવના રમ્યા કરતી હશે કે– 'ક્યારે એવો સમય આવે, કે જ્યારે લોક વેષધારિઓની

વિડંબનામાંથી મૂકાય, સન્માર્ગ–ઉન્માર્ગને સમજે અને ઉન્માર્ગ તજી સન્માર્ગે વળે!' આવા સમયે દેખાવનો વ્યવહાર જૂદો અને અન્તર જૂદું, એવી દશા ગીતાર્થ મહાત્માઓની થશે : પરન્તુ તે કેવળ શાસનરક્ષા માટે જ હશે : કોઇ અંગત સ્વાર્થ માટે નહિ હોય. માનપાન મેળવવાની દુષ્ટ લાલસાને ગીતાર્થ મહાત્માઓ આધીન નહિ બને. વેષધારિઓ પોતે કલહ ઉભા કરશે અને મત્સરવાળા બનશે, એટલા માત્રથી ગીતાર્થ મહાત્માઓ નહિ ગભરાય. અજ્ઞાનિઓ સાચા–ખોટાનો ખ્યાલ કર્યા વિના 'કજીયાખોર' વિગેરે કહે, એથી સાચા સાધુઓ નહિ મુંઝાય. 'હું શાસનની તરફેણમાં બોલીશ તો નાહક ગાળો ખાવી પડશે, માનપાન મળતાં બંધ થશે, વિરોધિઓ પૂંઠે પડી હેરાન કરશે, માટે આપણે જાહેરમાં કાંઇ બોલવું નહિ, ખાનગીમાં જ્યારે જેવો આવે ત્યારે તેવા જ તડાકા મારવા, અને એ રીતિએ વર્તીને માનપાન જાળવ્યા કરવાં.'– આવી દુર્બુદ્ધિ તે ગીતાર્થ મહાત્માઓમાં નહિ હોય. જ્યાં સુધી સન્માર્ગને સાંભળનારો, સમજનારો અને ઉન્માર્ગનો વિરોધ કરનારો થોડો પણ વર્ગ હશે, ત્યાં સુધી તો તે ગીતાર્થ મહાત્માઓ માનપાનની પરવા કર્યા વિના અને વિરોધિઓ તરફથી આવતી આપત્તિઓથી ગભરાયા વિના જ ઉન્માર્ગનું ઉન્મૂલન કરવા સાથે સન્માર્ગનું સ્થાપન જોરશોરથી કર્યે જ જશે. વેષધારિઓ જેવો વ્યવહાર બહારના દેખાવમાં પણ ત્યારે જ ધારણ કરશે, કે જ્યારે ગીતાર્થ મહાત્માઓ કેવળ નિરૂપાય દશામાં મૂકાઇ જશે. એમની પડખે જ્યારે ગણ્યા–ગાંઠ્યા રહેશે, બાકી ન કોઈ સાંભળે કે ન કોઈ ઉભા રહેવા દે, એવી સ્થિતિ આવશે ત્યારે ગીતાર્થ મહાત્માઓ

વિચારશે કે-'હવે જો ડહાપણની વાતો કરી, તો શાસનની રક્ષા નહિ થઈ શકે : શાસનની લગામ ઉન્માર્ગગામિઓના હાથમાં સરી જશે : અને ઉન્માર્ગગામિઓના હાથમાં લગામ ગઈ તો ભવિષ્યમાં શાસન સુન્દર દશાને પામી શકશે નહિ !' આવા વિષમ ભાવિને જોઈને, ગીતાર્થ મહાત્માઓ ગાંડાઓ જેવો દેખાવ કરશે. ડાહ્યા છતાં પણ ગાંડા હોય તેમ બહારનો વ્યવહાર રાખશે અને અન્તરથી તો ઉભી થવા પામેલી વિષમ પરિસ્થિતિ ક્યારે નાબૂદ થાય, ડહાપણથી વર્તવાનો પોતાનો સમય ક્યારે આવી લાગે, એની જ રાહ જોયા કરશે.

## મુત્સદ્દીગીરી કે મૂર્ખાઈ ?

એવા અવસરે પોતે ડાહ્યા હોવા છતાં પણ, ગાંડા જેવો દેખાવ કરવો એ જ ડહાપણભર્યું છે, પણ એવો અવસર ન આવ્યો હોય, શાસનની પડખે રહેનારા હજારો જીવતા હોય, ઉન્માર્ગગામિઓને ધાર્યું હોય તો થોડી મહેનતે કિંમત વિનાના બનાવી શકાય તેમ હોય અને હજારો કલ્યાણકામી આત્માઓના આરાધનમાર્ગની સુન્દર પ્રકારે રક્ષા થઈ શકે તેમ હોય, એવા અવસરે કેવળ માનપાનની દુષ્ટ લાલસાને આધીન બની જવાય અને એ લાલસાને આધીન બનીને ઉન્માર્ગ-ગામિઓ જેવો પોતાનો વ્યવહાર બનાવી દેવાય, તો એ ડહાપણ નથી પણ ગાંડપણ જ છે. એમાં મુત્સદ્દીગીરી નથી પણ મૂર્ખાઈ જ છે. ઉલ્ટું એમ કરનારાઓ તો પોતે જ પોતાની મૂર્ખાઇથી શાસનને વિષમ દશામાં મૂકી દે છે. ઘણી વાર તો એવાઓ પોતે જ સુવિહિત ગીતાર્થ મહાત્માઓના દુશ્મન, અને તેય એવા કે-છડેચોક ઉન્માર્ગને પોષનારા વેષધારિ-

ઓથી ભયંકર,–બની બેસે છે: કારણ કે–તેવાઓ શાસન-સેવામાં રાતદિવસ પ્રયત્નશીલ રહેનારા અને માનપાનાદિ ન મળે કે ગમે તેટલી ગાળો ખાવી પડે એની પરવા કર્યા વિના જ પ્રભુમાર્ગનો પ્રચાર કરનારા શાસનરક્ષક મહાત્માઓની નિન્દા કરવાનો ધંધો લઈ બેસે છે. એવાઓ પુણ્યાત્મા મહર્ષિ-ઓને આવડત વગરના અને મૂર્ખા કહે છે. એમના ઉપર તદ્દન ખોટાં કલંકો પણ ઓઢાડે છે. આવી રીતિએ ગીતાર્થ મહાત્માઓને મૂર્ખા ન કહે, તો પોતાને મુત્સદ્દી ગણાવે શી રીતિએ? ડાહ્યા જોડે ડાહી વાતો કરે, એટલે સામો પૂછે કે–'ડાહ્યા છતાં ગાંડા જેવો વ્યવહાર કેમ રાખો છો?' આવું પૂછનારને પોતાની નબળાઈ ન બતાવવી હોય અને પોતા-નામાં માનપાનની લાલસા છે તે વાતને છૂપાવવી હોય, એટલે ભગવાને કહેલી આ સામ્ય વ્યવહારની વાત આગળ ધરે અને પોતે કરે છે તે ડહાપણભર્યું છે તથા એક માત્ર શાસનની સેવામાં રક્ત ગીતાર્થ મહાત્માઓ શાસનરક્ષા માટે જે તન-તોડ પ્રયત્ન કરે છે, તેમાં ગાંડપણ છે એમ કહે!

## માનપાનાદિના અર્થિપણાને ટાળો:

**સભા૦** બીજા વ્રતનું ખંડન થાય છે તેનું ભાન ન રહે?

અરે મહાનુભાવ! જ્યારે આત્મા ભયંકર કોટિની કાષાયિક દશાને આધીન બની જાય, ત્યારે વ્રતનું ભાન ન રહે, એમાં નવાઈ પામવા જેવું છે જ નહિ. કષાય એટલે માત્ર ક્રોધ જ એમ નહિ. ક્રોધ, માન, માયા અને લોભ,–એ ચાર કષાયો છે. ક્રોધની, માનની, માયાની કે લોભની આધીનતા જ્યારે કારમી બની જાય, ત્યારે એક વારના મહાપુરૂષોને

પણ અત્યન્ત હીન દશાને પામતાં વાર લાગતી નથી. આથી તો જ્ઞાનિઓ નિરંતર સાવધ રહેવાનો ઉપદેશ આપે છે. અનાદિ કાળથી આપણો આત્મા જે દશા અનુભવી રહ્યો છે, તે તરફ ખીંચાઇ જવું તે સ્વાભાવિક છે: અને આથી જ તત્ત્વશ્રવણ, તત્ત્વચિન્તન આદિમાં રક્ત રહેવાની જરૂર છે. દુનિયાની કીર્તિ, એ તો તુચ્છ વસ્તુ છે. યશ મળ્યો તો ય શું અને ન મળ્યો તો ય શું? માનપાન મળ્યાં તો ય શું અને અપમાન થયાં તો ય શું? આપણે માનપાનાદિના અર્થિપણાને જ ટાળી દેવું જોઈએ. એવી તુચ્છ વસ્તુઓની પૂંઠે આત્મા બરબાદ થઈ જાય નહિ, એ માટે આ જીન્દગીમાં કેવળ આજ્ઞાની આરાધના જેમ બને તેમ વધુ કરવાના લક્ષ્યવાળા બનવું જોઈએ. આપણે જાતે શુદ્ધ છીએ કે નહિ, એ અવશ્ય જોવું જોઇએ. આપણે જાતે સન્માર્ગે છીએ કે નહિ, એની તકેદારી રાખવામાં જરાય ઉણપ આવવા દેવી નહિ. આપણે સન્માર્ગે હોઈએ, શુદ્ધ રહેવાના પ્રયત્નવાળા હોઈએ, કેવળ શાસનસેવાના જ આશયથી આજ્ઞા મુજબ વર્તતા હોઈએ અને તે છતાં પણ ગાળો ખાવી પડે, કષ્ટો વેઠવાં પડે, તો તે ખૂબ આનંદથી વધાવી લઈએ. પરિણામે એકાન્તે લાભ જ થાય. 'મારે તો આ જીવનમાં મારા આત્માનું કલ્યાણ સાધવું છે અને આત્માનું કલ્યાણ સાધવાનો એક માત્ર માર્ગ અનન્તઉપકારી શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞાની આરાધના કરવી એ જ છે'–આવો હૃદયમાં નિશ્ચય કરી લેવો જોઇએ અને આજ્ઞાની આરાધનામાં મન–વચન–કાયાને જોડવા પ્રયત્નશીલ બનવું જોઇએ. આ દશા આવે તો ફરજ ચૂકાય નહિ અને કોઇ પણ પૌદ્ગલિક લાલસાને આધીન બની જવાય નહિ.

આટલી સાવધગીરી રાખવા છતાં પણ, કોઇ તીવ્ર પાપોદયના યોગે આત્માનું પતન પણ થઇ જાય, તો ય એ આત્માનું ઉત્થાન થયા વિના રહેતું જ નથી. એ આત્માનો મોક્ષ નિયત થઈ જાય છે અને જે આરાધના કરી હોય તે તો નિષ્ફલ જતી જ નથી: પણ કલ્યાણના કામિએ તો એ જ ધ્યેય રાખવું જોઈએ અને એવા પ્રયત્નો કરવા જોઇએ, કે જેથી આરાધના સુખપૂર્વક થાય. એ માટે પતનના સંયોગોથી બચવાનો પણ પ્રયત્ન ચાલુ જ રાખવો જોઈએ. પૌદ્ગલિક લાલસાથી જેમ બને તેમ બચતા રહેવું જોઈએ. યશની કામના, માનપાન મેળવવાની ઇચ્છા, એ પણ પૌદ્ગલિક લાલસા છે. ગીતાર્થ મહાત્માઓ તેવી લાલસાથી પર રહેશે.

## દેખાવમાં ગાંડા બનવું પડશે :

ગીતાર્થ મહાત્માઓ પૌદ્ગલિક લાલસાથી પર રહીને, કેવળ સ્વપરકલ્યાણના શુદ્ધ ધ્યેયથી આજ્ઞાને આધીન બનીને, ઉન્માર્ગના ઉન્મૂલન સાથે સન્માર્ગનું સ્થાપન કર્યે જ જશે. વેષધારિઓ મત્સરવાળા બનીને તેમની સાથે કજીયાઓ કરશે તેથી ડરશે નહિ. અજ્ઞાન લોક બેયને કજીયાખોર કહેશે, તેથી ગીતાર્થ મહાત્માઓ ગભરાશે નહિ. આમ છતાં પણ તેવા પ્રકારની કોઇ વિચિત્ર ભવિતવ્યતાના યોગે એવો ય અવસર આવી લાગશે, કે જ્યારે ગીતાર્થ મહાત્માઓ એકલા જ રહી જશે. તેમને થોડો-ઘણો પણ સાથ નહિ હોય. પરિસ્થિતિ એવી આવી પહોંચશે કે-શાસનરક્ષા કરવા માટે ગાંડા ભેગા દેખાવના ગાંડા બની જવું પડે. એવા વખતે ગીતાર્થ મહાત્માઓ ડાહ્યા છતાં દેખાવ ગાંડા જેવો રાખશે.

## કુવૃષ્ટિન્યાયનો આશ્રય, તે પૂર્વે કરવા યોગ્ય પ્રયત્નો કર્યા વિના લેવાય નહિ :

આ રીતિએ, ડાહ્યા હોવા છતાં પણ અવસરે જાણી જોઈને ગાંડા હોવાનો દેખાવ કરવો, એ ડહાપણ જ છે. શાસનરક્ષા માટે, તેવો અવસર આવ્યે તેમ પણ કરવું જોઈએ. પણ આજે તો આ વાતનો કેટલાકો દુરૂપયોગ કરવાને ચૂકતા નથી. એમ ગાંડા જેવો દેખાવ કરનારા ગીતાર્થ મહાત્માઓના રોમ રોમમાં શાસનરક્ષાની ભાવના ભરી હશે, એ જોવાતું નથી: આવો રસ્તો તે મહાત્માઓ સાવ નિરૂપાય દશામાં જ લેશે, એનો વિચાર કરાતો નથી: પહેલાં તો આટલું બધું ગાંડપણ ન પ્રસરે એની સાવચેતી ગીતાર્થ મહાત્માઓ રાખશે, એ વાત જ ભૂલી જવાય છે: અને કુવૃષ્ટિના દૃષ્ટાન્તને આગળ કરીને ખોટો બચાવ કરાય છે. આજે એવી દશા છે જ નહિ, કે જે કારણે સુવિહિત ગીતાર્થ મહાત્માઓને કુવૃષ્ટિ ન્યાયનો આશ્રય લઈને દેખાવમાં વેષધારિઓના જેવું વર્તન રાખવું પડે અને એ રીતિએ જ શાસનરક્ષા કરવી પડે! આજે હજુ તો એવી દશા છે કે—ગાંડાઓનું કાંઈ ચાલે નહિ. પ્રયત્ન કરવો જોઈએ. શાસનસેવાની પ્રબલ ભાવના હોવી જોઈએ. છતી સામગ્રીએ અને છતી શક્તિએ યોગ્ય પ્રયત્નો કર્યા વિના કુવૃષ્ટિ ન્યાયનો આશ્રય લેવો, એ કલ્યાણકર નથી. ગીતાર્થ મહાત્માઓ કેવી પરિસ્થિતિ ઉભી થશે ત્યારે ડાહ્યા છતાં દેખાવ ગાંડાનો કરશે, એ સમજાવવાને માટે એક દૃષ્ટાન્ત આપવામાં આવ્યું છે. આ દૃષ્ટાન્ત જો બરાબર વિચારાય, તો આજના તેવા ખોટા બચાવોનું પોકળપણું આપોઆપ સમજી શકાય તેમ છે.

## કુવૃષ્ટિન્યાયે કૃત્રિમ ગાંડપણ ગીતાર્થ મહાત્માઓ ક્યારે ધારશે તે દર્શાવતી પૂર્ણ રાજાની કથા :

પૃથિવીપુરી નામની નગરીમાં પૂર્ણ નામે રાજા રાજ્ય કરતો હતો. તે રાજાનો સુબુદ્ધિ નામનો બુદ્ધિનિધાન મંત્રી હતો. એક વાર તે સુબુદ્ધિ નામના મંત્રિએ લોકદેવ નામના નૈમિત્તિકશ્રેષ્ઠને આગામી કાળ સંબંધી પ્રશ્ન કર્યો.

આથી નૈમિત્તિકશ્રેષ્ઠ લોકદેવે કહ્યું કે–' એક મહિના પછી અહીં મેઘની વૃષ્ટિ થશે, પણ તે પાણી એવું હશે કે–જેના પીવામાં તે આવશે તે ગાંડો બની જશે. જે કોઈ એ પાણીને પીશે તે ગાંડો બન્યા વિના નહિ રહે. આ પછી, કેટલોક કાળ ગયા બાદ સુવૃષ્ટિ થશે. એ વૃષ્ટિનું પાણી પીવાથી લોકો પાછા છે તેવા ડાહ્યા બની જશે. કુવૃષ્ટિનું પાણી પીવાથી ગાંડા બનેલા લોકો સુવૃષ્ટિનું પાણી પીવાથી સારા થઈ જશે.'

મંત્રિએ આ હકીકત પૂર્ણરાજાને જણાવી. રાજા તરીકેના પોતાના કર્ત્તવ્યને જાણનારા અને એ કર્ત્તવ્યના પાલન તરફ ઉપેક્ષાને નહિ સેવનારા એવા તે પૂર્ણરાજાએ પડહ વગડાવીને લોકને સાવધ કર્યો. પહેલેથી જ સારા પાણીનો સંગ્રહ કરી લેવાની આજ્ઞા ફરમાવી, કે જેથી લોકોને કુવૃષ્ટિનું પાણી પીવું પડે નહિ અને એ પાણી ન પીવું પડે એટલે લોકો ગાંડા બનવા પામે નહિ.

રાજાએ આટલી કાળજી કરી, પણ અવશ્ય ભાવિભાવ આગળ શું થાય? બન્યું એવું કે–નિમિત્તીયાના કહેવા મુજબના દિવસે કુવૃષ્ટિ થઈ. પહેલાં તો લોકોએ કુવૃષ્ટિના પાણીને પીધું જ નહિ: પણ થોડો વખત પસાર થતાં, પહેલાં સંગ્ર-

હેલું સારૂં પાણી ખૂટી ગયું. હજુ સુવૃષ્ટિ થવાને તો વાર હતી. લોકો પાણી વિના કેમ ચલાવી શકે ? તરસથી ટળવળતા લોકોએ છેવટ કુવૃષ્ટિનું પાણી પીવા માંડ્યું. પરિણામે એ સ્થિતિ આવી પહોંચી કે-રાજા અને મંત્રી એ બે વિના બધાએ જ કુવૃષ્ટિનું પાણી પીધું. સામન્તોએ પણ એ પાણી પીધું. આ રીતિએ રાજા અને મંત્રી, એ બે વિના સમસ્ત લોક ગાંડો બની ગયો.

રાજાએ અને મન્ત્રિએ તો સારા પાણીનો સંગ્રહ મોટા પ્રમાણમાં કરેલો, એથી એ બે જ ગાંડા બનતાં બચી ગયા. આ રીતિએ તે બે સિવાયના સઘળા જ પુરજનો ગાંડા થઈ જવા છતાં પણ, રાજા અને મંત્રી મુંઝાયા વિના ડહાપણથી પોતાનું કાર્ય કર્યે જાય છે.

આ રીતિએ કેટલોક કાળ પસાર થઈ ગયો, પણ લાંબો વખત તેમ નભ્યું નહિ. એક એવી વિષમ પરિસ્થિતિ ઉપસ્થિત થવા પામી, કે જેના યોગે ડાહ્યા પણ રાજા-મંત્રિને ફરજીયાત ગાંડા બની ગયા વિના ચાલે જ નહિ. આથી તેઓ ગાંડા બન્યા. કુવૃષ્ટિનું પાણી પીઈને તે બન્ને બાકીનાઓની માફક ગાંડા બની જતા નથી, પણ પોતાનો દેખાવ અને વર્તાવ તેઓએ એવો કરી મૂક્યો, કે જેથી ગાંડાઓને તો એમ જ લાગે કે-'રાજા અને મંત્રી પણ આપણા જેવા જ છે.'

આવો ખોટો બહારનો વર્તાવ પણ ક્યારે કરવો પડ્યો ?, એનો ય ખૂલાસો આમાં છે. ગાંડાના વર્તાવ કરતાં ડાહ્યાનો વર્તાવ જૂદો પડે, તે સ્વાભાવિક છે. ખરેખર ગાંડા બનેલા સામન્ત વિગેરે લોકો તો નાચગાન કરે છે, ગમે તેમ હસે-બોલે છે અને મનગમતી ચેષ્ટાઓ કરે છે. રાજા-મંત્રી તેમ કરતા નથી. રાજા-મંત્રી ગાંડા બન્યા નથી, એટલે તેઓ તો

ડાહ્યાની રીતે વર્તે છે. ગાંડા બનેલા સામન્ત વિગેરેએ તે જોયું અને એથી ધાર્યું કે-'આ રાજા અને મંત્રી આપણા જેવા નથી દેખાતા. તેઓ આપણી જેમ નાચતા-કૂદતા નથી, હસતા-બોલતા નથી કે ચેષ્ટાઓ કરતા નથી : આથી ચોક્કસ રાજા અને મંત્રી એ બે પાગલ બની ગયા છે.' અર્થાત્-ગાંડા બનેલા સામન્તો વિગેરેએ નક્કી કર્યું કે-'આ રાજા અને મંત્રી બેઉ ગાંડા થઈ ગયા છે.' કારણ કે-બે સિવાયના બધા જ ગાંડા બની ગયા હતા.

આટલું નક્કી કરીને જ તે ગાંડાઓ અટક્યા નહિ. આટલું નક્કી કરીને જ જો ગાંડાઓ અટક્યા હોત, તો પણ ડાહ્યા રાજા-મંત્રિને માત્ર દેખાવનો જ વર્તાવ પણ ગાંડા જેવો કરવો પડત નહિ. પરન્તુ ગાંડાઓએ તો-'રાજા-મંત્રી બેઉ ચોક્કસ ગાંડા થઈ ગયા છે.'-એવો નિર્ણય કર્યા પછીથી, આગળ વધીને એવો પણ નિશ્ચય કર્યો કે-'આપણાથી વિલક્ષણ આચારવાળા આ રાજા-મંત્રિને આપણે દૂર કરી નાખવા, સ્થાનભ્રષ્ટ કરી નાખવા અને તે બેની જગ્યાએ આપણે લાયક એવા રાજા-મંત્રિની સ્થાપના કરવી !'

હવે મંત્રિએ જોયું કે-'આપણે ડાહ્યા છતાં સ્થાનભ્રષ્ટ થઈ જશું. આ ગાંડાઓ આપણને ઉઠાડી મૂકશે, એટલે રાજ્યની લગામ ગાંડાઓના હાથમાં જશે. સુવૃષ્ટિ થયા પછીથી તો સારૂં થશે, પણ તે પહેલાં જો ગાંડાઓના હાથમાં રાજ્ય ગયું, તો રાજ્યનું સત્યાનાશ વળી જશે. હવે રક્ષાનો બીજો કોઈ ઉપાય રહ્યો નથી. આપણું કોઈ છે નહિ અને ગાંડાઓ મોટી સંખ્યામાં છે. વળી તેઓ રાજ્ય પડાવી લેવાને તૈયાર થયા છે.'

મંત્રિએ રાજાની પાસે જઈને બધી વાત રાજાને જણાવી. રાજા પણ સમજ્યો કે-વિષમ દશા આવી. મંત્રિને પૂછે છે કે-'હવે આત્મરક્ષા શી રીતિએ કરવી ? ગાંડાઓથી બચાવ કેમ કરવો ? કારણ કે-વૃન્દ રાજા જેવો છે.'

આમ તો રાજા ધારે તે થાય, પણ લોક જો એક થઈ જાય, તો લોકનો વૃન્દ પણ રાજાની જેમ ધારે તે કરી શકે ને ? રાજા આ સમજે છે એટલે મંત્રિને ઉપાય પૂછે છે.

મંત્રી બુદ્ધિશાલી છે. રાજાને તે આત્મરક્ષાનો ઉપાય બતાવે છે. મંત્રી કહે છે કે-'ગાંડાઓની સાથે ગાંડા બનીને રહેવું જોઇએ. રક્ષણનો આ સિવાય બીજો કોઈ જ ઉપાય નથી: અને એથી જ ગાંડાઓની સાથે ગાંડા જેવા વર્તાવવાળા થઈને રહેવું એ જ સમયોચિત છે.'

રાજાને મંત્રિની આવી સલાહ વ્યાજબી લાગી. આથી તે બન્ને જણા કૃત્રિમ ગાંડા બની ગયા: અર્થાત્-અંદરથી ડાહ્યા અને દેખાવમાં ગાંડા બની ગયા.

આમ ગાંડા બનીને ગાંડાઓની સાથે રહ્યા, પણ તે કયી રીતિએ ? **रक्षन्तौ निजसंपदम्।** પોતાની સંપત્તિની રક્ષા કરતા થકા! દેખાવમાં ગાંડા બનીને પણ કામ તો એ જ કર્યું કે-પોતાની સંપત્તિની રક્ષા કરી.

આ પછી તો સુસમયે સુવૃષ્ટિ થઈ, એ સુવૃષ્ટિનું પાણી બધાએ પીધું અને સૌ કોઈ પાછા હતા તેવા સારા થઈ ગયા.

આ દૃષ્ટાન્તપૂર્વક અહીં દર્શાવે છે કે-'આ રીતિએ દુઃષમકાલમાં ગીતાર્થ મહાત્માઓ વેષધારિઓની સાથે સરખા બની જઈને રહેશે.' જો કે-એ દશામાં પણ શાસનની સંપદાનું રક્ષણ

કરવાને તેઓ ચૂકશે નહિ અને ભવિષ્યમાં અનુકૂળ સમય ક્યારે આવે, કે જેથી વેષધારિઓની જેમ વર્તવું ન પડે, એવી ઈચ્છા કર્યા જ કરશે.

## આપત્તિ ન આવે તેની કાળજી રાખી આવતી આપત્તિને રોકવાનો પ્રયત્ન પહેલાં કરવો જ જોઈએ :

આ કથા ઉપર ખૂબ ધ્યાનથી વિચાર કરવા જેવો છે. સૌથી પહેલી વાત એ છે કે-' કુવૃષ્ટિનું પાણી પીવાથી લોકો ગાંડા ન બની જાય, એ માટે રાજા-મંત્રિએ કાળજી રાખી હતી. લોકને સાવચેત કરીને સારા પાણીનો સંચય કરી લેવાની આજ્ઞા ફરમાવી હતી.' અર્થાત્-લોકો ગાંડા બનતાં અટકે, એ માટેનો રાજા-મંત્રિએ કાળજીપૂર્વક શક્ય એટલો પ્રયત્ન કર્યો હતો. આ રીતિએ ગીતાર્થ મહાત્માઓ પણ આવતી આપત્તિને રોકવા માટે શક્ય એટલો પ્રયત્ન કરવાને ચૂકે જ નહિ. ગીતાર્થ મહાત્માઓની એ ફરજ છે કે-જનતાને ઉન્માર્ગે જતી અટકાવવાનો અને સન્માર્ગમાં જોડવાનો શક્ય પ્રયત્ન કરવો. માર્ગને પામેલા માર્ગસ્થ બન્યા રહે, માર્ગસ્થોની આરાધનામાં આવતાં વિઘ્નો દૂર થાય, માર્ગને નહિ પામેલા આત્માઓ માર્ગને પામે અને માર્ગની સામે વિપ્લવ જગાવનારાઓ નિષ્ફલ નિવડે, આ માટેની કાળજી રાખવી અને આ માટે શક્ય એટલો પ્રયત્ન કરવાને ચૂકવું નહિ, એ ગીતાર્થ મહાત્માઓની મોટામાં મોટી ફરજ છે. આ ફરજ સામે જેઓ ઈરાદાપૂર્વક આંખમીચામણાં કરતા હોય, આ ફરજને જેઓ પાદ્ગલિક લાલસાને આધીન બનીને ચૂકતા હોય, તેઓને કુવૃષ્ટિની કથાને નામે બચાવ કરવાનો, વસ્તુત: કશો જ અધિકાર નથી. જે ગીતાર્થ

મહાત્માઓ આ ફરજને ચૂકયા ન હોય અને પૂર્ણ રાજા તથા સુબુદ્ધિ મંત્રી એ બેના જેવી હાલતમાં મૂકાયા હોય, તેઓ જ કુવૃષ્ટિ ન્યાયે શાસનની રક્ષાના જ એક માત્ર હેતુથી અવસર પૂરતા કૃત્રિમ ગાંડા બને, તો તે બરાબર છે: પણ ફરજનું ભાન રાખવું નહિ અને રાજા-મંત્રિના જેવી હાલતમાં મૂકાયા વિના જ કુવૃષ્ટિ ન્યાયના નામે પોતાની ભૂલનો બચાવ કરવો, એ તો કેવળ દંભ જ છે.

## બચાવનો જ્યારે કોઈ પણ ઉપાય બાકી રહેવા નહિ પામે, ત્યારે જ કૃત્રિમ ગાંડપણ ધારણ કરશે :

રાજા-મંત્રિએ કૃત્રિમ ગાંડા બનવાનો નિશ્ચય તો કર્યો હતો, પણ તે કેવા સંયોગો વચ્ચે કર્યો હતો, એ ખાસ વિચારવા જેવું છે.

રાજા અને મંત્રી એ બે સિવાય સૌ કોઈ, એટલે કે-સામન્તો વિગેરે સઘળા રાજકર્મચારિઓ અને સમસ્ત નગરલોક કુવૃષ્ટિનું જલ પીવાથી પાગલ બની જાય છે. તે છતાં પણ રાજા-મંત્રી કૃત્રિમ પાગલ બની જતા નથી. આ રીતિએ ગીતાર્થ મહાત્માઓ પણ, ઘણાઓ ઉન્માર્ગગામી બની જાય, એટલા માત્રથી જ પોતે ગાંડા જેવો દેખાવ કરે નહિ. પોતાનું ચાલે ત્યાં સુધી તો દેખાવ પણ ડાહ્યાનો જ રાખે.

રાજા-મંત્રિએ જ્યારે જોયું કે-' ગાંડાઓ આપણને જ ગાંડા ધારીને અટકતા નથી, પણ આપણને કાઢી ગાંડો રાજા અને ગાંડો મંત્રી સ્થાપવા તૈયાર થયા છે અને આપણી તાકાત નથી કે તેમને તેમ કરતાં અટકાવી શકાય. '-ત્યારે જ બીજો કોઈ પણ ઉપાય નહિ હોવાથી, રાજા-મંત્રી કૃત્રિમ ગાંડા બનીને રહ્યા હતા.

જો આત્મરક્ષાનો બીજો કોઈ પણ સારો ઉપાય હોત, તો રાજા–મંત્રી કૃત્રિમ પણ ગાંડા બનત નહિ. આ રીતિએ ગીતાર્થ મહાત્માઓ પણ વેષધારિઓ જેવા ત્યારે જ દેખાવમાં બનશે, કે જ્યારે તે રીતિએ વર્તવા સિવાય શાસનના રક્ષણનો બીજો કોઈ ઉપાય જ નહિ હોય. એમ વર્તે તો જ રક્ષણ થાય, નહિ તો નાશ જ થાય–આવી તદ્દન વિષમ હાલત ઉભી થશે, ત્યારે જ ગીતાર્થ મહાત્માઓ વેષધારિઓની જેમ કૃત્રિમપણે વર્તન કરનારા બનીને રહેશે.

રાજા–મંત્રિમાં જો ગાંડાઓને સાજા કરવાની કોઇ પણ તાકાત હોત, તો તેને અજમાવ્યા વિના તેઓ રહેત નહિ : તેમ ગીતાર્થ મહાત્માઓ પણ જનતાને સન્માર્ગે વાળી શકાય એવા જે કોઈ સંયોગો હોય, તેનો સદુપયોગ કરી લેવા વિષે લેશ પણ ઉપેક્ષાને તેઓ સેવે નહિ.

રાજા–મંત્રિની પડખે જો થોડા પણ સામન્તો આદિ હોત અને એમના સહકારથી કૃત્રિમ ગાંડા બન્યા વિના જ રાજ્યલક્ષ્મીનો તેઓ બચાવ કરવાને સમર્થ હોત, તો રાજા–મંત્રી જેમ કૃત્રિમ પણ ગાંડા બનત નહિ, એ જ રીતિએ ગીતાર્થ મહાત્માઓની સાથે જ્યાં સુધી થોડો પણ સમૂહ હશે અને એના બળે ઉન્માર્ગગામિઓના ઉન્માદી આક્રમણથી શાસન-લક્ષ્મીનો બચાવ થઈ શકે તેમ હશે, ત્યાં સુધી તો ગીતાર્થ મહાત્માઓ વેષધારી જેવા દેખાવમાં ય નહિ બને. જ્યારે ગીતાર્થ મહાત્માઓ એકલા જ પડી જશે, જનસમૂહ આખો ઉન્માર્ગ-ગામિઓને આધીન બની જશે, ગીતાર્થ મહાત્માઓને તેમના સ્થાનથી હડસેલી મૂકવાની તૈયારી થશે અને ઉન્માર્ગના ઉન્માદમાં ભાનભૂલેલાઓ સન્માર્ગે રહેલા મહાત્માઓને જ ઉન્માર્ગગામી

બનેલા ધારી, શાસન તેમના હાથમાં રહે નહિ એમ કરવાને તત્પર બનશે, ત્યારે જ ગીતાર્થ મહાત્માઓ બીજા કોઈ પણ ઉપાયના અભાવે વેષધારિઓ ભેગા ભળી જશે : અર્થાત્–પોતે પણ વેષધારી હોય તેવો ખોટો દેખાવ કરીને વર્તશે.

## કૃત્રિમ વર્તનનો પણ હેતુ શાસનરક્ષાનો :

આમ કરવાનો હેતુ શો ? હેતુ એક જ અને તે શાસન-રક્ષાનો ! આપણે જોયું કે–રાજા અને મંત્રિ કૃત્રિમ ગાંડા બન્યા, પણ કૃત્રિમ ગાંડા બનીને તેઓએ કામ તો નિજ સંપત્તિના રક્ષણનું જ કર્યું. આ રીતિએ ગીતાર્થ મહાત્માઓ પણ કરશે. ગીતાર્થ મહાત્માઓની લક્ષ્મી કયી ? રત્નત્રયી, શાસન, મોક્ષમાર્ગ જે કહો તે એ જ ! એનું ગીતાર્થ મહાત્માઓ રક્ષણ કરતા રહેશે. તેઓ વેષધારિઓની સાથે ભળી જશે, એવી રીતિએ વર્તશે કે જેથી વેષધારિઓને ખાત્રી થાય કે–' આપણા જેવા જ આ છે–આપણાથી આ જૂદા નથી. '–પણ એવો દેખાવ કરીને કામ તો મોક્ષમાર્ગની રક્ષાનું જ કર્યા કરશે. ઉન્માર્ગનો ચઢેલો જુવાળ જ્યારે બીજી કોઈ પણ રીતિએ અટકાવવો અશકય બની જશે અને માર્ગનાશનો અવસર આવી લાગશે, ત્યારે અવસરના જાણ ગીતાર્થ મહાત્માઓ પોતે જાણી–જોઇને તે જુવાળમાં તણાવા માંડશે, પણ તે મહાત્માઓ એ સ્થિતિમાં ય શાસનલક્ષ્મીની રક્ષા કરવાનું ચૂકશે નહિ જ !

## બહારના દેખાવમાં વેષધારી જેવા બનવા છતાં પણ અન્તરમાં બળતરા પાર વિનાની હશે :

આ રીતિએ વેષધારિઓની સાથે બહારના દેખાવથી ભળી જવા છતાં પણ, તે મહાત્માઓનું અન્તર કેવું હશે ? વેષધા-

રિઓ સાથે એ મહાત્માઓને કૃત્રિમપણે ભળી જવાનો વખત આવ્યો, તે પણ એમને સાલ્યા કરશે. એમનું હૈયું નિરંતર ડંખ્યા કરશે. એ મહાત્માઓ જે કૃત્રિમ વર્તન રાખશે, તે રીબાતા હૃદયે રાખશે. રાજા–મંત્રી પોતે ડાહ્યા હોવા છતાં પણ, ગાંડાઓની સાથે તેમની જેમ જ્યારે નાચતા–કૂદતા હશે, હસતા–બોલતા હશે અને ચેષ્ટાઓ કરતા હશે, ત્યારે તેમના હૃદયમાં કેવી વેદના થતી હશે, તેની કલ્પના તો કરી જૂઓ! નિરૂપાય બની જવાથી તેમ કરે, પણ તેમ કરતાં તેમનું હૃદય તો દુભાયા જ કરે. રાજા–મંત્રી રાત દિવસ એ જ રાહ જોયા કરતા હશે કે–'ક્યારે સુવૃષ્ટિ થાય અને ક્યારે આ આફત ટળે!' એવી જ રીતિએ ગીતાર્થ મહાત્માઓ પણ હૃદયમાં દુભાતા રહેશે અને અનુકૂળ સમય ક્યારે આવે, તેની રાહ જોયા કરતા હશે. ગીતાર્થ મહાત્માઓ એ દશામાં એ જ ઇચ્છયા કરશે કે–'ક્યારે સુઅવસર આવે અને વેષધારિઓની પ્રબલતાને ડામી દેવાય!' શાસનરક્ષાના કાર્યમાં સાથ દેવાને અશક્ત મહાત્માઓની પણ આવી દશા હોવી જોઇએ. શાસન સામે જ્યારે વિપ્લવ જાગ્યો હોય, ત્યારે શક્તિ હોય તો તેને ડામી દેવાનો પ્રયત્ન કરે અને શક્તિ ન જ હોય તો પણ હૃદયથી એ જ ચિન્તવ્યા કરે કે–'કોઈ પણ પાકો અને વિપ્લવનો વિનાશ કરો!' એવા સમયે મહાત્માઓના અન્તરની બળતરાનો પાર ન હોય. એ મહાત્માઓ અશક્ત હોય, તોય શાસનરક્ષાનો પ્રયત્ન કરનારાઓ ઉપર એમના આશિર્વાદો વરસતા હોય. પોતાને તેઓ પામર માનતા હોય અને શાસનરક્ષા માટે આપત્તિઓ વેઠી વિપ્લવને ડામી દેવા મથનારા પુણ્યાત્માઓ પોતાના જીવનને સાર્થક કરી રહ્યા છે,

એમ માનતા હોય. કલિકાલસર્વજ્ઞ આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજાના ગુરૂદેવ આચાર્યભગવાન શ્રીમદ્ દેવચન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ કરેલી શાસનચિન્તાને યાદ કરો ! 'અમે તો પથ્થર જેવા પાકયા છીએ'—એમ એ મહાત્મા-એ સ્વયં વિચાર્યું છે. એ સાથે પૂર્વના શાસનસંરક્ષક મહાપુરૂષોની અત્યન્ત અનુમોદના કરી છે અને શાસનસંરક્ષક મહાપુરૂષોની મહત્તા ચિન્તવવા સાથે પોતાની હીનતા ચિન્તવી છે. શાસનને પામેલા આત્માઓનું હૃદય એવું હોવું જોઇએ.

ઉપસંહાર :

હવે આઠે ય સ્વપ્નોનું ફલવર્ણન પૂર્ણ થાય છે. ભગવાન શ્રી મહાવીર પરમાત્માના શ્રીમુખે આઠ સ્વપ્નોના ફલવર્ણનને સાંભળ્યા બાદ, પુણ્યાત્મા શ્રી પુણ્યપાલ મંડલેશે ભાગવતી દીક્ષા ગ્રહણ કરી છે. લીધેલાં વ્રતોનું ઉત્તમ પ્રકારે પાલન કરવા દ્વારા ઉત્તમ દશાને પામી, ક્ષપકશ્રેણિ માંડી, વીતરાગપણાને પ્રાપ્ત કરી, કેવળજ્ઞાનને પામી, ચૌદમા અક્રિય સ્થાનકે આવીને તે મહાત્મા મોક્ષે ગયા છે. આપણે આ સ્વપ્નફલવર્ણન કયા શુભ હેતુથી વાંચવા માંડયું તે અને આ સ્વપ્નફલવર્ણનનું શ્રવણ કરીને આપણે શું કરવું જોઈએ તે વિગેરે પ્રસંગે પ્રસંગે કહેવાયું છે. પૂર્વના પુણ્યયોગે આપણને જે કાંઈ સામગ્રી મળી છે, તેનો યથાશક્તિ આરાધના કરવા દ્વારા સદુપયોગ કરી લેવો જોઈએ. આ જીવનની અને આ સામગ્રીની મહાપુરૂષોએ જે કિંમત આંકી છે તે અને જે હેતુથી આટલી મોટી કિંમત આંકી છે તે સમજી લઇને આપણે કિંમતી જીવનનો અને કિંમતી સામ-ગ્રીનો કિંમતી ઉપયોગ કરી લેવો જોઈએ. અનન્તઉપકારી

શ્રી જિનેશ્વરદેવો ફરમાવે છે કે–'ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થોમાં અર્થ અને કામ એ બે પુરૂષાર્થો જન્મધારિઓને માટે નામના જ અર્થભૂત છે, પણ પરમાર્થદૃષ્ટિએ તો અનર્થભૂત જ છે.' અનન્તઉપકારી શ્રી જિનેશ્વરદેવોના આ વચનને હૃદયમાં સ્થાપી, પરમાર્થદૃષ્ટિવાળા બની, કલ્યાણના કામિઓએ અર્થ અને કામની સાધનામાંથી જેમ બને તેમ દૂર ખસી જવું જોઈએ. 'મોક્ષ જ એક અર્થ છે અને ધર્મ તેનું કારણ છે.'–આવા, ઉપકારિઓના વચનને હૃદયમાં ધરીને, એક માત્ર મોક્ષના જ અર્થી બનવું જોઇએ અને એ અર્થિપણાને સુસફલ કરવાને માટે, મોક્ષના ધ્યેયથી જ શ્રી જિનાજ્ઞા મુજબ સંયમાદિ દશવિધ ધર્મનું પાલન કરવામાં ઉદ્યમશીલ બનવું જોઇએ : કારણ કે–અનન્ત દુઃખમય સંસારથી મૂકાઇને અનન્ત સુખમય મોક્ષને પામવાનો એ જ એક માત્ર ઉપાય છે. આ રીતિએ જે આત્માઓ ધર્મને વિષે ઉદ્યમશીલ બનશે, તે આત્માઓ ક્રમશઃ મોક્ષને પામ્યા વિના નહિ રહે. સૌ કોઈ મોક્ષમાર્ગમાં શ્રદ્ધાવાળા બનો, મોક્ષમાર્ગને આરાધો અને મોક્ષને પામો, એ જ એક પુણ્યાભિલાષા.

  

# શ્રી વીરશાસન

[સાપ્તાહિક]



આત્મકલ્યાણની દૃષ્ટિએ વર્તમાન જગતના સામાજિક પ્રશ્નોની ચર્ચા કરતું અને વિકૃતવાદોના ઉન્મૂલન સાથે સન્માર્ગનું પ્રતિપાદન કરતું ખાસ વાંચવા જેવું સાપ્તાહિક દર શુક્રવારે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

| | |
|---|---|
| અમદાવાદ....... | રૂ. ૫-૦-૦ |
| બહાર ગામ..... | રૂ. ૫-૯-૦ |
| હિન્દ બહાર..... | રૂ. ૭-૮-૦ |

[ટપાલ ખર્ચ સાથે]

દર વર્ષે એક દળદાર પુસ્તક ભેટ આપવામાં આવે છે.



શ્રી વીરશાસન કાર્યાલય
રતનપોળ · અમદાવાદ

## શ્રી વીર વિભુની

જ્ઞાનીઓ ફરમાવે છે કે ધર્મને મોક્ષનું કારણ મિટાવી દઈને અર્થ-કામનું કારણ ન બનાવી દો. ધર્મથી અર્થકામ નહિ મળે એમ નહિ. ધર્મના યોગે અર્થ-કામ મળશે તે એવાં ઉત્તમ કોટિનાં મળશે કે ભોગવવા છતાં પણ લેપાવા દેશે નહિ, પણ ધર્મને અર્થકામનો હેતુ ન બનાવો. ધર્મ કરો નિરાશંસભાવે, કેવળ મોક્ષને ઈરાદે. પછી એના યોગે મોક્ષ ન મળે ત્યાં સુધી ઉત્તમ કોટિનાં અર્થકામ મળે એની ચિન્તા નહિ. તમારી દૃષ્ટિ અર્થકામ તરફ નહિ પણ મોક્ષ તરફ હોવી જોઈએ. અનન્ત ઉપકારી તારકો ખાતરી આપે છે કે-'નિરાશંસભાવે કરેલા આજ્ઞા મુજબના ધર્મથી, જ્યાં સુધી સંસારમાં હશો ત્યાં સુધી ઉત્ત-મમાં ઉત્તમ કોટિનાં અર્થકામ પ્રાપ્ત થશે અને એનો ભોગવટો ચાલુ હશે ત્યારે પણ આત્માની શુદ્ધિ વધતી જશે. પરિણામે આરાધના વધશે અને મોક્ષ મળશે.'

## અન્તિમ દેશના